# અનુક્રમ

# નિવેદન

ગુજરાતના સાહસિક લોકો ઘણા જૂના વખતથી હિંદના જુદા જુદા પ્રાંતમાં જ નહિ પણ અફઘાનિસ્તાન, ઇરાન, અરબસ્તાન, આફ્રિકા, બ્રહ્મદેશ, જાવા, સુમાત્રા, ચીન વગેરે દૂર દૂરના દેશોની અજાણી ધરતીના અજાણ્યા લોકોની સાથે મોટા મોટા વેપાર ખેડી અઢળક ધન અને અમાપ કીર્તિ કમાયા છે. એટલું જ નહિ પણ દેશ દેશની સંસ્કૃતિની વણઝારના વાહક પણ બન્યા છે.

વેપારવણજ માટે પરદેશ ખેડવા, ભૂખ, તરસ, થાક અને કોઈવાર મોતની પણ પરવા કર્યા વિના લાંબી અને જોખમ ભરેલી મુસાફરીઓ ખેડવી, નિર્જળ રણવગડા, ભયાનક જંગલો અને તોફાની સાગરો ઉલ્લંઘી દેશદેશાવરની સફર કરવી, શૂન્યમાંથી સૃષ્ટિ ઊભી કરી પરદેશોમાં સંસ્થાનો વસાવવાં, આ જાતના સંસ્કારો ગુજરાતી લોહીમાં એટલા બધા ભળી ગયેલા છે કે એક વખત ગુજરાતની વેપારી આલમને આ સાહસો રમતવાત લાગતાં હતાં. ગુજરાતનો ઇતિહાસ તથા કથાસાહિત્ય આવા સાહસિક સોદાગરોના અનેક રોમાંચક કિસ્સાઓથી ભરપૂર છે. ગુજરાતીઓની વેપાર માટે સાહસ કરવાની પરંપરા સેંકડો વર્ષોથી જળવાતી આવી છે.

આપણા દેશમાં ઉસ્લ્વાં પોણા બસો વર્ષોથી બ્રિટીશરોનું

શાસન થયા પછી હિંદના વેપારને જે મરણતોલ ફટકો લાગ્યો છે, એથી આપણી પ્રજામાં સાહસ કરવાની વૃત્તિ પહેલાંના જેવી બળવાન નથી રહી. હિંદ ઉપર અંગ્રેજોના શાસનને પરિણામે જીવનનાં બીજાં ક્ષેત્રોની પેઠે વેપારમાં પણ સાહસ કરવાની વૃત્તિ ઓછી થઇ ગઇ છે. અંગ્રેજી ભણેલાનો મોટો ભાગ સ્વતંત્રપણે કામ કરવાને બદલે નોકરીની સલામતીના કુંડાળામાંથી બહાર નીકળવાનું પસંદ કરતો નથી એ હકીકતની વાત છે.

બસો ત્રણસો વરસ પહેલાં જ્યારે બ્રિટીશ રાજ્યની પકડ આ દેશ ઉપર આજે છે એટલી મજબૂત નહોતી બની ત્યારે ઉક્ત આવી સ્થિતિ નહોતી. એ વખતે કેટલાયે જુવાનો કુટુંબપાલન માટે ધનપ્રાપ્તિ કરવાના ઉદ્દેશથી પરદેશ જતા અને મોટી મોટી પેઢીઓમાં નાના નાના કામથી શરૂઆત કરી વખત જતાં આગળ પડતું સ્થાન પ્રાપ્ત કરતા અથવા સ્વતંત્રપણે પોતાનો વેપાર જમાવતા. આમાં કેટલાક સફળ થતા તો કેટલાક નિષ્ફળ પણ જતા. છતાં આ બન્ને પ્રકારના માણસો પોતે ધારેલું કામ પાર પાડવા ધીરજ અને ખંતથી મુશ્કેલીઓનો સામનો કરી અંત સુધી મંડ્યા રહેતા.

છેલ્લા બે ત્રણ સૈકાઓમાં આપણા દેશમાં થઈ ગયેલા આવા "છેવટ સુધી મંડ્યા રહેનાર" સાહસિક વેપારીઓમાંથી થોડાકનાં જીવન-ચિત્રો આ પુસ્તકમાં એવી આશાથી આલેખવામાં આવ્યાં છે કે એથી કરીને આપણાં સલામતી શોધનારા ભણેલા વર્ગમાં કંઇક સાહસ કરવાની વૃત્તિ જાગે. નોકરી-માત્ર નોકરી કરવાની તેમની મનોવૃત્તિમાં ફેરફાર થાય અને લઘુમર્યાદાના રોગમાંથી તેઓ મુક્ત થાય.

અહીં જે સોદાગરોનાં સાહસવૃત્તાંતો આપવામાં આવ્યાં છે

એમાંના મોટા ભાગના લોકો તો સાવ સામાન્ય સ્થિતિના જ માણસો હતા. મુફલિસોમાં જ દેશ છોડી હાથમાં દોરી–લોટો લઈ તેઓ નીકળી પડ્યા હતા. આજની કેળવણીની દૃષ્ટિએ જોઈએ તો તેઓ બેચાર ગુજરાતી જ ભણ્યા હતા. આજના ભણેલા લોકોની પેઠે ઇતિહાસ, ભૂગોળ, ભૂસ્તરશાસ્ત્ર વિજ્ઞાન, રાજકારણ, અર્થશાસ્ત્ર, વગેરે આધુનિક વિચારો સંબંધી તેઓ કશું જ જાણતા ન હતા. માત્ર જેવું તેવું વાચતાં–લખતાં, સામાન્ય હિસાબ લેખાં ને થોડું-ઘણું નામુંઠામું, જાણવું આ જ એમના જ્ઞાનની મૂડી હતી.

આમ છતાં હિંમત આત્મવિશ્વાસ, સતત કામ કરવાની ટેવ, નવું શીખવાની તાલાવેલી, પ્રમાણિકતા, દૃઢતા, અને હૈયાઉકલત વગેરે ગુણોને કારણે તેઓ મુશ્કેલ પરિસ્થિતિમાંથી માથું મારીને માર્ગ કાઢતા. ગમે તેવા વિકટમાં વિકટ સંજોગોમાં પણ તેઓ સ્વસ્થતા ગુમાવતા નહિ. અને જે ક્ષેત્રમાં પડતા ત્યાં પોતાના પ્રબળ પુરુષાર્થને કારણે પાંચ દસ વર્ષે ઝળકી ઊઠતા.

આ સોદાગરોમાંથી કેટલાંકને વર્ષો સુધી વતનથી દૂર રહેવું પડ્યું છે. કેટલાકને દરિયાની જોખમ ભરેલી મુસાફરીઓ કરવી પડી છે. ચાંચિયા લોકો સાથે લડાઈઓ લડવી પડી છે. કોઈને ગુલામ તરીકે પકડાઈ પરદેશી બજારોમાં વેચાવું પડ્યું છે. તો કોઈને જંગબારના સુલતાન જેવાના સલાહકાર બનવાનું નસીબ પણ પ્રાપ્ત થયું છે. કેટલાકને ભાગે ઝાડુ કાઢવાનું, ફેરી કરવાનુ, ચાની દુકાન ચલાવવાનું અને મુકાદમગીરી કરવાનું–વગેરે આજના શિક્ષિતોમાં હલકા ગણાનારાં કામ કરવાનાં પણ આવ્યાં છે.

આ પરિસ્થિતિ સામે તેઓએ આંખમીંચામણાં કર્યાં નહિ કે એથી કંટાળીને નાસી પણ ગયા નહિ, પણ છાતીમાં હિંમત

# આ લેખકનાં અન્ય પુસ્તકો

## રાજકારણ

૧ સ્વતંત્ર ભારત
૨ હિંદ વિશ્વયુદ્ધના વમળમાં
૩ મહારાજ્યોની યુદ્ધશક્તિ
૪ જર્મનીની આત્મકથા

## અર્થશાસ્ત્ર

૫ હિંદની ગરીબાઈ
૬ હિંદીઓની બેકારી
૭ ૧૮ પેન્સનું હુંડિયામણ
૮ હિંદની આર્થિક દુર્દશા
૯ કચ્છનું વેપારતંત્ર
૧૦ હુન્નર ઉદ્યોગ અને વેપાર
૧૧ વ્યાપારી સર્વજ્ઞાન સંગ્રહ

## ઇતિહાસ-ભૂગોળ

૧૨ જાપાન
૧૩ સિંગાપોર
૧૪ ડચ ટાપુઓ
૧૬ ઓસ્ટ્રેલિયા

## પ્રવાસ

૧૭ હિમાલયના પુણ્ય પ્રદેશમાં

## જીવનચરિત્રો

૧૮ પ્રતાપી પૂર્વજો
૧૯ જીવનસાથી

## સામાજિક નિબંધો

૨૦ ઘરની રાણી
૨૧ જીવનસખી
૨૨ સંસ્કાર લક્ષ્મી
૨૩ ભારતમાં બેકારી નિવારણ ઉપાયો
૨૪ આપણું ઘર

## વાર્તા નવલકથા

૨૫ કલ્યાણમયી
૨૬ કચ્છની લોકવાર્તા

## આરોગ્ય

૨૭ સ્ત્રીઓનું આરોગ્ય
૨૮ આરોગ્યસાધના

## બાળસાહિત્ય

૨૯ કેમ અને ક્યારે

## પ્રેસમાં

૧ પૂર્વ આફ્રિકાની ગુજરાતી વસાહતોનો ઇતિહાસ
૨ હિંદી વાણિજ્યનો ઇતિહાસ
૩ પંડિત જવાહરલાલ નહેરુ
૪ સાગરની કથાઓ
૫ તારામતી

બાબતો સંબંધી કશુંય જ્ઞાન નહોતું. આથી એ મનમાં ને મનમાં મૂંઝાતો હતો. સ્ટીમર પણ નાની હતી અને બે દિવસ પહેલાં સહેજ તોફાનમાં ઝડપાઈ હતી. એ તોફાનમાં ડેક ઉપર ઊભેલા યુવકને મોટો ત્રાસ ભોગવવો પડ્યો હતો. એ વેળા મોજાંઓએ સ્ટીમર પર પાણી રેલાવીને પ્રવાસીઓને અને એમના સામાનને ભીંજવી નાખ્યા હતા. આખી રાત હાડમારી વચ્ચે ભીંજાયેલાં વસ્ત્રો પહેરીને પ્રવાસીઓને ગાળવી પડી હતી હજી એ આફતની છાયા એના અંતરમાંથી ભૂંસાઈ નહોતી.

એ વખતની સ્ટીમરો હજી નવી જ શોધાઈ હતી એટલે એમાં સુખસગવડોને જરાય અવકાશ નહોતો. કોલસાના રજકણથી પ્રવાસીઓને ખૂબ હેરાનગતિ ભોગવવી પડતી. છેવટે આ કંટાળાજનક મુસાફરી પૂરી કરી યુવક હોંગકોંગના કિનારે ઊતર્યો. કોઈ એને સામે લેવાને આવ્યું નહોતુ અને આવે તેમ પણ નહોતું. એણે એક જીનરિક્ષા ભાડે કરી લીધી અને તેમાં બેસીને એ પોતાના એજન્ટ ચાંઙ-ટુકને ત્યાં ગયો. એજન્ટ ચાંઙ-ટુકે કોઈક નવાસવા માણસને આવેલો જોઈ દુભાષિયા ચીનાને બોલાવ્યો. એ દુભાષિયો અંગ્રેજી જાણતો હતો. એણે જમશેદજીના ભલામણપત્રો ચાંઙ-ટુકને વાંચી સંભળાવ્યા. ચાંઙ-ટુકે એને આવકાર આપી એક નાની ચીનાઈ હોટેલમાં ઉતારો આપ્યો.

જમશેદજી નસરવાનજી તાતા નસરવાનજી તાતાને ત્યાં ઇ. સ. ૧૮૩૯માં જન્મ્યા હતા. નવસારીમાં ગુજરાતી મહેતાજી પાસે દેશી નિશાળમાં થોડું ગુજરાતી ભણાવી, તેર વરસની ઉંમરે તેને લઈ નસરવાનજી તાતા મુંબઈ આવ્યા અને ત્યાં એલ્ફિન્સ્ટન ઇન્સ્ટિટ્યુટમાં અંગ્રેજી ભણાવવાનું શરૂ કર્યું. લગભગ મૅટ્રિક સુધી એમણે અંગ્રેજીનો અભ્યાસ કર્યો. ભણવામાં જમશેદ ખૂબ જ ઉદ્યમી હતા. સાહસિકતા અને ખંત એમને એમના પિતાએ વારસામાં જ આપ્યાં હતાં.

ચીન તરફ આ વખતે હિંદથી અફીણની મોટી નિકાશ થતી. ચીનથી રેશમ અને ચા હિંદમા આવતા ચીનના લોકો અફીણના ખૂબ શોખીન બની ગયા હતા. હિંદથી મોટા પ્રમાણમાં અફીણ ચીન ખાતે જતુ હતું આથી ચીન અને હિંદ વચ્ચે મોટો વ્યાપારી સંબંધ હતો. શરૂઆતમાં ચીન ખાતે હિંદનાં વહાણો અફીણ લઇ જતાં હતા, પરંતુ હવે સ્ટીમરોની શોધ થઈ હોવાથી વહાણોની જગ્યા સ્ટીમરોએ જ લીધી હતી વેપાર ઘણો-ખરો હિંદી વેપારીઓના હાથમાં જ હતો અને વેપારમા કસ પણ સારો હતો, પણ સાથે સાથે જોખમ પણ એટલુ જ હતુ. સાગરમાથી હજી ચાંચિયાઓનો ભય નાબૂદ થયો નહોતો. તોફાન પણ વારવાર થતાં હતા.

ચીન એક વખતે જગતમા સર્વશ્રેષ્ઠ સસ્કૃતિ ધરાવનાર દેશ હતો. વિદ્યા, કળા, હુન્નરઉદ્યોગ અને સમૃદ્ધિમાં ચીન આગળપડતુ સ્થાન શોભાવતું હતુ એની સંસ્કૃતિનો ઇતિહાસ તો પાંચ હજાર વર્ષ જેટલો જૂનો છે. એના બાદશાહો પણ ચતુર, બુદ્ધિમાન અને પ્રજાપાલક હતા. એમણે વિદ્યાકળા અને શિક્ષણને ખૂબ ઉત્તેજન આપ્યુ હતુ પાચ હજાર વર્ષો સુધી ચીનાઓએ સર્વોત્તમ સમૃદ્ધિ ભોગવી હતી જગતમાં સર્વશ્રેષ્ઠ ગણાતી પ્રજાઓમા ચીનાઓ પણ એક મુખ્ય પ્રજા હતી યુરોપ એ વેળા જગલી અવસ્થામાં હતો છાપવાની કળા (મુદ્રણકળા) તોપો અને દારૂગોળો ચીને જ શોધ્યાં હતાં. ચીનાઈ વાસણો બનાવવાની કળા અને કવિતા, ઇતિહાસ, સાહિત્ય અને મોટા વિશ્વકોષોની રચના વગેરે કળાઓમાં ચીન અગ્રગણ્ય હતુ.

ચીનાઓની એ ઉન્નતિ છેલ્લાં બસો વર્ષોમાં અવનતિમા પરિણમી છે. ગુલામગીરીની નિશાની તરીકે ચીનાઓને ચોટલી રાખવી પડી. સ્ત્રીઓના પગમા એક પ્રકારના લોઢાના જોડા નાન-

# જમશેદજી તાતા

સુમધુર સમીરની લહરીઓ ચોપાસ પ્રસરી રહી હતી. સાગરનાં નાનાં નાનાં અસંખ્ય મોજાઓ સડસડાટ ચાલી જતી સ્ટીમર સાથે અથડાતાં હતાં. આકાશમાં તારલાઓ મલકી રહ્યા હતા. ચંદ્ર વાદળમાં છુપાઈ જવાથી સહેજ અંધારું થયું. ચંદ્રની બરોબરી કરવાનું સામર્થ્ય ચમકતા તારલાઓમાં નહોતું. આવી વેળાએ વીસ વરસનો એક જુવાન સ્ટીમરના તૂતક પર ઊભો ઊભો પ્રકૃતિનું આ અવનવું સ્વરૂપ નિહાળી રહ્યો હતો. સાગરનાં મોજાંઓ સ્ટીમર સાથે અથડાવાથી સ્ટીમરની ચોતરફ ધોળાં રૂપાળાં ફીણ ફરી વળતા હતા.

થોડી વારમાં જ વાદળામાંથી ચંદ્ર બહાર નીકળ્યો. એની મનોહર ચાંદની ચારે બાજુ પ્રસરી ગઈ. સમુદ્રના જલતરંગોથી ઉત્પન્ન થતાં દૃશ્યો અનુપમ અને મોહક હતાં. ચોપાસ નીરવ શાંતિ છવાઈ હતી. માત્ર સ્ટીમરના એન્જિનનો અવાજ આ શાંતિમાં ભંગ પાડતો હતો.

જ્યારે પ્રકૃતિએ આવું મોહક રૂપ ધારણ કર્યું હતું ત્યારે આ પ્રકૃતિશોભા નીરખતા જુવાનના અંતરમાં પ્રચંડ આંધીનાં વાવાઝોડાં ચાલતાં હતાં. માતપિતાનો હૂંફાળો સાથ છોડી દૂર દૂરના દેશાવરે એકલા ભટકવાથી એ જુવાનનું હૃદય વિષાદયુક્ત બની ગયું હતું. પોતે બિનઅનુભવી હોવા છતાં ચીન તરફ એકલો જઈ રહ્યો હતો. ત્યાં એનાં કોઈ સગાસ્નેહી કે મિત્રો નહોતાં. ત્યાંના લોકોની ભાષા, રીતરિવાજ, શાસનપદ્ધતિ અને સામાજિક

બાબતો સંબંધી કશુંય જ્ઞાન નહોતું. આથી એ મનમાં ને મનમાં મૂંઝાતો હતો. સ્ટીમર પણ નાની હતી અને બે દિવસ પહેલાં સહેજ તોફાનમાં ઝડપાઇ હતી. એ તોફાનમાં ડેક ઉપર ઊભેલા યુવકને મોટો ત્રાસ ભોગવવો પડ્યો હતો. એ વેળા મોજાંઓએ સ્ટીમર પર પાણી રેલાવીને પ્રવાસીઓને અને એમના સામાનને ભીંજવી નાખ્યા હતા. આખી રાત હાડમારી વચ્ચે ભીંજાયેલાં વસ્ત્રો પહેરીને પ્રવાસીઓને ગાળવી પડી હતી. હજી એ આફતની છાયા એના અંતરમાંથી ભૂંસાઈ નહોતી.

એ વખતની સ્ટીમરો હજી નવી જ શોધાઈ હતી એટલે એમાં સુખસગવડોને જરાય અવકાશ નહોતો. કોલસાના રજકણથી પ્રવાસીઓને ખૂબ હેરાનગતિ ભોગવવી પડતી. છેવટે આ કંટાળાજનક મુસાફરી પૂરી કરી યુવક હોંગકોંગના કિનારે ઊતર્યો. કોઈ એને સામે લેવાને આવ્યું નહોતું અને આવે તેમ પણ નહોતું. એણે એક જીનરિક્ષા ભાડે કરી લીધી અને તેમાં બેસીને એ પોતાના એજન્ટ ચાંઙ-ટુકને ત્યાં ગયો. એજન્ટ ચાંઙ-ટુકે કોઈક નવાસવા માણસને આવેલો જોઈ દુભાષિયા ચીનાને બોલાવ્યો. એ દુભાષિયો અંગ્રેજી જાણતો હતો. એણે જમશેદજીના ભલામણપત્રો ચાંઙ-ટુકને વાંચી સંભળાવ્યા. ચાંઙ-ટુકે એને આવકાર આપી એક નાની ચીનાઈ હોટેલમાં ઉતારો આપ્યો.

જમશેદજી નસરવાનજી તાતા નસરવાનજી તાતાને ત્યાં ઇ. સ. ૧૮૩૯માં જન્મ્યા હતા. નવસારીમાં ગુજરાતી મહેતાજી પાસે દેશી નિશાળમાં થોડું ગુજરાતી ભણાવી, તેર વરસની ઉંમરે તેને લઈ નસરવાનજી તાતા મુંબઈ આવ્યા અને ત્યાં એલ્ફિન્સ્ટન ઇન્સ્ટિટ્યુટમાં અંગ્રેજી ભણાવવાનું શરૂ કર્યું. લગભગ મૅટ્રિક સુધી એમણે અંગ્રેજીનો અભ્યાસ કર્યો. ભણવામાં જમશેદ ખૂબ જ ઉદ્યમી હતા. સાહસિકતા અને ખંત એમને એમના પિતાએ વારસામાં જ આપ્યાં હતાં.

ચીન તરફ આ વખતે હિંદથી અફીણની મોટી નિકાશ થતી. ચીનથી રેશમ અને ચા હિંદમાં આવતાં. ચીનના લોકો અફીણના ખૂબ શોખીન બની ગયા હતા. હિંદથી મોટા પ્રમાણમાં અફીણ ચીન ખાતે જતું હતું. આથી ચીન અને હિંદ વચ્ચે મોટો વ્યાપારી સંબંધ હતો. શરૂઆતમાં ચીન ખાતે હિંદનાં વહાણો અફીણ લઇ જતાં હતાં, પરંતુ હવે સ્ટીમરોની શોધ થઈ હોવાથી વહાણોની જગ્યા સ્ટીમરોએ જ લીધી હતી. વેપાર ઘણો-ખરો હિંદી વેપારીઓના હાથમાં જ હતો અને વેપારમાં કસ પણ સારો હતો, પણ સાથે સાથે જોખમ પણ એટલું જ હતું. સાગરમાંથી હજી ચાંચિયાઓનો ભય નાબૂદ થયો નહોતો. તોફાન પણ વારંવાર થતાં હતાં.

ચીન એક વખતે જગતમાં સર્વશ્રેષ્ઠ સંસ્કૃતિ ધરાવનાર દેશ હતો. વિદ્યા, કળા, હુન્નરઉદ્યોગ અને સમૃદ્ધિમાં ચીન આગળપડતું સ્થાન શોભાવતું હતું. એની સંસ્કૃતિનો ઇતિહાસ તો પાંચ હજાર વર્ષ જેટલો જૂનો છે. એના બાદશાહો પણ ચતુર, બુદ્ધિમાન અને પ્રજાપાલક હતા. એમણે વિદ્યાકળા અને શિક્ષણને ખૂબ ઉત્તેજન આપ્યું હતું. પાંચ હજાર વર્ષો સુધી ચીનાઓએ સર્વોત્તમ સમૃદ્ધિ ભોગવી હતી. જગતમાં સર્વશ્રેષ્ઠ ગણાતી પ્રજાઓમાં ચીનાઓ પણ એક મુખ્ય પ્રજા હતી. યુરોપ એ વેળા જંગલી અવસ્થામાં હતો. છાપવાની કળા (મુદ્રણકળા), તોપો અને દારૂગોળો ચીને જ શોધ્યાં હતાં. ચીનાઈ વાસણો બનાવવાની કળા અને કવિતા, ઇતિહાસ, સાહિત્ય અને મોટા વિશ્વકોષોની રચના વગેરે કળાઓમાં ચીન અગ્રગણ્ય હતું.

ચીનાઓની એ ઉન્નતિ છેલ્લાં બસો વર્ષોમાં અવનતિમાં પરિણમી છે. ગુલામગીરીની નિશાની તરીકે ચીનાઓને ચોટલી રાખવી પડી. સ્ત્રીઓના પગમાં એક પ્રકારના લોઢાના જોડા નાન-

પહુચીજ પહેરાવી એમની પ્રગતિ રૂંધી. અફીણનું ભયંકર વ્યસન પણ શરૂ થયું. અફીણ બધું હિંદથી આવતું. લોકો એને ભૂંગળીમાં ગરમ કરીને પીતા. એના નશામાં એમને અવર્ણનીય આનંદ સાંપડતો. આ અફીણનું વ્યસન કાઢવા ચીનના એક ભલા બાદશાહે પ્રયત્નો કર્યા. અફીણનો વેપાર બંધ કરવાનું એણે અંગ્રેજોને સૂચવ્યું પરંતુ આ વેપારમાં અંગ્રેજોને મોટો લાભ હોવાથી આ વેપાર બંધ કરવાની એમણે ચોખ્ખી ના પાડી. આથી ચીનના સુલતાને કેન્ટનને કિનારે પડેલી અફીણની ૨૦ હજાર પેટી દરિયામાં ડુબાડી દેવાનો હુકમ કર્યો અને એ હુકમનો અમલ થવાથી અંગ્રેજોએ લડાઈ જાહેર કરી લશ્કર ઉતાર્યું. અફીણનું વ્યસન છોડવાના સુલતાનના આદેશને માન આપી ચીનાઓ બહાદુરીથી લડ્યા પણ હાર્યા. આથી અંગ્રેજોને હોંગકોંગ બંદર અને બીજી રોકડ રકમ આપવી એ શરતે સમાધાન થયું અને ચીનની દુર્દશાની શરૂઆત થઈ.

હિંદમાં અફીણની પેટીઓનું લિલાઉ થતું. કલકત્તા બંદરેથી અફીણ હોંગકોંગ તરફ ચડતું પણ વેપાર બધો મુંબઈના ગુજરાતીઓના હાથમાં જ મુખ્યત્વે હતો. પારસી, વાણિયા અને ખોજાઓ આ વેપાર ધમધોકાર ચલાવતા. જમશેદજીના પિતાએ પણ ચીનમાં અફીણ મોકલવાનો વેપાર શરૂ કર્યો હતો, પણ એમાં વધારે કસ રહેતો નહિ કારણકે આડતિયાઓ જ સારો નફો મેળવી લેતા હતા. આમ વેપારમાં વધારે નફો ન મળવાથી પોતાનો કોઈ અંગત માણસ ચીનમાં જાય તો માલ વેચવાની બાબતમાં કાળજી રાખે અને વેપાર પણ વધે. આથી નસરવાનજી શેઠે જમશેદજીને શાળા છોડ્યા પછી તરત જ હોંગકોંગ મોકલ્યા. માછલી જેમ પાણીમાં પડતાં જ તરવા માંડે તેમ જમશેદજી પણ વેપારમાં કુશળ બની ગયા. એમને ચીનમાં સારો વ્યાપારી

અનુભવ મળવાથી એમનું મન પણ હવે પ્રસન્ન રહેવા માંડ્યું. એમણે પોતાનું સમગ્ર ચિત્ત વેપારમાં પરોવ્યું.

એમણે હોશિયારી અને ઉત્સાહથી કામ કરવા માંડ્યું. થોડા વખતમાં સારો નફો મળ્યો. નાણાંની હેરફેર પણ ખૂબ જ ચપળતાથી થવા લાગી. નસરવાનજી શેઠને જમશેદજીની દીર્ઘ-દૃષ્ટિથી ત્રણ વર્ષમાં હજારો રૂપિયાનો નફો મળ્યો. જમશેદજી હોંગકોંગમાં રહી ચીનની ભાષા શીખી ગયા. ચીનની સંસ્કૃતિનો પણ એમણે અભ્યાસ કર્યો.

યુનાઇટેડ સ્ટેટ્સ ઑફ અમેરિકામા થોડા અંગ્રેજો યુરોપથી આવી વસ્યા હતા. ઇંગ્લંડની રાણી મેરી કૅથેલિક સંપ્રદાયની હતી. પ્રોટેસ્ટન્ટો પર તે જુલમ ગુજારતી હતી. આથી થોડાં પ્રોટેસ્ટન્ટ કુટુંબો બ્રિટનથી અમેરિકામા આવી વસ્યા હતાં. પાછળથી એમણે ત્યા પોતાના સંસ્થાનો બનાવ્યા. ધીમે ધીમે લાખો અંગ્રેજો આ બધા આ સંસ્થાનોમા વસ્યા. બ્રિટનના રાજાની સાથે કરવેરાની બાબતમાં વાંધો પડવાથી અમેરિકાએ બળવો પોકાર્યો. આ લડાઇમા બ્રિટિશ સૈન્ય હારી ગયું અને અમેરિકનો ઇ સ. ૧૭૭૦મા સ્વતંત્ર થયા.

અમેરિકામાં પુષ્કળ ફળદ્રુપ જમીન અને સુંદર હવામાન હતા પરંતુ એ વખતે વરાળયંત્રો હજુ શોધાયાં નહોતા. યુરોપથી વધારે પ્રમાણમાં વસાહતીઓ આવતા નહોતા ફળદ્રુપ જમીન અને સારા વરસાદનો લાભ ખેડૂતો લઈ શકતા નહોતા. આથી મજૂરો મેળવવાની મુશ્કેલી કેમ ટાળવી એ ગંભીર પ્રશ્ન થઈ પડ્યો રૂપાનો પાક આ જમીનમાં થઈ શકે તેમ હતો, પરંતુ એ માટે મજૂરો નહોતા. ઇંગ્લંડ સાથેનું યુદ્ધ હમણાં જ પૂરું થયું હતું. એમા ઘણા માણસો ઘવાયા હતા અને માર્યા ગયા હતા, તેમ જ રોગચાળો પણ મોટા પ્રમાણમાં ફાટી નીકળ્યો હતો. આથી પરદેશોથી પણ બહુ જ થોડા માણસો અમેરિકામાં આવવાનું કરતા. મજૂરો

ન મળે ત્યાં સુધી કપાસના મોટા પાક અને બીજા પાકો શી રીતે ઉત્પન્ન કરી શકાય? ખાસ કરીને યુ. સ્ટે.ના વિભાગમાં મજૂરોની વધારે તંગી હતી.

આફ્રિકા એ પછાત મુલક ગણાય છે. ત્યાંના હબસી લોકો શરીરે સશક્ત હોય છે પરંતુ અત્યંત પ્રાથમિક દશામાં છે. આફ્રિકામાં આરબોએ પોતાનાં સંસ્થાનો સ્થાપ્યાં હતાં. આ આરબો લાગ આવ્યે જુવાન સીદી પુરુષો અને સ્ત્રીઓને પકડી જંગબારમાં લાવતા. ત્યાંની બજારમાં આ લોકો સોથી દોઢસો રૂપિયાની કિંમતે ગુલામો તરીકે વેચાતા. આ ગુલામો ઉપર અનહદ જુલમો એના માલિકો વર્તાવતા. ગુલામોનો વેપાર બહુ જ મોટા પાયા પર ચાલતો હતો. ઇંગ્લંડમાં પણ સીદી ગુલામો કામ કરતા, તેમ હિંદમાં પણ એ સીદી ગુલામો આયાત થતા. રજવાડાંઓમાં પણ ગુલામો તરીકે તેઓ કામ કરતા. દર વરસે આવા લાખો ગુલામો વેચાતા હતા. અમેરિકાએ પણ આ ધીકતા વેપારને અપનાવ્યો. એણે મોટા પ્રમાણમાં ગુલામો આફ્રિકામાંથી ખરીદી પોતાના દેશમાં મગાવવા માંડ્યા. ત્યાં આ લોકોને મજૂરીનું કામ આપવા માંડ્યું. દિનપ્રતિદિન આ વેપાર વધતો ચાલ્યો.' અત્યારે આ ગુલામોના દોઢ કરોડ વંશજો અમેરિકામાં વસે છે.

અમેરિકામાં અબ્રાહમ લિંકન પ્રેસિડન્ટ થયા. એમણે ગુલામીની પ્રથાનો વિનાશ કરવાનું વિચાર્યું. ગુલામીની પ્રથા માનવજાતના મહાન કલંક સમી હતી એમ એમને લાગ્યું. યુનાઇટેડ સ્ટેટ્સના દક્ષિણ વિભાગને આ વિચાર પસંદ પડ્યો નહિ. ઉત્તર વિભાગના લોકોએ લિંકનનો વિચાર વધાવી લીધો. આથી બંને વિભાગો વચ્ચે સદેશાઓ અને વાટાઘાટ ચાલી. પણ સમાધાન થયું નહિ. આથી તેઓ વચ્ચે લડાઈ શરૂ થઈ. ખેતરોમાં કામ કરતા બધા માણસો લડાઈમાં પડવાથી ખેતરોમાં વાવેતર થઈ શક્યું નહિ.

લાખો એકર જમીન ઉજ્જડ બની ગઈ. લાખો ગાંસડી કપાસ થતો હતો તેને બદલે એક ગાંસડી પણ કપાસ પાક્યો નહિ. પરિણામે કપાસની માંગ મોટા પ્રમાણમાં થવા લાગી.

હિંદમાં ઘણા જૂના વખતથી કપાસ પેદા થાય છે. હિંદીઓ વર્ષોથી ગૃહઉદ્યોગ દ્વારા સરસ કાપડ બનાવી પરદેશો ખાતે ચડાવતા હતા. અમેરિકામાં કપાસનો પાક વધવાથી હિંદી કપાસની માંગ ઘટી હતી. પરંતુ આ લડાઈને લીધે હિંદી કપાસની માંગ વળી વધી પડી. એના ભાવો વધી ગયા. શેઠ પ્રેમચંદ રાયચંદે મુંબઈમાં કપાસનો મોટો સટ્ટો ઉપાડ્યો. જમશેદજીના પિતા નસરવાનજી શેઠ પણ એ વેપારમાં જોડાયા. બંને મળીને કપાસના ભાવ દોઢસો રૂપિયામાંથી આઠસો રૂપિયા સુધી લઈ ગયા. લોકો પોતાનાં ગાદલાં ઉખેળીને પણ કપાસ વેચવા માંડ્યા. નસરવાનજી શેઠ આ સટ્ટામાં લાખો રૂપિયા કમાયા. એમનું ચિત્ત હવે અફીણના વેપારમાં રહ્યું નહિ. સાધારણ સ્થિતિમાંથી તેઓ મોટા લક્ષાધિપતિ વેપારી બની ગયા.

હિંદમાંથી કપાસ અને બીજી વસ્તુઓ યુરોપ ખાતે મોટા પ્રમાણમાં ચડતી. યુરોપથી પાકી વસ્તુઓની હિંદમાં આયાત થતી. હિંદી વેપારીઓને બ્રિટિશ બેંકો સારી સગવડો આપતી નહિ એટલે હિંદી વેપારીઓ ખૂબ મૂંઝાતા. પ્રેમચંદ રાયચંદ મુંબઈની મોટી બેંકો સાથે સંબંધ ધરાવતા હતા. એમણે નસરવાનજી સાથે મળી વિલાયતમાં બેંકની શાખા ખોલવાનો વિચાર કર્યો. તે કામ માટે ખરેખર કોઈ લાયક માણસની જરૂર હતી. પરંતુ એવો માણસ એમને મળ્યો નહિ. આથી નસરવાનજી શેઠે જમશેદજીને મુંબઈ બોલાવી લીધા. ચીનની અફીણની પેઢી બંધ કરી જમશેદજી સને ૧૮૬૩માં મુંબઈ આવી પહોંચ્યા. લંડન ખાતે જવાની તૈયારી કરવાની પિતાએ પુત્રને સૂચના આપી.

સમુદ્રમાં ભરતી પછી ઓટ પણ આવે છે. નસરવાનજી શેઠે

લાખો રૂપિયાની કમાણી કરી હતી. હવે એમને કરોડોનાં સ્વપ્નાં આવતાં હતાં. એમણે મોટી રકમનો કપાસનો વેપાર ચાલુ રાખ્યો. અમેરિકામાં લડાઈ બંધ થવાથી ત્યાં કપાસનો નવો પાક સારો ઊતર્યો. ભાવો ગગડી ગયા. નસરવાનજીને મોટી નુકસાની આવી. આથી જમશેદજીને વિલાયત મોકલવાનો વિચાર બંધ રાખવો પડ્યો. હોંગકોંગની ઑફિસ તો બંધ કરી હતી પણ વિલાયત જવાનો વિચાર પણ માંડી વાળવો પડ્યો. અધૂરામાં પૂરું મૂડી પણ લગભગ ખલાસ થઈ હતી. હવે બીજો ધંધો કરવાની જરૂર હતી.

"એબિસીનિયામાં અંગ્રેજોના હિતો જોખમાયાં. ત્યાં બાદશાહ થિયોડોરે અંગ્રેજોના હક્કો બાબત કંઈક વાંધા લેવા માંડ્યા. ત્યાંના તાના સમુદ્રમાંથી આફ્રિકાની સુવિખ્યાત નીલ નદી નીકળે છે. એના પાણીના હક્કો બાબતમાં તકરાર થઈ સર ચાર્લ્સ નેપિયરના હાથ નીચે એક લશ્કર ત્યાં મોકલવામાં આવ્યું. બ્રિટિશો વિરુદ્ધ વલણ બતાવવા માટે શહેનશાહ થિયોડોરને પદભ્રષ્ટ કરવામાં આવ્યો. આ યુદ્ધમાં હિંદથી મોટું સૈન્ય મોકલવામાં આવ્યું હતું. તેને ખાધાખોરાકી પૂરી પાડવાનો કૉન્ટ્રાક્ટ જમશેદજીએ લીધો. આમાં જમશેદજીએ થોડા લાખ રૂપિયા પેદા કર્યા. પરંતુ એમના સાહસિક મગજને આથી શાંતિ નહોતી વળી. ઈ. સ. ૧૮૭૭માં જમશેદજી તાતાએ કાંતવા–વણવાની એક મોટી એમ્પ્રેસ મિલ સ્થાપી. એમાંથી સારો નફો થતાં મુંબઈમાં સ્વદેશી મિલ સ્થાપી.

જમશેદજીને દરેક વાતમાં ઊંડા ઊતરવાની ટેવ હતી. જાતે તપાસ કરી ક્યાં ક્યાં ખામીઓ છે તે તેઓ શોધી કાઢતા હતા. હિંદમાં ટૂંકા તારનો કપાસ પેદા થતો હતો. તેમાંથી ૧૦ આંકથી નીચેનું સૂતર નીકળતું હતું. આથી હિંદમાં માત્ર જાડું કાપડ તૈયાર કરાતું હતું. ઝીણું મુલાયમ કાપડ બ્રિટનના લેંકેશાયરમાંથી આવતું હતું. દર વર્ષે હિંદમાં ૬૦ કરોડ રૂપિયાની કિંમતનું

કાપડ આયાત કરવામાં આવતું. આથી હિંદમાં ઝીણું કાપડ પેદા કરવાની લગની જમશેદજીને લાગી. એમણે સારું ઊંચી જાતનું રૂ પીલવાને માટે પોતાનું જિન કાઢયું અને ઝીણા લાંબા તારનો કપાસ આ દેશમાં પેદા થાય તે માટે જમીનમાં વાવેતરની અને સારાં બીજની ગોઠવણ કરી. ઇજિપ્તમાં લાંબા તારનો પુષ્કળ કપાસ ઉત્પન્ન થાય છે, એટલે જાત-અનુભવ લેવા માટે તેઓ જાતે ઇજિપ્ત ગયા. ત્યાં ખેતરો ખૂંદી જમીનની માટી, બીજ, પાણીની વ્યવસ્થા અને આબોહવાનો અનુભવ લીધો. તેની વિગતવાર સમજણ આપતું એક પુસ્તક એમણે લખી પ્રગટ કર્યું અને કપાસની ખેતીથી માંડીને કાપડ તૈયાર કરવા સુધીનું સઘળું કામ પોતાની દેખરેખ નીચે કરાવવા માંડ્યું.

આ સમયે હિંદમાંથી કાપડ અને સુતર મોટા પ્રમાણમાં ચીન ખાતે નિકાસ કરાતાં હતા. પરદેશો ખાતે માલ ખેપો સ્ટીમરોની મારફત ચડતો હતો. આ સ્ટીમરો અંગ્રેજોની માલિકીની હોવાથી નૂરનો ભાવ વધારે લેતી હતી. અંગ્રેજ સરકારનો એમને આડકતરી રીતે ટેકો હતો. જમશેદજી શેઠને નફાનો મોટો ભાગ નૂરમાં ચાલ્યો જાય એ વાત ગમી નહિ. એમણે અંગ્રેજી સ્ટીમર કંપનીઓને નૂરના ભાવો ઘટાડવા વિનંતિ કરી પણ અંગ્રેજ કંપનીઓએ ભાવો ઘટાડ્યા નહિ. આ વખતે દેશી વેપારી મંડળો હજી સ્થપાયાં નહોતા. જમશેદજીએ બધા દેશી કાપડના વેપારીઓને પોતાને ત્યાં બોલાવી સમજાવ્યા અને અંગ્રેજી કંપનીઓ મોટાં નૂર લઈ વેપારીઓનો નફો કેવી રીતે લૂંટી લે છે એ સમજાવ્યું. દેશી વેપારીઓએ એમની આગેવાની નીચે સંપ કરી અંગ્રેજી સ્ટીમરોમાં માલ ચડાવવાનું બંધ કર્યું. જમશેદજી તાતાએ પત્રવહેવાર કરી, લાગવગ લગાવી જાપાનીઝ સ્ટીમર કંપનીને હિંદમાં બોલાવી. સૌએ એ જાપાનીઝ સ્ટીમર કંપનીને માલ આપવા

માંડ્યો. જાપાનીઝ કંપનીને માલ મળવાથી અંગ્રેજી સ્ટીમરો ખાલી જવા માંડી. આથી અંગ્રેજી સ્ટીમર કંપનીઓએ માત્ર નામનું જ ભાડું રાખવાનું જાહેર કર્યું. દેશી કાપડના વેપારીઓ લાલચને અટકાવી શકયા નહિ. એમણે નજીવા ભાડે અંગ્રેજી સ્ટીમરોમાં માલ ચડાવવા માંડ્યો. આ રીતે અંગ્રેજી સ્ટીમરોને ફરી માલ મળતાં જાપાનીઝ સ્ટીમરો આવતી બંધ થઈ, એટલે અંગ્રેજી સ્ટીમર કંપનીઓએ વળી પાછું નૂર વધારી દીધું. જમશેદજીને દેશી વેપારીઓની લાલચ અને પરાધીનતા જોઈ ખૂબ દુઃખ થયું.

જમશેદજી શેઠ વારંવાર યંત્રો અને કારખાનાંઓનો અનુભવ મેળવવા માટે વિલાયત પ્રવાસે જતા. હિંદમાં મોટા પ્રમાણમાં ઇંગ્લંડથી લોઢું અને પોલાદ આયાત થતું. આ બાબતમાં હિંદને સ્વાવલબી બનાવવા શેઠ જમશેદજીની ઇચ્છા થઈ. પોતાને ખર્ચે તેઓ ઈંગ્લંડથી લોઢાની ધાતુઓના અનુભવીઓને લઈ આવ્યા. તેમને મોટા પગાર આપી, મોટું ખર્ચ કરી લોઢાની ધાતુ માટે હિંદના જુદા જુદા પ્રાંતમાં તપાસ કરાવવા માંડી જમશેદજીએ એના પર ઘણું ખર્ચ કર્યું. છેવટે બિહારમાં લોઢાની ખાણો શોધી કઢાઈ. ત્યાં લોઢું મોટા પ્રમાણમાં હતું. એમની આ શોધખોળને લીધે એમના છોકરાઓએ ઈ. સ. ૧૯૦૭ માં તાતા આયર્ન એન્ડ સ્ટીલ કં. એ કરોડ રૂપિયાની થાપણથી કાઢી. ત્યાં લોઢાનું મોટું કારખાનું સ્થાપ્યું છે. એનો વિકાસ કરી જમશેદજી તાતાના છોકરાઓએ ત્રીસ કરોડ રૂપિયા ખરચ્યા છે. દર વરસે ૧૦ લાખ ટન પોલાદ અને ૧૫ લાખ ટન લોઢું એ કારખાનાંઓમાં તૈયાર થાય છે. એ સ્થળે જમશેદપુરનું મોટું શહેર એક લાખની વસ્તીવાળું વસાવવામાં આવ્યું છે. લોઢાના ઉદ્યોગની હિંદમાં પ્રથમ સ્થાપના કરનાર જમશેદજી હતા.

યુરોપ અને અમેરિકાની મુસાફરી દરમિયાન જમશેદજી તાતાએ પાણીમાંથી વીજળિક શક્તિ ઉત્પન્ન કરવાનાં કારખાનાંનું

પણ નિરીક્ષણ કર્યું. હિંદમાં સારો કોલસો થોડો મળે છે તેથી આવી રીતે જલવિદ્યુત્‌શક્તિ મેળવવાનાં કારખાનાં હિંદમાં સ્થાપ્યાં હોય તો ઉદ્યોગોને ખૂબ ઉત્તેજન મળે એવા વિચારથી જમશેદજીએ વિલાયતથી જલવિદ્યુત્‌ના અનુભવીઓને મોટા પગારે બોલાવ્યા. સહ્યાદ્રિના પશ્ચિમઘાટો પર ખૂબ વરસાદ પડે છે. એ પાણી સરોવરમાં એકઠું કરી તેનો સતત પ્રવાહ પાડી વીજળી ઉત્પન્ન કરવામાં આવે તો એ શક્તિ વડે મુંબઈની સઘળી કાપડની મિલો ઓછે ખર્ચે ચલાવી શકાય, રેલવે અને ટ્રામો પણ આ વીજળીથી ચલાવી શકાય. અને એંજિનોના અને ચીમનીના ધુમાડાથી મુંબઈવાસીઓને નુકસાન થતું અટકાવી શકાય. આ અનુભવીઓની બારીક તપાસ પછી જલવિદ્યુત્ પેદા કરવાનું મોટું ક્ષેત્ર આ ઘાટોમાં જ છે એમ જમશેદજીને જણાયું. ૧૮૯૭માં એમણે 'તાતા હાઇડ્રો ઇલેક્ટ્રિક પાવર કં.' શરૂ કરી. એ વખતે મુંબઈની બજારમાં કરોડોની થાપણો ભરવાની હજી સગવડ થઈ નહોતી છતાં જમશેદજી તાતાનું નામ સાંભળી લોકોએ શ્રદ્ધાપૂર્વક કરોડોની થાપણ એમાં ભરી દીધી. મુંબઈથી પૂના આવતાં વચ્ચે લોનાવલા સ્ટેશન નજીક એક ઊંચો મજબૂત બંધ બાંધી સરોવર તૈયાર કરવામાં આવ્યું. આ સરોવરમાંથી પાણીનો સતત ધોધ જન્માવી એમાંથી જલવિદ્યુતશક્તિ ઉત્પન્ન કરવામાં આવે છે. હાલના મુંબઈના અનેક ઉદ્યોગોને આ શક્તિ પૂરી પાડવામાં આવે છે. સરોવરનું પાણી નહેરો વાટે ખેતીને ઉપયોગી બનાવાય છે. આ નહેરોથી લાખો એકર જમીનને પણ ફળદ્રુપ બનાવાય છે. જમશેદજીના છોકરાઓએ ચાર મોટી જલવિદ્યુત્-ઉત્પાદનની યોજનાઓ અમલમાં મૂકી છે. તેથી દેશને ઘણો ફાયદો થયો છે.

જમશેદજી તાતા ઘણા ઉદ્યોગોના જનક જેવા છે. એમણે અઢળક સંપત્તિ મેળવીને બેસી ન રહેતાં દેશના ઉદ્યોગોના વિકાસ અર્થે જ એ નાણાં વાપર્યાં છે. તેઓ સખાવતો પણ મોટા પ્રમાણમાં

કરતા. કોઈ પણ હિંદીએ એમના જેટલી સખાવત કરી નથી. એમની પહેલી મોટી સખાવત હોશિયાર હિંદી વિદ્યાર્થીઓને પરદેશમાં ઔદ્યોગિક જ્ઞાન મેળવવા માટે મોકલવાની સ્કોલરશિપો આપવાની હતી. ૧૮૫૫માં એમણે આ માટે એક મોટી રકમ જુદી કાઢી. જે વિદ્યાર્થીઓને મદદ કરવામાં આવે તેમણે પાછળથી પોતાની કમાણીના થોડા ટકા દર વરસે ભરવાના હોય છે. આથી ઘણા લાયક બુદ્ધિમાન ગરીબ વિદ્યાર્થીઓએ આનો લાભ લીધો છે અને અનેક વિદ્યાર્થીઓ પરદેશમાં જઈ ઉદ્યોગોનો પરિચય લઈ દેશને ઉપયોગી બન્યા છે.

જમશેદજીએ દેશના ઉદ્યોગોનો વિકાસ કરવા અથાક પ્રયાસો કર્યા હતા. હિંદમાં યુવાનોને ઉચ્ચ વૈજ્ઞાનિક અભ્યાસ અને શોધખોળને લગતી તાલીમ આપવામાં આવે એવી કોઈ સંસ્થાની એમને જરૂર જણાઈ. અત્યાર સુધી પરદેશી વૈજ્ઞાનિકોને બોલાવવાની જરૂર પડતી હતી. આપણા દેશમાં વૈજ્ઞાનિક શોધખોળ કરવા માટે એમણે ઇંગ્લંડના મોટા વૈજ્ઞાનિકોની સલાહ લઈ એક યોજના તૈયાર કરી. એમણે ૩૫ લાખ રૂપિયાની મોટી રકમ આ કામ માટે ઉદારતાપૂર્વક કાઢી. હિંદની સરકાર અને માઇસોર સરકારે પણ આ કામ માટે મોટી મદદ કરી. માઇસોરના બેંગલોર શહેરમાં તાતા રીસર્ચ ઇન્સ્ટિટ્યુટની સ્થાપના થઈ. હિંદી ગ્રેજ્યુએટોને માસિક ૫૦ થી ૬૦ રૂપિયાની શિષ્યવૃત્તિ આપી એમાં દાખલ કરવામાં આવે છે.

આમ ઉદ્યોગ અને સાહસવીર જમશેદજીના સુપુત્રોએ જમશેદજીનાં કાર્યોને વધુ વિકસાવ્યાં છે. હિંદનાં પ્રથમ કોટીનાં તેલ, સાબુ, સીંદા અને રસાયણોનાં કારખાનાંઓ તથા અન્ય કારખાનાંઓ પણ તેમણે સ્થાપ્યાં અને વિમાની કારખાનાં પણ તેમણે સ્થાપ્યાં છે. આજે હિંદમાં જો કોઈ મોટી ઔદ્યોગિક પેઢી હોય તો તે 'તાતા' જ છે એ કોઈ પણ સામાન્ય હિંદી જાણે છે. 'તાતા' ની થાપણો એક અબજ રૂપિયાથી પણ વધારે છે. જમશેદજીના સુપુત્રોએ પણ કરોડોની સખાવતો કરી છે.

# સુંદરજી કરોડાધિપતિ કેમ થયા ?

"મારો સુધો ક્યાં છે, ભાઈ હીરા !" વૃદ્ધ શવોકાકો બજારમાં આવેલી ઊંચી પડથારવાળી દુકાનમાં લાડુ, પેંડા, બરફી વગેરે મિષ્ટાન્નોના થાળની સામે બેઠેલા હીરા કંદોઈને પૂછતો હતો. "બેટા, આજે ત્રણ ત્રણ દિવસથી એણે મોં દેખાડ્યું નથી."

"મને શું ખબર તમારા સુધાની ! મારા ખીસામાં થોડો જ સંતાડ્યો છે કે હું તમને કાઢીને આપી દઉં !" હીરો કંદોઈ જરા ઉગ્ર થતાં બોલ્યો.

"મારા સમ છે, હીરા ! સાચી વાત કહે. તું એનો ભાઈબંધ છે. તને ખબર ન હોય તો બીજા કોને ખબર હોય ! તું તો એનો લંગોટિયો દોસ્ત !" વૃદ્ધ શવાકાકાએ આજીજી કરી.

"જાઓ પેલા વેલા કંદોઈને ઘેર, કદાચ ત્યાં હોય !" હીરાએ કંટાળીને કહ્યું

વૃદ્ધ શવો હાથમાંની લાકડી ઠપકારતો ઠપકારતો વેલા કંદોઈને ઘેર આવ્યો. બારણું બંધ હતું. બારણું ખખડાવ્યું. કોઈ એ જવાબ ન આપ્યો. વૃદ્ધે લાકડી જોસથી બારણા પર ઠોકી.

જનસમૂહ હંમેશાં કુતૂહલપ્રિય હોય છે. જરાક કંઈક હોય તો લોકોને એકઠા થતાં વાર લાગતી નથી. જોતજોતાંમાં તો વેલા કંદોઈના ઘર પાસે પચાસ–સો માણસોનું ટોળું ભેગું થઈ ગયું.

"વેલા કંદોઈના ઘરમાં જુગારીઓ ભેગા થયા છે. દિવાળી આવે છે એટલે વેલા કંદોઈનું ઘર જુગારખાનું જ બની જાય છે." મોટી ફાંદવાળા ઠાકરશી શેઠ બોલી ઊઠ્યા.

"સુમરા પીઓીને રોજ એને ઘેર જતો હું જોઉં છું." કાનજી કાપડિયાએ ટાપસી પૂરી. "અને વેલાને તો જુગાર સિવાય બીજો કંઈ ધંધો જ ક્યાં છે?"

"હરજીવન ભાટિયો પણ એમાં ભરાયો છે. આજે સવારે મેં એને આ ઘરમાં જતો જોયો હતો." લખમશી ખત્રી બોલી ઊઠયો.

"અરે, પેલો લાલજી લોહાણો ક્યાં ઓછો છે? એ તો વેલાના ઘરમાં પડ્યો–પાથર્યો જ રહે છે." નાનજી સોનીએ પણ કહી નાખ્યું.

લોકો વધારે ને વધારે ભેગા થવા માંડયા. થોડી વારમાં તો બસો–ત્રણસો માણસોનું ટોળું ભેગું થઈ ગયું. બધા જુગારીઓ ઉપર ઉશ્કેરાયા હતા. એમણે વેલા કદોઈનાં બારણાં ધમધમાવી નાખ્યાં. કેટલાક વળી બારણાં તોડવાની પણ સલાહ આપવા લાગ્યા. અંદર બેઠેલા જુગારીઓ લોકોનો ઉશ્કેરાટ અને ઉગ્રતા જોઈને ચોંકી ઊઠયા. ગભરાઈને એમણે બારણું ઉઘાડ્યું. સાત–આઠ જુગારીઓ નીચું માથું કરીને એક પછી એક બહાર નીકળ્યા.

વેલો, સુમરો, હરજીવન, લાલજી વગેરે બધા બહાર નીકળ્યા. લોકોએ એમના તરફ ખૂબ ફિટકાર વરસાવ્યો અને ગાળો ભાંડવા માંડી. સૌથી છેલ્લે ચવાકાકાનો સુંધો નીચી નજરે બહાર નીકળ્યો. ચવાકાકા બારણા પાસે જ ઊભા હતા. સુંધાને જોઈ એમણે પોતાના હાથમાંની લાકડી એના માથા પર ફટકારી. એક, બે, ત્રણ, ચાર, દસ, બાર લાકડી એમણે કંઈ પણ બોલ્યા વિના એના માથા પર વીંઝી. સુંધો ભાગવાનો લાગ જોતો હતો. ચોતરફ માણસો ઘેરીને ઊભા હતા. આખરે લાકડીઓનો માર અસહ્ય બનતાં તેણે એક મોટો કૂદકો માર્યો. તે ઠાકરશી શેઠની મોટી ફાંદ સાથે અફળાયો. ઠાકરશી શેઠ ઊભા હતા ત્યાં ને ત્યાં બેસી ગયા. બધા ઠાકરશી શેઠની સારવારમાં પડ્યા. કોઈ એમને હવા નાખવા મંડ્યા, કોઈએ

સુધાને અને શવાકાકાને બે-ચાર ગાળો પણ ચોપડી દીધી. બેસ વતી હવા ખાતા ઠાકરશી શેઠ મહામુશ્કેલીએ ઊભા થયા. કરકાકીથી તેઓ શવાકાકા તરફ જોતા પોતાના ઘર તરફ ચાલ્યા. શવાકાકા બીચારા પોતાની લાકડી ટપકારતા ટપકતા ઘર તરફ ચાલ્યા. આ બધી ધમાલમાં સુધો આબાદ છટકી ગયો હતો.

કચ્છના ગુંદિયાળી ગામના રહેવાસી શિવજી બ્રહ્મક્ષત્રીનો પુત્ર સુધો (સુંદરજી) નાનપણથી જ ખરાબ સોબતને લીધે વઠી ગયો હતો. શવાકાકાએ એને ભણાવવા ખૂબ માથાકૂટ કરી પરંતુ સુંદરજી તો નિશાળના માસ્તરને છૂટી પાટી મારીને અનેક વખત નિશાળમાંથી નાસી જતો. તે ઘરમાંથી ચોરી કરતો, જુગાર રમતો અને લોફરોની સાથે રાત-દી ઝઘડા કરતો. બીચારો શવજીકાકો એને ખૂબ સમજાવતો, કદી કદી ધમકાવતો અને મારકૂટ પણ કરતો, કયારેક તો એ તેને ઓરડામાં પણ પૂરી રાખતો, પરંતુ સુંદર ન સુધર્યો તે ન જ સુધર્યો.

સુંદરને થોડુંઘણું વાંચતાં-લખતાં આવડયું હતું, પરંતુ એનું ચિત્ત તો જુગારમાં અને વ્યસનોમાં જ હતું શિવજી આબરૂદાર ગૃહસ્થ ગણાતા. એમણે વેપારમાં થોડો પૈસો ભેગો કર્યો હતો. 'પરણાવશું એટલે માથે ધોસરી આવતાંની ને સુધો સુધરી જશે' એવું વિચારી શિવજી કાકાએ નાનપણમાં જ એનાં લગ્ન કરી નાખ્યાં. પણ સુંદર તો દિવસે દિવસે વધારે ને વધારે બગડતો જતો હતો. ધંધો કરવાનું તો એને ગમતું જ નહિ. જુગાર, ચોરી અને વ્યસનોમાં જ એ રચ્યોપચ્યો રહેતો. એ એક છોકરાનો બાપ થયો છતાંય એનામાં સુધારાનાં જરાય લક્ષણો દેખાતાં નહોતાં.

સુંદરજી થોડા દિવસ પહેલાં જ પોતાની પત્નીની સોનાની સાંકળી ઉપાડી ગયો હતો અને કચ્છ-માંડવીમાં જઈ વેચી આવ્યો હતો. એની એને ચારસો કોરી ઊપજી હતી. ગામના આડ-દસ

જુગારીઓ સાથે વેલાકરીઈના ઘરમાં એ જુગાર રમવા ગયો હતો. દિવાળી નજીક આવતી હતી એટલે વેલાએ મીઠાઈના ટોકરા ભરી રાખ્યા હતા એટલે જુગારીઓ આ મીઠાઈ બજાર કરતાં ત્રણ-ત્રણ ચાર-ચારગણા ભાવે લઈને ખાતા હતા અને જુગાર રમતા હતા. ત્રણ-ત્રણ દિવસ સુધી આ જુગારનો અડ્ડો ચોવીસે કલાક ચાલ્યો. આખરે લોકોને શંકા પડતાં વેલા કરીઈના ઘર પર દરોડો પાડ્યો હતો.

રાતે આઠ વાગ્યે લપાતો-છુપાતો સુંદરજી ઘેર આવ્યો. ઘરમાં મા, પત્ની, બાપ, ભાઈઓ અને અન્ય કુટુંબીઓએ એને ખૂબ ધમકાવ્યો. બધાંએ જેમ ફાવ્યું તેમ એને ગાળો દીધી. બાપે આખરે એનાથી કંટાળી એને ભાગ વહેંચી આપ્યો અને જુદા રહેવા કહ્યું: "જા કપૂત કમા અને ખા. હવે અમારું લોહી પીશ નહિ. જા તારું કાળું કર" પણ સુંદરજીને ક્યાં ધંધો કરવો હતો ! એને તો ભાવતું'તું ને વૈદે બતાવ્યું. એના હાથમાં પોતાના ભાગની હજાર-બારસો કોરી રાકડી આવી. પછી જોઈએ શું ?, પત્ની અને બાળકને લઈને તે જુદો રહેવા ચાલ્યો ગયો. હવે તો એણે કોઈની દરકાર રાખ્યા વિના છૂટથી જુગાર અને બીજાં વ્યસનોમાં પૈસા ઉડાડવા માંડ્યા. એક મહિનામાં તો એણે બધુંય સફાચટ કરી નાખ્યું. એની પાસે ફૂટી બદામે રહી નહિ.

આખરે સુંદર કંટાળ્યો. ઘરમાં કંઈ હતું તો નહિ હવે બૈરીને અને છોકરાને ખવડાવે શું ? પણ હિંદુઓમાં એક રિવાજ બહુ જ મજાનો છે. પત્નીને પોષવાની તેવડ ન હોય તો મોકલો પિયર. બીચારાં છોકરીનાં માબાપના ભોગ. એમને તો દીકરીને પાળ્યા વિના છૂટકો જ નહિ. સુંદરજીએ પણ એ જ માર્ગ લીધો. એણે પત્નીને બાળક સાથે પિયર મોકલી દીધી.

સુંદરજી હવે આ જુગારી અને વ્યસની વૃત્તિઓથી ખૂબ કંટાળ્યો. આ બધાં વ્યસનોએ જ પોતાના જીવનની બરબાદી કરી

છે એમ હવે એને સમજાયું. એણે નાનપણમાં અનેક માણસોએ ભગવાન પાસે તપ આદર્યાની વાર્તાઓ સાંભળી હતી. અનેક તપ કરનાર ભક્તોને ભગવાને પ્રસન્ન થઈ વરદાન આપ્યાનું સમર્થન અનેક વાર્તાઓમાં હતું. એના મનમાં પણ વિચાર ઝબક્યો: 'હું પણ શા માટે તપ ન કરું! પણ ભગવાન વરદાન આપશે ?'

ગામને પાદર ભગવાન શંકરનું મંદિર હતું. સુંદરે તો અહીં તપ આદર્યું. સ્નાન કરી મંદિરના ઓટલા પર પદ્માસન લગાવી એણે 'ૐ નમઃ શિવાય'ના મંત્રનો જાપ શરૂ કર્યો. ખાવુંપીવું તદ્દન મૂકી દીધું. ઉપવાસો કરવા માંડ્યા. એક, બે, ત્રણ, ચાર, પાંચ દિવસો પસાર થઈ ગયા પણ શંકર પ્રસન્ન થયા નહિ. આખરે ધીરજની અવધિ આવી. સુંદરને ભગવાન પર ગુસ્સો ચડ્યો. તે પોતાનું માથું શંકરના લિંગ સાથે પછાડીને મરી જવા તૈયાર થયો. એકાએક એ ચમક્યો. એના અંતરમાં કોઈકનો અવાજ ઊઠ્યો: 'આપઘાત કરીશ મા. ધીરજ ધર.' સુંદરજીએ મંદિરની બહાર આવી ફરી પદ્માસન લગાવી 'ૐ નમઃ શિવાય'નો જાપ શરૂ કર્યો.

એ જ રાત્રે એને સ્વપ્ન આવ્યું. સ્વપ્નમાં ભગવાન શંકરે એને કહ્યું: 'ભૂજના નગરશેઠને ત્યાં જા. તારી ઇચ્છાઓ પરિપૂર્ણ થશે.'

સવારમાં ઊઠી સુંદરજી ઘેર આવ્યો. ઘણા દિવસથી પુત્રને ન જોવાથી વૃદ્ધ બાપ બેબાકળો બની ગયો હતો. એણે એને પાસે બેસાડીને પ્રેમપૂર્વક જમાડ્યો. સુંદરજીએ પોતાના સ્વપ્નની વાત બાપને કહી. બાપે એને હર્ષપૂર્વક ભૂજ જવાની રજા આપી. સાંજ પડતાં તે ભૂજ તરફ ચાલી નીકળ્યો.

બીજે દિવસે તે ભૂજમાં આવી નગરશેઠ શવરાજ શાહને મળ્યો. નગરશેઠ શિવજી બ્રહ્મક્ષત્રીને ઓળખતા હતા. શેઠે કહ્યું: "સુંદા, તું હવે મોટો થયો. હવે તારે કાંઈક ધંધો કરવો જોઈએ. બીચારા વૃદ્ધ બાપને છતે દીકરે વિસામો ન મળે એ કેટલું ખરાબ ગણાય!"

"શેઠ, મારી પાસે ફૂટી બદામે નથી. ધંધો શી રીતે કરું ?"

"મૂડી માટે ચિંતા ન કર. ધંધો કરીશ તો મૂડીને માટે વાંધો નહિ આવવા દઉં. બોલ, કયો ધંધો ફાવશે ?" નગરશેઠે પૂછ્યું.

"ઘોડાઓનો ધંધો કરીશ. ગામના અજાજી જાડેજાએ મને ઘોડાઓને પરખવાનું શિખવાડ્યું છે. હું કચ્છના ઘોડાઓ બીજા દેશોમાં વેચવા લઈ જઈશ"

"કેટલી મૂડી જોઈશે તને ?"

"હમણાં આઠ-દસ હજાર કોરી બસ છે." સુંદરે જવાબ આપ્યો.

નગરશેઠે એ જ સમયે મુનીમને બોલાવી દસ હજાર કોરી ગણી આપી. સુંદરજીએ ગામડાંઓમાં જઈ ઘોડા ખરીદવા માંડ્યા. બારેક સારા ઘોડાઓ ખરીદી તે માંડવી આવ્યો. વહાણમાં ઘોડાઓ ભરી તે મલબાર તરફ ઊપડ્યો અને ત્યાંના કાનાનોર બંદરે ઊતર્યો.

કર્નલ મૉન્ટગોમરીનો નિવાસ એ વેળા આ બંદરમાં હતો. આ વખતે ટીપુ સુલતાન સાથે અંગ્રેજોને યુદ્ધ ચાલતું હતું એટલે અંગ્રેજોને ઘોડાઓની ખૂબ જરૂર હતી. કર્નલે સુંદરજીના ઘોડાઓ જોયા. એમને પસંદ આવ્યા. એમણે એ ખરીદી લીધા અને બીજા ઘોડાઓ જલદી લાવી આપવાનું જણાવ્યું. સુંદરજીને ઘોડાઓનાં બમણાં નાણાં ઊપજ્યાં.

સુંદરજીએ બીજા પંદર ઘોડાઓ કચ્છમાંથી લાવી કર્નલને આપ્યા. આમાં પણ સુંદરજીને સારો લાભ થયો. વળી એણે પચ્ચીસ ઘોડાઓ લાવી ટીપુ સુલતાનના આડતિયાને વેચ્યા. આમ એ ટીપુ સુલતાન અને અંગ્રેજો એમ બંને પક્ષોને ઘોડાઓ વેચવા લાગ્યો. આમાં એને સારો નફો મળતો. કર્નલને આ વાતની ખબર પડી ત્યારે એણે સુંદરજીને બોલાવી બે લાખ રૂપિયાના ઘોડા કચ્છમાંથી જલદી લાવી આપવાનો કોન્ટ્રાક્ટ કરી લીધો. સુંદરજીને બે લાખ રૂપિયા રોકડા મળ્યા, પણ આ રૂપિયા કચ્છમાં શી રીતે પહોંચાડવા એ એને માટે મહાન મૂંઝવણનો પ્રશ્ન થઈ પડ્યો.

આખરે એણે બે લાખ રૂપિયાનાં કીમતી મોતી ખરીદ્યાં. ત્યાંથી એ મુંબઈ ગયો. ત્યાં બે લાખનાં મોતી વેચ્યાં. નસીબની ચડતી કળા હોઈ બે લાખના મોતીના ત્રણ લાખ એને ઊપજ્યા. ત્યાંથી તે કચ્છમાં આવ્યો. કોન્ટ્રાક્ટ મુજબ સુંદરજીએ અંગ્રેજોને ઘોડાઓ મોકલાવ્યા. કર્નલ ઘોડાઓ જોઈ ખુશી થયો. એણે એને સર્ટિફિકેટ લખી આપ્યું. સુંદરજી તે હવે સુંદરજી શેઠ બન્યો. એણે મુંબઈમાં પોતાની શાખા ખોલી. ત્યાં એને કેપ્ટન બેરીની ઓળખાણ થઈ. આથી એને સૈનિકખાતા સાથે ગાઢ સંબંધ બંધાયો. સૈનિકખાતાનો તે મુખ્ય કોન્ટ્રાક્ટર બન્યો.

સુંદરજીએ પોતાનું કાર્યક્ષેત્ર વિસ્તાર્યું. હિંદુસ્તાનમાં એની લગભગ ચાલીસેક શાખાઓ જુદા જુદા સ્થળોએ સ્થપાઈ. એનો વેપાર વધતો ચાલ્યો. પરંતુ મુખ્યત્વે તો તે અંગ્રેજ સરકારના સૈન્યોને ખોરાકી, પોશાકી, ગાડીઓ, શસ્ત્રો વગેરે પૂરું પાડવાના કોન્ટ્રાક્ટો લેતા હતા. આ સિવાય તેમણે રાજા-રજવાડાઓને અને અન્ય વેપારીઓને નાણાંની ધીરધાર કરવા માંડી.

ધીમે ધીમે સુંદરજી શેઠની સમૃદ્ધિ વધતી ગઈ ને ઠેઠ મોટા દેશી રાજ્યો પણ આર્થિક મદદ માટે સુંદરજી શેઠ પાસે આવવા માંડ્યાં. અંગ્રેજોના સુંદરજી શેઠ પર ચારે હાથ હતા. રાજા-રજવાડા પણ સુંદરજી શેઠનો હુકમ બજાવવા એકપગે રહેતા. જૂનાગઢ, પોરબંદર, નવાનગર, ભાવનગર, મોરબી વગેરે રાજ્યોના રાજાઓ સુંદરજી શેઠના મિત્રો બન્યા હતા. મોટા મોટા સરકારી અમલદારો પણ સુંદરજી શેઠના પરમ સ્નેહીઓ જેવા બની ગયા. સમય આવ્યે સુંદરજી શેઠ રાજા-રજવાડાઓને આર્થિક મદદ આપતા, પાછી પાની કરતા નહિ. કચ્છના મહારાવ ભારમલજીને અંગ્રેજ સરકારથી થતી અડચણો અને ત્રાસોમાંથી આ શેઠે જ ઉગાર્યા હતા. આથી કચ્છમાં પણ એમનું માન મોટું રાજમહારાજ જેટલું હતું. એક દિવસનો જુગારી,

વ્યસની, રખડુ સુંધો આજે સુંદરજી શેઠ બન્યો હતો. મોટાં મોટાં રાજા–રજવાડાં એના ચરણો ચૂમતાં હતાં. શી નસીબની બલિહારી !

સુંદરજી શેઠના નસીબનો સિતારો દિનપ્રતિદિન વધારે ચમકાર કરતો હતો. બધાં રાજ્યોએ એમની સેવાનો બદલો વાળવા એમને આઠ–દસ ગામો અર્પણ કર્યાં હતાં. આ ગામો વંશપરંપરાની બક્ષિસ હતાં. મુંબઈ સરકારે પણ વિલાયતથી પરવાનગી મંગાવી. નડિયાદ પાસેનું ઉત્તરસંડા ગામ એમને ત્રણ પેઢી સુધી બક્ષિસ આપ્યું. આ ગામોમાંથી દર વર્ષે એમને લાખો રૂપિયાની આવક થતી. કાઠિયાવાડનાં રાજ્યોની ખંડણી ઉઘરાવવાનું કામ અંગ્રેજોએ પોતાના હાથમાં લીધું હતું. આથી અંગ્રેજો તરફથી કર્નલ વોકર કાઠિયાવાડમાં સૈન્ય સાથે આવ્યા. કોઈ અનુભવી માણસની જરૂર હોવાથી સુંદરજી શેઠને સાથે મોકલ્યા. સુંદરજી શેઠે સંતોષકારક કામ આપવાથી કર્નલ વોકરના તેઓ મિત્ર બની ગયા.

કર્નલ વોકર રજા ઉપર ગયા પછી એની જગ્યાએ કેપ્ટન બેલેન્ટાઈન આવ્યા. એ જરા તુમાખી સ્વભાવના હતા. એને એક હિંદીનું આવું સર્વોપરીપણું ખૂંચ્યું. આથી એણે સુંદરજી શેઠની કેટલીક સૂચનાઓનો અનાદર કર્યો. પરંતુ સુંદરજી શેઠનો તે વાંકો વાળ પણ કરી શકે તેમ નહોતું. માત્ર એણે કેટલીક વાર સુંદરજી શેઠની સલાહને અવગણવા માંડી.

સુંદરજી શેઠની સમૃદ્ધિનો પાર નહોતો. પરંતુ શારીરિક સુખ એમને નહોતું. એમને ભગંદર થયું હતું. ઘણા જ ઉપચારો કરવા છતાં એ મટતું નહોતું. રાતોની રાતો એમને આ પીડાને લીધે ઉજાગરા કરવા પડતા. એક વખત તેઓ વડોદરા આવ્યા ત્યાં એકાએક આ વ્યાધિ ઊપડ્યો. તેઓ રાજ્યના મહેમાન તરીકે આવ્યા હતા એટલે શ્રીમાન ગાયકવાડ જાતે એમની તબિયત જોવા એમના રહેઠાણ પર આવ્યા. આ સમયે મુંબઈના ગવર્નર પણ

વડોદરામાં હોવાથી તેઓ પણ ગાયકવાડ સાથે સુંદરજી શેઠની તબિયત જોવા આવ્યા. કોઈ પણ ગૃહસ્થની તબિયત જોવા શ્રીમંત ગાયકવાડ જાતે જાય એ જનતા માટે આ પહેલો જ બનાવ હતો. ગવર્નર જેવા મહાન સરકારી અમલદાર પણ સુંદરજી શેઠને કેટલું માન આપતા એ આ દાખલા પરથી સમજાશે.

સુંદરજી શેઠે ધીમે ધીમે વેપાર-કાર્યમાંથી નિવૃત્તિ લીધી. આખરે સગાંસ્નેહીઓની સલાહથી તેઓ પોતાના પુત્રો અને ભત્રીજાઓને વેપાર-કાર્ય સોંપી મોટા રસાલા સાથે બદરીનારાયણની યાત્રા કરવા ઊપડી ગયા.

આ બધો રસાલો દિલ્હી પહોંચ્યો. દિલ્હીમાં મોટા તબૂઓ બાંધી બધા ત્યાં ઊતર્યા. ત્યાં તો સમાચાર મળ્યા કે દિલ્હીના બાદશાહ બહાદુરશાહ જાતે સુંદરજી શેઠને મળવા આવે છે. બહાદુરશાહને સરકારે પદભ્રષ્ટ કર્યા હતા. એમને વર્ષાસન અપાતું. આ વર્ષાસન બાદશાહી મોભા પ્રમાણે ઓછું હતું. સુંદરજી શેઠે બાદશાહનુ સારુ સ્વાગત કર્યું. બાદશાહે પોતાની મુશ્કેલી એમને કહી સંભળાવી.

રસાલો દિલ્હીથી પ્રયાગ પહોંચ્યો ત્યાં સુંદરજી શેઠે મયુક્તપ્રાંતના ગવર્નરને મળી દિલ્હીના બાદશાહના વર્ષાસનમાં યોગ્ય વધારો કરવાનુ જણાવ્યુ. ગવર્નરે એમની સૂચના મુજબ કરી આપ્યુ.

હરદ્વારમાં પહોંચી સુંદરજી શેઠે મોટો ભંડારો (મફતું જમણ) કર્યો. આ સમયે ત્યાં કુંભમેળો હોવાથી વીસેક લાખ જેટલા માણસો ભેગા થયા હતા. આ બધાને એક જ દિવસમાં જમાડવાની વ્યવસ્થા કરવી એ જેવુ તેવું કામ નહોતું એ માટે હજારો રસોઇયા બોલાવ્યા. હજારો મણ લોટ, હજારો મણ ઘી, હજારો મણ ગોળ અને અન્ય વસ્તુઓ દેશાવરોમાંથી મંગાવી. સુંદરજી શેઠે એક માસ હરદ્વારમાં રહી મોટે પાયે તૈયારીઓ કરાવી. એક લાખ મણ લાડુ બનાવ્યા. સૈન્ય અને પોલીસના હજારો માણસોની મદદ સુંદરજી શેઠે

મેળાવીને ગંગાના સામેના કાંઠે એક જ દિવસમાં લાખો માણસોને સુવ્યવસ્થિત રીતે જમાડ્યા. આ પાછળ સુંદરજી શેઠને કુલ ચાલીસ લાખ રૂપિયા ખર્ચ થયું હતું.

સેંકડો માણસો સાથે એક વર્ષ સુધીની લાંબી ખર્ચાળ યાત્રા કરી તેઓ પાછા ફર્યા. કાઠિયાવાડના નાના મોટા ૧૫૦ રાજા-મહારાજાઓએ એમનું સામૈયું કરી સત્કાર કર્યો અને મોટું માન આપ્યું.

યાત્રાએથી આવ્યા પછી સુંદરજી શેઠ થોડાં જ વર્ષોમાં સ્વર્ગવાસી થયા. એમના પુત્રો ડુંગરશી અને કેશવજી ઉડાઉ હતા. એમણે થોડાં જ વર્ષોમાં આ અઢળક સંપત્તિ ઉડાવી નાખી. સ્વાર્થી રાજાઓએ એમને આપેલાં ગામો પાછાં લઈ લીધાં. આમ સુંદરજી શેઠનું જીવન વીજળીના ઝબકારાની પેઠે ચમકી વિલીન થઈ ગયું.

અમદાવાદના મહાન નગરશેઠ

# શાંતિદાસ ઝવેરી

ઉનાળાના બપોરનો સમય હતો. લાલચોળ સૂર્યદેવ જાણે કોપિત બની ધગધગતા અંગારા વરસાવતા હતા. આવા વખતે બપોરના સમયે એક ચોવીસેક વર્ષનો યુવાન પ્રસ્વેદનાં બિંદુઓ લૂછતો ઉતાવળે પગલે અમદાવાદની બજાર ચીરીને જઈ રહ્યો હતો. ચાલતાં ચાલતાં તે બજારની બંને તરફ જોતો જતો હતો આખરે એક ઊંચી પડથારવાળી દુકાન પાસે આવી એ અટક્યો. દુકાન કોઈક મારવાડી ઝવેરીની હતી. યુવાન દુકાન પાસે ઊભો રહ્યો બારણામાં જ ગાદીતકિયે મારવાડી શેઠ બેઠા હતા. તેઓ તરત જ યુવાનને જોઈ બોલી ઊઠ્યા: "અરે છોકરા, કેમ ઊભો છે અહીં!"

"નોકરીની લાલચે આવ્યો છું, શેઠ!" યુવાને જણાવ્યું. એના મો પર લાચારીના ભાવો સ્પષ્ટ જણાતા હતા.

"ક્યાંનો છો? નામ શું?" શેઠે પૂછ્યું.

"અસલ તો મેવાડના છીએ. મારુ નામ સહસ્રકિરણ. મેવાડ પર મુસ્લિમોએ ચડાઈ કરવાથી અમારી જાગીર એમના હાથમાં ગઈ. આથી કુટુંબ સાથે હું અહીં નાસી આવ્યો છું. મને નોકરીએ રાખશો!"

"તારી પાસે કંઈ ભલામણપત્ર કે ઓળખાણ છે?" શેઠે પૂછ્યું.

"ના, આ દેશમાં હું આજે પહેલી જ વાર આવ્યો છું. હું કોઈને ઓળખતો નથી."

"હિસાબ-કિતાબ કાંઈ જાણે છે?"

"હા, વેપારીનો દીકરો છું એટલે હિસાબ-કિતાબ તો આવડે જ ને!"

શેઠ ધાર્મિક વૃત્તિના અને સાધુપ્રકૃતિના હતા. એમણે છોકરાની લાચારી પારખી લીધી. શેઠે એને રાખી લીધો. શેઠે એની કેટલીક પરીક્ષાઓ લીધી. યુવાન સંપૂર્ણ રીતે એમાં સફળ નીવડ્યો. શેઠે એને પેટવડિયે રાખ્યો.

થોડા જ દિવસોમાં યુવાને પોતાની ચાતુરીથી શેઠને પ્રસન્ન કરી લીધા. શેઠ ખુશી થયા. એણે એને ઝવેરાત પારખતાં શીખવ્યું. ધીમે ધીમે યુવાન ખૂબ જ અનુભવી અને પારંગત બનતો ગયો. મારવાડી શેઠ ખૂબ સંતોષ પામ્યા. એમણે પોતાની એકની એક પુત્રી અને સઘળી દોલત એને અર્પણ કરી.

યુવાને પોતાના બુદ્ધિચાતુર્યથી વેપારમાં સારી પ્રગતિ કરી. તે સમયના રિવાજ મુજબ એણે બીજું લગ્ન પણ કર્યું. એની પ્રથમ પત્નીને વર્ધમાન કરીને એક સુંદર અને સુશીલ પુત્ર થયો. બીજી સ્ત્રીને પેટે શાંતિદાસ અવતર્યા. શાંતિદાસ ગુજરાતી તેમ જ ફારસી શીખ્યા. પિતાના ધંધામાં એણે પોતાનું ચિત્ત પરોવ્યું અને પિતાને એ વેપારમાં મદદ કરવા લાગ્યા.

પિતાએ પુત્રનો વેપાર પ્રત્યેનો ખૂબ પ્રેમ જોઈ વેપારની બાબતમાં એને પારંગત બનાવ્યા અને વેપાર અર્થે દેશપરદેશમાં મોકલવા માંડ્યા. સિલોનમાં મોતીઓ ખરીદવા, ગોવળકોંડામાં હીરા ખરીદવા, બ્રહ્મદેશમાં માણેકો ખરીદવા પણ શાંતિદાસ જ જવા લાગ્યા. પિતાના મરણ પછી બંને ભાઈઓએ પિતાના વેપારને વધારે ને વધારે વિકસાવ્યો. વર્ધમાન દુકાનનું સ્થાનિક કામ સંભાળતા, શાંતિદાસ પરદેશ ખાતે જઈ તરેહતરેહનો માલ લાવી આપતા. વળી એ માલ દેશનાં જુદાં જુદાં મોટાં મોટાં શહેરોમાં જાતે જઈ મોટા નફા સાથે વેચી આવવાનું પણ શાંતિદાસ જ સંભાળતા.

એમનું પ્રમાણિકપણું વખાણવા જેવું હતું કોઈને પણ તેમણે ઠગવાનો પ્રયાસ સરખો કદી કર્યો નહોતો એમની પ્રમાણિકતા આખા દેશમા પ્રખ્યાત હતી મુસાફરીએ વેપાર અર્થે જતી વેળા શાંતિદાસ ભારતનાં જુદાં જુદા યાત્રાસ્થળો—શ્રી પાર્શ્વનાથ, સમેત-શિખર, શ્રી કેસરિયાજી પાવાપુરી, શત્રુંજય વગેરે સ્થળોની મુલાકાત પણ લેતા દેવદર્શન કર્યા પહેલા તેઓ અનાજનો દાણો પણ કદી મોંમાં ન નાખતા

મોગલકુલભૂષણ બાદશાહ અકબરનો દરબાર ભરાયો હતો અમીર, ઉમરાવ, રાજાઓ, નવાબો, નગરજનો, સરદારો અને સેનાધ્યક્ષો સભામા બિરાજ્યા હતા અકબર બાદશાહ સુવર્ણના રત્નજડિત સિંહાસન પર બેઠા હતા એમની જમણી તરફ જરા નીચે સુવર્ણાસન પર બીરબલ બેઠા હતા

ડાબી બાજુ પર સિંહાસનથી થોડે દૂર કેટલાક ઝવેરીઓ રેશમી જરિયાન વસ્ત્રોમાં સજ્જ થઈ બેઠા હતા અકબર બાદશાહને કેટલુંક ઝવેરાત ખરીદવાનું હતું એટલે દેશના જુદા જુદા વિભાગના સર્વોત્તમ ઝવેરીઓને આમંત્રણ આપી બોલાવવામાં આવ્યા હતા બાદશાહ કલા-શોખીન હોવાથી ઝવેરાતના અવનવીન નમૂનાઓ સમજવાનો એમને સારો શોખ હતો

બાદશાહના સિંહાસન પાસે જ ઝવેરાતના રત્નજડિત દાબડાઓ પડ્યા હતા એક પછી એક નમૂનો બહાર કાઢી ઝવેરીઓ પાસે એની કિંમત નક્કી કરી તેઓ કિંમતના નાણાંની ચિઠ્ઠીઓ લખવાનો હુકમ આપતા હતા એચિંતા બાદશાહે પાસે પડેલી એક પેટીમાંથી એક હીરો બહાર કાઢ્યો. હીરો કાઢતાં જ આખી સભામાં ઝગઝગાટ થઈ રહ્યો કોઈ શુક્ર સમા તારાની પેઠે હીરો ચમકતો હતો બાદશાહે દિલ્હીના ઝવેરીઓમાં અગ્રગણ્ય ગણાતા ઝવેરી પન્નાલાલજીને બોલાવી કહ્યું

"પન્નાલાલજી! યહ હીરા દેખિયે. ક્યા કીમત હોગી ઇસકી?"

ઝવેરીએ હીરો હાથમાં લીધો. આ વૃદ્ધ ઝવેરીએ હજારો હીરાઓ પારખ્યા હતા પરંતુ આખી જિંદગીમાં આવો હીરો કદી નજરે પણ નહોતો નિહાળ્યો. એ હીરાને આમતેમ ફેરવી બોલ્યાઃ "હજૂરપરવર, યહ બડા કીમતી હીરા હૈ."

"હાં, હાં. લેકિન ઇસકા દામ ક્યા હૈ?"

પન્નાલાલ મૂંઝવણમાં પડી ગયા. એમણે પોતાના સાથીદારો જેવા ત્રણ–ચાર અનુભવી ઝવેરીઓને નજીક બોલાવ્યા. બધાએ આમતેમ હીરાને તપાસી જોયો. કાંટામાં તોળ્યો તો વજન ૩૫૦ રતી જેટલું થયું. એનું પાણી, એનું તેજ, એનો સુંદર ઘાટ, એ બધું નિહાળી બધા અંજાઈ ગયા. આવું જવાહિર એમણે કદી પણ જોયું નહોતું.

"કહો પન્નાલાલજી! ક્યા દામ હોગા ઇસ હીરે કા!" બાદશાહે પૂછ્યું.

"જહાંપનાહ, હમ લોગ યહ જવાહરકા દામ ઠીક નહિ કહ સકતે. હમને સારી જિંદગી મેં ઐસા હીરા કભી નહિ દેખા."

"ઇતને દિલ્હીભર કે નામી ઝૌહરીઓમેં ઇતની લાયકાત નહીં હૈ!" બાદશાહે પૂછ્યું.

"ગરીબપરવર, યહ હીરાકા મૂલ્ય હમસે નહીં હોગા." પન્નાલાલજીએ ચોખ્ખું સંભળાવ્યું.

બાદશાહ કંઈક નારાજ થયા. ઝવેરીઓ સમજી ગયા. એમણે અંદર અંદર હીરાના મૂલ્ય વિશે ચર્ચા કરી, પરંતુ બધા એકમત થઈ શક્યા નહિ. ત્યાં તો એક ખૂણામાંથી એક ગૌરદેહી યુવાન ગૌરવભર્યાં ડગલાં માંડતો આગળ આવ્યો. એણે રેશમી સાફો, જરીભરેલું રેશમી અંગરખું અને નીચે પચિયું પહેર્યાં હતાં. ઝવેરાતનાં અવનવાં આભૂષણોથી એ સુસજ્જ હતો. બાદશાહને કુર્નિશ બજાવી એ આગળ આવ્યોઃ

"ક્યા મૈં દેખ સકતા હૂં ઇસ હીરે કો, પન્નાલાલજી ?" એણે પૂછ્યુ

"જરૂર, જરૂર ..!" બાદશાહ બોલી ઊઠયો

યુવાને હીરાને કાઢ્યો કાઢી જોયો. એના પાણીને સૂર્યના તડકામાં અને છાયામાં તપાસ્યું ઉપર કાચ માંડી એનું નિરીક્ષણ કર્યું એનાં પાસાં તપાસી જોયાં એની પહોળાઈ-ઊંચાઈ પણ માપી લીધી

"ઇસ હીરેકા મૂલ્ય સાતલક્ષ મુદ્રા હૈ" યુવાને જણાવ્યું

"કિસ હિસાબસે ?"

યુવાને પોતાની બગલમાથી એક તાડપત્ર પર લખાયેલું પુસ્તક બહાર કાઢ્યું એ પુસ્તકનું નામ 'રત્નપરીક્ષામીમાંસા' હતું પ્રાચીન સમયમાં કોઈ વિદ્વાને એ લખ્યું હતું એના કેટલાક ફકરા શાંતિથી એણે વાંચી સમજાવ્યા અને કઈ પદ્ધતિથી એણે હિસાબ કર્યો હતો તે જણાવ્યુ

બાદશાહ ખુશી થયા તરત જ એ બોલી ઊઠયા

"કહાંકે રહેનેવાલે હો તુમ ?"

"ગુજરાતકી રાજધાની અહમદાબાદમેં યહ યુવક ઝૌહરી રહેતે હૈ બહુત અનુભવી ઝૌહરી હૈ ઇસકા નામ શાંતિદાસ ઝવેરી" પન્નાલાલજીએ ઓળખાણ આપી

"શાબાશ, શાબાશ, ઝવેરી શાંતિદાસજી ! આપને હિંદભરકે ઝૌહરીઓંકી ઇજ્જત રખ્ખી હૈ મૈં આપકા સન્માન કરતા હૂં." કહી બાદશાહે એક હજૂરિયાને કંઈક કાનમાં કહ્યું

થોડી વારે હજૂરિયો એક રેશમી મહામૂલી શાલ અંદરથી લાવ્યો બાદશાહે પોતાના વરદ હસ્તે એ શાલ શાંતિદાસને ઓઢાડી આ બાદશાહી મહેરબાનીથી તેને 'બાદશાહી ઝવેરી'નો ઇલકાબ મળ્યો

શાંતિદાસ હવે બાદશાહને જાતજાતના ઝવેરાત પૂરાં પાડવા

લાગ્યા. થોડા જ વખતમાં એ હિંદભરના સુવિખ્યાત ઝવેરી બની ગયા. બાદશાહનાં કુટુંબીજનો તેમ જ અમીર-ઉમરાવો, રાજા-મહારાજાઓ, નવાબો, સરદારો વગેરે ઝવેરાત શાંતિદાસ પાસેથી જ ખરીદવા લાગ્યા.

બાદશાહની મહેરબાની શાંતિદાસ ઝવેરી પર પૂરતી હતી. ઝવેરાતની બાબતમાં બાદશાહ હવે પન્નાલાલજી જેટલું જ માન શાંતિદાસને આપવા લાગ્યા. આથી શાંતિદાસને વારંવાર દિલ્હી જવાની જરૂર પડતી.

શાંતિદાસ અમદાવાદમાં હતા. ઓચિંતી એમને ખબર પડી કે બાદશાહ અકબરનાં બેગમસાહેબા અમદાવાદ પધાર્યાં છે. બાદશાહ સાથે કંઈક વાંધો પડવાથી તેઓ અમદાવાદ રિસાઈને ચાલ્યા આવ્યાં હતાં. અમદાવાદનો મોગલસૂબો મૂંઝાયો. બાદશાહના ફરમાન વિના તે બેગમસાહેબાનું સન્માન કરી શકે તેમ નહોતું. અને મોટાં બેગમસાહેબાનો અનાદર પણ શી રીતે થાય ? એટલે બંને રીતે બાદશાહનો ખોફ વહોરી લેવાનો હતો. એની સ્થિતિ સૂડી વચ્ચે સોપારી જેવી હતી. આથી એણે એમના સન્માનનો બધો ભાર શાંતિદાસ ઝવેરી પર મૂક્યો. એ શાંતિદાસ પર બાદશાહની અત્યંત મહેરબાની હોવાની વાતથી સુપરિચિત હતો, એટલે એણે જાણ્યું કે આ કામ શાંતિદાસ સિવાય બીજું કોઈ કરી શકશે નહિ.

શાંતિદાસે પોતાની ખાસ હવેલી ખાલી કરી. પોતે નાના મકાનમાં રહેવા ચાલ્યા ગયા. એ વિશાળ હવેલીમાં બેગમસાહેબાનો ઉતારો રાખ્યો. અસંખ્ય દાસ-દાસીઓ બેગમસાહેબાની તહેનાતમાં મૂક્યાં. બેગમસાહેબા પોતાના આ સન્માનથી ખૂબ ખુશી થયાં. એમણે શાંતિદાસને બોલાવી કહ્યું:

" શાંતિદાસભાઈ, આપે મારું આટલું સન્માન કર્યું એ માટે હું આપનો આભાર માનું છું ! "

"મારી એ ફરજ હતી. ફરજ બજાવવા સિવાય વિશેષ મેં કશુંય નથી કર્યું."

"પરંતુ આના પરિણામથી તમે પરિચિત છો. બાદશાહનો ગુસ્સો નિરર્થક તમે શા માટે વહોરી લીધો? હું એમનાથી રિસાઈ ને અહીં આવી છું એ તો આપ જાણો છો ને!"

"હા, બાદશાહ મારા પર ગુસ્સે થાય કે ન થાય, પરંતુ અમે ગુજરાતીઓ પ્રાણાંતે પણ અતિથિ–સત્કારમાં પાછો પગ ન ભરી મૂકીએ. બાદશાહ અમારા માવતર છે, માવતર માથું માગે તોય તે દેવામાં મને જરાય ક્ષોભ નહિ થાય. સારું, હવે હું જાઉં."

"થોભો, આપનો હાથ જરા લાંબો કરો." બેગમસાહેબાએ પોતાના ખોળામાંથી એક રત્નજડિત રાખડી ઉપાડી શાંતિદાસના હાથમાં બાંધી દીધી.

"આજે ભાઈબીજ છે. હું આજથી તમારી ધર્મની બહેન અને તમે મારા ધર્મના ભાઈ છો. બોલો, વીરપસલીમાં શું આપશો?" બેગમે હસતાં હસતાં પૂછ્યું.

શાંતિદાસે એ જ વખતે બે રત્નજડિત સુશોભિત અને કળામય કંકણો મંગાવી બેગમસાહેબાના ચરણોમાં ધર્યાં અને પછી વિદાય લીધી.

બે માસ પછી બાદશાહે શાહજાદા સલીમને પોતાની બેગમને બોલાવવા મોકલ્યા. સલીમના મામા માનસિંહે બાદશાહ અને બેગમ વચ્ચે સમાધાન કરાવી દીધું. બાદશાહી કુટુંબમાં તે દિવસથી શાંતિદાસ ઝવેરી 'ઝવેરી મમ્મા' તરીકે ઓળખાવા લાગ્યા.

બેગમે બાદશાહને શાંતિદાસના અજોડ અતિથિ–સત્કારની વાત કરી. બાદશાહ ખુશી થયા. એમણે અમદાવાદના સૂબાને લખી જણાવ્યું કે શાંતિદાસ ઝવેરીને અમદાવાદના નગરશેઠ તરીકે સ્થાપો.

શાંતિદાસ ઝવેરી હવે અમદાવાદના નગરશેઠ બન્યા. તેઓ

ધાર્મિક અને શ્રદ્ધાળુ હોઈ અનેક મંદિરોમાં એમણે લાખ્ખો રૂપિયા ખર્ચ્યા, અનેક ધાર્મિક કાર્યોમાં છૂટથી લાખ્ખોનાં દાન દીધાં. સને ૧૬૧૨માં તેઓ સિદ્ધાચળ તીર્થની યાત્રા કરવા ગયા ત્યાં દેવાલયોની જીર્ણ દશા નિહાળી એમણે એ દેવાલયોના પુનરુદ્ધારનું કાર્ય શરૂ કરાવ્યું અને અમદાવાદમાં આવ્યા.

અમદાવાદમાં આવી એમણે જાતજાતનાં ધાર્મિક કાર્યો શરૂ કરાવ્યાં. થોડાં વર્ષો બાદ એમને સમાચાર મળ્યા કે સિદ્ધાચળ તીર્થનો જીર્ણોદ્ધાર થઈ ચૂક્યો છે. આથી એમણે એક મહાન સંઘ તૈયાર કરી ત્યાં યાત્રાએ જવાનું નક્કી કર્યું; ત્રણેક હજાર ગાડાં તૈયાર કરી હજારો માણસો સાથે તેઓ યાત્રાએ ઊપડ્યા. એમના રક્ષણ માટે સૂબાએ ૫૦૦ માણસોનું સૈન્ય સાથે મોકલ્યું હતું. આવો સંઘ કાઢવો એ એ વેળા ખૂબ મુશ્કેલીની વાત ગણાતી હતી. હજારો માણસો માટે રસોઈનો બંદોબસ્ત કરવો, એમના હિત રક્ષાની વ્યવસ્થા કરવી એ સઘળું મુશ્કેલ કાર્ય હતું. સિદ્ધાચળમાં પહોંચી એમણે એક મહોત્સવ કર્યો અને આદીશ્વર ભગવાનના મૂળ મંદિરમાં પ્રભુના બિંબની બન્ને તરફ બે ગોખ બંધાવેલા ત્યાં શુભ મુહૂર્તે નવાં બિંબોની પ્રતિષ્ઠા કરી. આ બન્ને ગોખ આજે પણ વિદ્યમાન છે.

સિદ્ધાચળથી આવી ફરી એમણે સ્થાનિક ધાર્મિક કાર્યો આદર્યાં. એક દિવસ એમને વિચાર આવ્યો કે એકાદ અદ્ભુત અને ભવ્ય દેવાલય બંધાવવું જોઈએ. એમણે બાદશાહી પરવાનગી મેળવી મંદિરનું કામકાજ આરંભ્યું. આખા ગુજરાતમાંથી સારા સારા શિલ્પકારોને બોલાવવામાં આવ્યા. સને ૧૬૨૧માં એ મહાન મંદિરનું ખાતમુહૂર્ત કર્યું. આ મંદિર બાંધતાં ચાર વરસ લાગ્યાં હતાં. મંદિરનું નામ મેરુતુંગ રાખવામાં આવ્યું. આ મંદિરમાં ૭ ભવ્ય આવાસ હતા. તે મેઘનાદ, સિંહનાદ, સૂર્યનાદ, રંગમંડપ અને ગઢગોખ એવાં નામથી ઓળખાતા. બે મિનારા અને ચાર મંદિરો તેની આસપાસ હતાં.

સને ૧૬૪૫માં સુલતાન ઔરંગઝેબ ગુજરાતનો સૂબો નિમાયો. એ ધર્માંધ હતો. મૂર્તિપૂજાને એ ધિક્કારતો. હિંદુઓને તે તિરસ્કારતો અને એમના ધર્મ પ્રત્યે ધૃણા દર્શાવતો. એ અમદાવાદમાં આવી રહેવા લાગ્યો. એક દિવસ તે ફરવા નીકળ્યો. ફરતાં ફરતાં એ બીબીપુરમાં આવ્યો. ત્યાં એક ભવ્ય સ્થાપત્ય નિહાળી તે જરા ઊભો રહ્યો. ત્યાં એક વિશાળ પ્રવેશદ્વારની બંને તરફ આરસપહાણના બે મોટા કાળા હાથીઓ ઊભેલા હતા. આખું સ્થાપત્ય આકર્ષક અને ભવ્ય હતું.

"આ શું છે?" ઔરંગઝેબે એક સાથીદારને પૂછ્યું.

"એ શાંતિદાસ ઝવેરીએ બાંધેલું જૈન-મંદિર છે."

"કોણે...ઝવેરી સમ્માએ બાંધ્યું છે?" તિરસ્કારપૂર્વક ઔરંગઝેબ બોલ્યો.

"હા, જૈનો અહીં આવી દરરોજ આનંદ-ઓચ્છવો અને દેવની પૂજા કરે છે."

"આપણા મુસ્લિમ રાજ્યમાં આ બુતપરસ્તી?" કંઈક ગુસ્સે થતાં ઔરંગઝેબ બોલ્યો.

"પરંતુ બાદશાહે એમને પરવાનગી આપ્યા પછી જ એણે દેવાલય બાંધ્યું છે."

"હીઈઈઈક...!" કહી મંદિર પ્રત્યે એક ધૃણાભરી દૃષ્ટિ ફેંકી તે ચાલ્યો ગયો.

આ ખબર શાંતિદાસ ઝવેરીને તરત જ પહોંચી ગયા. ઔરંગઝેબની ધર્માંધતાથી તે સારી પેઠે પરિચિત હતા. શેઠ તરત જ મંદિરમાં પહોંચી ગયા. એમણે મોગલ બાદશાહોના તોરી સ્વભાવના અનુભવને લીધે રક્ષણ માટે છૂપાં ભોંયરાં મંદિરમાં બંધાવ્યાં હતાં. આ ભોંયરાંમાં તરત જ સઘળી મૂર્તિઓને છુપાવી દેવામાં આવી અને જાણે કેમ કંઈ જાણતા જ ન હોય એમ તેઓ પાછા આવ્યા.

ઔરંગઝેબને આ ભવ્ય ઇમારત ખટકતી હતી. એને ચેન પડતું નહોતું. તરત જ એણે કોટવાળને બોલાવી હુકમ આપ્યો કે, "બસો માણસોને લઈ હમણાં ને હમણાં જાઓ અને મંદિરનો કબજો લો."

કોટવાળે આવી જોરજુલમથી મંદિરનો કબજો લીધો. શેઠ ઔરંગઝેબ પાસે આવ્યા. એણે ઔરંગઝેબને ખૂબ સમજાવ્યો કે, "મારું સમગ્ર ધન જોઈએ તો લઈ લો, મીરું ઘર, મારી સઘળી મિલકત લો, પરંતુ મારું મંદિર અખંડિત રાખો." પરંતુ ધર્માંધ ઔરંગઝેબે ચોખ્ખી ના પાડી.

ઔરંગઝેબે આ મંદિરને મસ્જિદમાં ફેરવી નાખવાનું નક્કી કર્યું હતું. શાંતિદાસ ઝવેરી દિલ્હી પહોંચ્યા. ત્યાં જઈ બાદશાહને સઘળી વાત કરી અને શાહજાદાની ઉદ્ધતાઈ કહી સંભળાવી. આખરે બાદશાહે ફરમાન કર્યું કે ઔરંગઝેબે હવે દક્ષિણમાં જવું અને ગુજરાતના સૂબા તરીકે મોટા શાહજાદા દારા શિકોહને ગુજરાત મોકલવા અને શાંતિદાસનું દેવાલય એમને સુપરત કરવું.

શાંતિદાસ પાછા આવ્યા, પરંતુ એ પહેલાં મંદિરને મસ્જિદના રૂપમાં ઔરંગઝેબે ફેરવી નાખ્યું હતું. બાદશાહના હુકમ મુજબ આ દેવળ શાંતિદાસને પાછું મળ્યું, પરંતુ સાધુઓ, યોગીઓ અને વિદ્વાનોએ એવો અભિપ્રાય આપ્યો કે જે મંદિર એક વખત મસ્જિદ બને એને ફરી મંદિર ન બનાવી શકાય. આથી એનું મંદિર બનાવવાનું મુલતવી રહ્યું. બાદશાહી ફરમાન મુજબ મુસ્લિમો પણ એનો ઉપયોગ કરી શકે તેમ નહોતા. આમ આ મંદિર કાળક્રમે ખંડિયેર બની ગયું. અસંખ્ય પ્રયત્નો છતાં પોતે મંદિરને ન બચાવી શક્યા. એનું દુઃખ શાંતિદાસ શેઠને જીવનભર સાલ્યું.

આ મંદિરની મુલાકાત અનેક પરદેશી મુસાફરોએ લીધી હતી તેઓએ પોતાની નોંધમાં આ મંદિરનાં ખૂબ વખાણ કર્યાં,

છે. આ મંદિરની છુપાવી રખાયેલી મૂર્તિઓની પાછળથી શેઠ શાંતિદાસના વંશજોએ પુનઃ પ્રતિષ્ઠા કરાવી હતી.

શાંતિદાસ શેઠને ધન કરતાં ધર્મ વહાલો હતો. શાંતિદાસ શેઠ માત્ર અમદાવાદના નગરશેઠ અને પાદશાહના અમીર જ નહોતા પરંતુ તેઓ આખા હિંદના શ્વેતાંબર જૈનોના મુખ્ય નાયક અને વડીલ હતા. હિંદનાં અનેક જૈન દેવળોનો વહીવટ એમના હાથમાં હતો. ઘણી વખત યોગ્ય તક મળતી ત્યારે શાંતિદાસ બાદશાહ પાસેથી અનેક જૈન દેવળોના ખર્ચ માટે ગામો મેળવતા. આવાં અનેક ગામો દેવળોના ખર્ચ માટે એમણે મેળવી આપ્યાં હતાં.

સને ૧૬૫૭માં શહેનશાહ શાહજહાંએ ફરમાન બહાર પાડી શત્રુંજય પરગણું શાંતિદાસ ઝવેરીને અર્પણ કર્યું. આ ફરમાન મુજબ વંશપરંપરા આ પરગણું શાંતિદાસના વંશજો ભોગવી શકે, એના બદલામાં બે લાખ દામ તેઓએ બાદશાહને આપવાં. આ પરગણામાં બાદશાહ કંઈ પણ કર કે લાગો લઈ શકે નહિ એવું નક્કી કરવામાં આવ્યું.

શાંતિદાસે પોતાની વૃદ્ધાવસ્થામાં પોતાના અને પોતાના ભાઈના પુત્રોના હાથમાં પોતાનો સઘળો વહીવટ સોંપ્યો. શાંતિદાસ શેઠને મોટો કુટુંબપરિવાર હતો. એમણે લાખોકરોડો રૂપિયા દાનપુણ્યમાં અને ધાર્મિક કાર્યોમાં વાપર્યા હતા.

શાંતિદાસ શેઠ પોતે એક મોટી ભવ્ય અને વિશાળ હવેલીમાં રહેતા. એના સિંહદ્વાર પાસે રાજ્યદ્વારની પેઠે નોબતો વાગતી હતી. એને ત્રણ ડેલીઓ હતી. પહેલી ડેલી પર હથિયારબંધ આરબોની બેરખ બેસતી હતી. બીજી ડેલી ઉપર ભૈયાઓની ચોકી બેસતી. ત્રીજી ડેલી પર રજપૂતોની ચોકી હતી. શેઠનું કુટુંબ આમ ભારે દબદબા અને ઠાઠમાઠથી રહેતું હતું.

શાંતિદાસ શેઠની સમૃદ્ધિનો પાર નહોતો. એમનો વેપાર આખા હિંદુસ્તાનમાં સ્થળે સ્થળે ચાલતો હતો. એમની હુંડીઓ દુનિયામાં મોટા મોટા દરેક શહેરમાં સિકારાતી હતી.

શાંતિદાસ શેઠનો વંશવિસ્તાર નીચે મુજબ હતો:-




આ સિવાય એમને પાછળથી માણેકચંદ નામનો એક પુત્ર થયો હતો. એના વંશજો આજ પણ સૂરતમાં નિવાસ કરે છે.

શાંતિ શેઠ સને ૧૬૫૯માં સ્વર્ગવાસી થયા. આ સમયે એમની ઉમર લગભગ ૭૦ વર્ષની હતી. શાંતિદાસ શેઠે ઝવેરી, અમીર અને શરાફ તરીકે આખા હિંદુસ્તાનમાં નામના મેળવી હતી. શાંતિદાસ એ સમયે સૌથી મહાન ગુજરાતી તરીકે લેખાતા એ વાત નિર્વિવાદ છે. એમની સમૃદ્ધિ, એમણે કરેલાં ધાર્મિક કાર્યો અને એમની ઉદારતા વિષે અનેક પરદેશી મુસાફરો ખૂબ ખૂબ લખી ગયા છે. શાંતિદાસ શેઠે મોગલ બાદશાહની સંપૂર્ણ પ્રીતિ સંપાદન કરી હતી. એઓ એ સમયે અમદાવાદના બાદશાહ ગણાતા.

મુંબઈના અગ્રગણ્ય નાગરિક

# સર મંગળદાસ નથુભાઈ

"વકીલો, આ ભાગની રકમ કેમ જમે દેખાતી નથી?"

"જમે કરાવતાં રહી ગઈ હશે. આજે જમે કરાવી દેશું."

"મુરબ્બીઓ, લોનોના વ્યાજના રૂ ૯૭૨૫ને બદલે રૂ. ૬૫૪૫ જમા છે. બાકી ક્યાં છે?"

"એ પણ જમે કરાવવાના રહી ગયા છે."

"ઠીક છે, જમે કરાવી આપો. આજથી હવે વહીવટ મારે દસ્તક રહેશે."

પોતાના પિતાના નીમેલા ટ્રસ્ટીઓએ ટ્રસ્ટની પોતાની મિલકતનો વહીવટ બરાબર ન ચલાવવાથી અને ગોટાળા કરવાથી શ્રી. મંગળદાસે તપાસ કરી જૂના નોકરો પાસેથી ટ્રસ્ટીએ કરેલા ગોટાળાની ખબર મેળવીને તેમણે બધો વહીવટ પોતાને હસ્તક લઈ લીધો છે.

સોળ વરસની નાની વયમાં આ મોટી મિલકત સંભાળવાનો ભાર એમના ઉપર આવી પડ્યો. શ્રી મંગળદાસે ગુજરાતી ચાર ચોપડી અને અંગ્રેજી બે ચોપડીનું શિક્ષણ લીધું હતું. પોતાના મોટા કારભારને ચલાવવા એમણે નિશાળમાં જવાનું ફરજિયાત મૂકી દેવું પડ્યું હતું.

વકીલોની મિલકતોના વહિવટો દૂરના કાકાઓ સાથે હાઈકોર્ટમાં ચાલતા હતા. એમના પિતા શેઠ નથુભાઈ રામદાસે જિંદગી-

નો મોટો ભાગ હાઈ કોર્ટનાં પગથિયાં ઘસવામાં ગાળ્યો હતો. કેસો ઉપર કેસો ચાલતા હતા. અનેક કુટુંબો ફૂટવાથી મજમુ મિલકતોના સૂક્ષ્મ અને આંટીઘૂંટીવાળા વ્યવહારમાં કોર્ટને બહુ સમય લાગ્યો હતો. બંને પક્ષો એકબીજાની આડે ચાલીને કેસ લંબાવતા હતા, વકીલ–બૅરિસ્ટરોનાં પેટ ભરાતાં હતાં; મિલકતને મોટી નુકસાની થતી હતી.

"નાનાકાકા, મોટાકાકા, મારી એક વિનંતી છે."

"શું છે? જલદી કહી નાખ, અમને કામ છે."

"આપણે આ કેસો ઘરમેળે પતાવી દઈએ. કોઈ સારા માણસને વચ્ચે નાખીએ. પંચથી આ કેસ પતી શકશે."

"હા! હા! હા! હા!!" મોટાકાકા હસી પડ્યા. "તારા બાપે અમને કોર્ટ–દરબારમાં ઘસડયા છે. અમને હેરાન હેરાન કરી નાખ્યા છે. હવે તો 'હું મરીશ પણ તને રાંડ કરીશ.' બચ્ચા, અમે તો પાયમાલ થયું, પણ તનેય પાયમાલ કરશું."

"કાકા, એમાં શું ફાયદો છે! આપણા બધાનાં અંગમાં વડીલ રૂપજી ધનજીનું લોહી વહે છે. શા માટે આપણે એક જ થાળીમાં પ્રેમથી સાથે ન જમીએ! એક કુટુંબમાં કલેશ કેવા! વકીલોનાં ઘર શા માટે ભરવાં જોઈએ?"

"જા, જા. તારા બાપને એ વાત પૂછી આવ. એને શોખ હતો. હવે અમને એ વાતનો શોખ લાગ્યો છે. દીકરા, તને જો ભીખ માગતો ન કરીએ તો અમને કાકા કહીને બોલાવજે મા. શુ મોઢું લઈને અમારે ત્યાં આવ્યો છે! જેવા બાપ તેવા બેટા."

શ્રી. મગળદાસે આ તકમાં તેલ જોયું નહિ. એમણે જોયું કે બન્ને તરફના વકીલો નાહકના કેસ લંબાવી એકબીજાને ખોટી ભ્રમણામાં નાખતા હતા. એમણે પોતાનો કેસ વધારે પૈસા ખર્ચી એક આબરૂદાર અને વિદ્વાન સોલિસિટરને સોંપ્યો. કેસમાં

એમની જીત થઈ. એમને બધી મિલકત મળી. એમને આ કેસમાં ઘણું જાણવાનું મળ્યું.

કેસમાં એમને જ્ઞાન મળ્યું કે અંગ્રેજીના જ્ઞાન વગર ડગલે અને પગલે તકલીફ ઊભી થાય છે. જાહેર જીવનમાં એમને ભાગ લેવાનું બહુ ગમતું હતું. પરંતુ વિદ્યા અને સાક્ષરતા વગર મૂગા મૂંગા બેસવાથી અર્થસિદ્ધિ નહોતી. શ્રી. મંગળદાસને પોતાની આવી અજ્ઞાન દશા માટે આઘાત લાગ્યો. એમણે વિદ્યા સંપાદન કરવાનો વિચાર કર્યો. સોળસત્તર વર્ષના યુવકને નિશાળમાં જઈ નાનાં બાળકોની સાથે ભણવું અનુકૂળ આવે જ નહિ આ સમયે એમની કિશોર-અવસ્થા હતી. મિલકતમાંથી સારી પેદાશ આવતી હતી. ઘણાખરા પડખે ચડી મોજમજાહ, નાટકચેટક, રેમો અને મારવાડી સટ્ટા-બજારનો આશ્રય લેવા આકર્ષણ કરતા હતા. મુમઈ જેવા શહેરમાં આવા યુવાનો મદ્યપાન, અનીતિ અને સટ્ટાના સોદામાં મોટી સંખ્યામાં ખુવાર થયા છે. પરંતુ મંગળદાસે પોતાના મનોબળથી વૃત્તિઓને અંકુશમાં રાખી ધન અને બુદ્ધિનો સદ્વ્યય કર્યો-પ્રલોભનથી દૂર રહ્યા.

પ્રથમ અજ્ઞાન-નિવારણની ઘણી જરૂર હતી. એમણે સારો માસ્તર શોધવા માંડ્યો. પૂરતો પગાર આપીને સારામાં સારું શિક્ષણ મેળવવાની તેમની ઇચ્છા હતી ડૉ. ભાઉદાજીને એ વાત કરતાં એમણે ઓરિયેન્ટલ ટ્રાન્સલેટર શ્રી વિનાયકરાવ વાસુદેવ સાથે મુલાકાત કરાવી આપી. માત્ર શિક્ષણ નહિ પરંતુ સાંસારિક, રાજ્યદ્વારી, સાહિત્ય સંબંધી જ્ઞાન આપે-જેની સોબત હમેશ માટે ઉપકારક બને એવા એ ગૃહસ્થ હતા. એમની સાથે રહીને શ્રી. મંગળદાસે પ્રથમ અંગ્રેજી વિદ્યાભ્યાસ કર્યો વાંચવા, લખવા અને બોલવાનું જ્ઞાન થયું એટલે જાહેર પ્રજાને ઉપયોગી વિષયો સમજવા માંડ્યા.

મુંબઈમાં સૌથી પહેલા આવનાર ગુજરાતી (સવંત ૧૭૪૮-

સને ૧૬૮૮) શેઠ રૂપજી ધનજી. તેઓ મુંબઈના નગરશેઠ હતા. એમના કુટુંબના એ નબીરા હતા. ધનવાન હતા. સાથે વિદ્યા ઉપર પ્રીતિ રાખનાર હતા. જાહેર જીવનમાં એમને આવવાનો શોખ હતો. આ સિવાય ઠંડું મગજ, સારી સમજાવટ–શક્તિ, નિષ્પક્ષપાતપણું અને નિસ્વાર્થપણાથી તેઓ જલદી પ્રકાશમાં આવ્યા.

હોળીના એચાર દિવસ આગળથી ગુજરાતીઓ ગાંડા થતા હતા. હોળી અને પડવાને દિવસે તો સૌ મર્યાદાની બીજી તરફ જતું હતું. ગાળો ભાંડવી, અતિ મલીન અને કાન ફાડી નાખે તેવા શબ્દો બોલવા, રંગ નાંખવો, કાદવ ફેંકવો, બીભત્સ ગીતો ગાવાં, વાટરૂદારોને પણ ઘરમાંથી ખેંચી લાવી જોરાવરીથી એમનાં નવાં વસ્ત્રો રંગી-ફાડી નાંખવાં, મોઢા ઉપર કાજળ ચોપડવું વગેરે અનેક અમર્યાદ દેખાવો થતા હતા. સ્ત્રીઓ બેગમજોગે કાંઈ પસાર થઈ તો તેની સાથે અમર્યાદાની હદે સૌ જતા હતા. શ્રી. મંગળદાસને આ રુચ્યું નહિ. આપણા સભ્ય સમાજમાં હાંસી થાય એવું કાર્ય કરવું યોગ્ય જણાયું નહિ. એમણે મોટા મોટા આગેવાનોને ભેગા કર્યા. તેમની સમક્ષ આ જંગલી વર્તણૂક મૂકી દેવાની અગત્યતા ઉપર ભાર મૂકયો.

"કોઈ પણ સમાજમાં અસભ્ય ગણાય એવા દેખાવો કે વર્તણૂક ચલાવવાથી આપણે બીજા સમાજોમાં હાંસીપાત્ર થઈએ છીએ. તેમાં પણ છડે–ચોક ભૂંડી ગાળો દેવી અને જોરાવરીથી શરીર અને કપડાં ઉપર રંગો અથવા કાદવ ફેંકવા અયોગ્ય છે. ચાર જણા રાજીખુશીથી ગમે તેમ કરી શકે છે, પરંતુ જોરાવરી કરવાથી કલવાશ વધે છે."

"આપણો એ ધર્મિક તહેવાર છે. એમાં આ ક્રિયાઓ કરવી જ જોઈએ."

"ધાર્મિક રિવાજ હોળી સળગાવવાનો બરાબર છે, પરંતુ

મારામારી, અમર્યાદ વર્તન યોગ્ય નથી. આ અંગે છેલ્લે શાસ્ત્રી મહારાજ તમને સમજાવશે."

શાસ્ત્રી મહારાજે શ્લોકો બોલીને આ વાત સમજાવી. સભામાં, એવા દેખાવો ન કરવાની દરખાસ્ત પસાર થઈ. શ્રી. મંગળદાસ આ દરખાસ્તમાં સૌ આગેવાનોની સહી મેળવી પોલીસ-કમિશ્નર કેપ્ટન એન્સનને મળ્યા. કેપ્ટને એમને પોલીસો આપ્યા. તેઓએ સાથે ફરીને સમજાવટ, કયાંક ધાક દેખાડીને તોફાની વર્તણૂક ઉપર અંકુશ મુકાવ્યો. સંવત ૧૯૦૮ પછી હિંદુ મહોલ્લાઓમાં આ દેખાવો ઘણા ઘટી ગયા.

શ્રી. મંગળદાસે એક તરફ પોતાનો અભ્યાસ વધાર્યો. બીજી તરફ એમણે જાહેર કામમાં ભાગ લેવાનું શરૂ કર્યું. હવે દરેક સભામાં બોલવા માટે એમને આમંત્રણ મળવા લાગ્યું. એમના ગુરુ શ્રી. વિનાયકરાવના વિચારોની અસર એમના ઉપર સારી થઈ. તેઓ હિંદુઓના બાળકો અને કન્યાઓના શિક્ષણ માટે પ્રચાર કરવા લાગ્યા. એ કામ માટે 'સ્ટુડન્ટ્સ લિટરરી ઍન્ડ સાયન્ટિફિક સોસાયટી'ની એમણે સ્થાપના પોતાના મિત્રો સાથે મળીને કરાવી. બહાર કોટમાં છોકરાઓની નિશાળમાંના અભ્યાસ ઉપર દેખરેખ રાખવા માટે તેમની નિમણૂક થઈ. બીજી શાળાઓના વિકાસમાં પણ એઓ અગ્રગણ્ય ભાગ લેતા હતા.

એઓના ગુરુ-મિત્ર વિનાયકરાવ એમને હવે જાહેર કામોનું શિક્ષણ આપતા હતા. જાહેર સંસ્થાઓમાં સભ્ય થવાનું જીવન એમણે હવે સ્વીકાર્યું. સને ૧૯૦૯માં તેઓ ૨૧ વર્ષની ઉમરે રોયલ એશિયાટિક સોસાયટીના સભ્ય થયા. એમની આવડત, ઉત્સાહ અને ધગશથી એ મેનેજિંગ કમિટીમાં ચૂંટાયા. હવે તેઓએ જાહેર મેળાવડામાં આગળપડતો ભાગ લેવા માંડ્યો આથી તેમની પ્રતિષ્ઠા વધી. સંવત ૧૯૧૦માં એ સુલેહના અમલદાર (જે. પી.) તરીકે

નિમાયા. એ જ વરસમાં ગ્રાંડ જ્યુરીના સભ્ય થયા. આ સમયે હજી નેશનલ કોંગ્રેસનો પ્રભાવ નહોતો. તે વખતે લોકો અંગ્રેજના રાજ્યને રામરાજ્ય ગણતા અને તેમના સંપર્કમાં આવવા મથતા હતા. એ સમયના અંગ્રેજો પણ કુલીન, વિદ્વાન અને આગળપડતા હિંદીઓના સહવાસને તિરસ્કારતા નહિ.

હવે મંગળદાસે કન્યાકેળવણીમાં રસ લેવા માંડ્યો. પોતાના મંડળ દ્વારા આર્થિક મદદ આપી એમણે કન્યાશાળાઓ સ્થાપી. સંવત ૧૯૧૬માં કન્યાશાળાઓની કન્યાઓના ભરત-ગૂંથણના કામનું સારું પ્રદર્શન પોતાને મકાને ભરી તે માટે સારાં ઇનામો આપ્યાં હતાં. આ પ્રદર્શન વખતે મુંબઇના ગવર્નર અને નામાંકિત ગૃહસ્થોએ હાજરી આપી હતી.

સંવત ૧૯૧૬માં ઇન્કમ ટેક્સનો કર વેપારીઓ ઉપર પડ્યો. તે સમયે ચોપડા તપાસવાની ભારે કડાકૂટ અને ગેરસમજ વેપારીઓ સાથે થઈ પડી. વારંવાર અરજીઓ થવાથી ચોપડા તપાસવાના કમિશનર તરીકે શ્રી. મંગળદાસ અને સર કાવસજી જહાંગીરની નિમણૂક થઈ. પરંતુ પાછળથી ઇન્કમ ટેક્સના સત્તાવાળાઓ સાથે મતભેદ થતાં એમણે એ કામમાંથી રાજીનામું આપ્યું હતું.

શ્રી. મંગળદાસનો વાંચવા-લખવાનો અભ્યાસ સારો વિકાસ પામ્યો હતો. અંગ્રેજીમાં ભાષણ દેવાનો પણ મહાવરો ઠીક થયો હતો. તેઓ ગુજરાતી સાહિત્ય માટે પણ પ્રીતિ ધરાવતા હતા. દલપતરામ કવિ જ્યારે મુંબઈ આવતા ત્યારે એમને ત્યાં મેળાવડો થતો હતો. 'દલપત-કાવ્ય' 'મહાજન મંગળદાસ'ના પ્રબોધનથી એમને જ અર્પણ થયું છે.

સંવત ૧૯૧૮માં ફરીથી એમણે કન્યાશાળાઓની કન્યાઓને ઉત્તેજન આપવા પોતાના આલેશાન મકાનમાં પ્રદર્શન

તેમ જ મેળાવડો કર્યો હતો. તે વખતે લેડી ફ્રીઅર અને બીજી અંગ્રેજી તથા હિંદી બાનુઓને બોલાવી સારાં અને કીમતી ઇનામો વહેંચ્યાં હતાં.

હવે એમની લાગવગ અને આબરૂ ઘણી વધી ગઈ હતી. હિંદીઓને માટે કોઈ પણ હિલચાલ થાય તો તેમાં પહેલી સહી એમની હોય તો જ કામ આગળ ચાલે. કોઈ પણ સારા કામ માટે તેમની સહાનુભૂતિ અને ફાળામાં પહેલી રકમ હોય તો જ તે કામ આગળ ચાલતું.

બોમ્બે એસોસિએશન હિંદીઓના રાજ્યદ્વારી હક્કો માટે સ્થાપવામાં આવી હતી. આ સંસ્થાનું કામ તદ્દન સુસ્ત હતું. તે સમયે આપણો અવાજ સરકારમાં પહોંચાડનારી કોઈ બીજી સંસ્થા નહોતી. શ્રી. મંગળદાસને લાગ્યું કે આપણાં રાજ્યદ્વારી હિતોને વધારવા માટે આવી સંસ્થાને પુનઃ જાગૃત કરવી જોઈએ. એમણે મિત્રોને મળીને ફરીથી એ સભાને સજીવન કરી અને પોતે તે સભાના પ્રમુખ થયા. ઘણાં વરસો સુધી આ જ સભા મારફતે આપણી રાજ્યદ્વારી લડત ચાલતી હતી.

સંવત ૧૯૨૦માં એમનાં ધર્મપત્નીનું અવસાન થયું. પોતાનાં ધર્મપત્નીની યાદગીરીમાં એમણે રૂ. ૫૦૦૦૦ ખરચી હલ્યાણમાં એક દવાખાનું ખુલ્લું મૂક્યું. તે દવાખાનાના નિભાવ માટે બીજા વીસ હજાર રૂપિયા જુદા કાઢ્યા હતા. આ દવાખાનું હજી ચાલુ છે. તે સિવાય હિંદી તજ્ઞા સ્ત્રીઓના રહેઠાણ માટે રૂ. ૩૦૦૦ ખરચી પૂનામાં સાસૂન ઇન્ફર્મેટરીમાં મકાન બાંધી આપ્યું. તેમનું મુખ્ય લક્ષ કેળવણી તરફ હતું. આથી અનેક શિક્ષણસંસ્થાઓને ખાનગી મદદ તેઓ આપતા હતા. બાવા, બ્રાહ્મણો કે ઢોંગીઓને દાન આપવામાં તેઓ માનતા ન હતા.

મુંબઈમાં એ વખતે ધારાસભા સ્થપાઈ હતી. હિંદુસ્તાનના

પહેલા પ્રતિનિધિ તરીકે શેઠ જગન્નાથ સંકરશેઠ નિમાયા. તેમના સ્વર્ગવાસ પછી સંવત ૧૯૨૨માં શેઠ મંગળદાસ નથુભાઈને એ સ્થાન સોંપાયું. તેઓ દરેક બિલનો ઊંડો અભ્યાસ કરતા હતા, તેના ઉપર ચર્ચા પણ કરતા. ઘણી સિલેક્ટ કમિટીઓમાં તેઓ નિમાયા હતા. એમનો સ્વભાવ અભ્યાસી હોવાથી દરેક વસ્તુના ગુણદોષમાં ઊંડા ઊતરતા હતા.

એમણે લગભગ ત્રણેક લાખ રૂપિયા ધર્માદામાં આપ્યા હતા. તેમાં શિક્ષણસંસ્થાઓને હિસ્સે મોટો ફાળો અપાયો હતો. નામદાર સરકારે પ્રથમ એમને સી. એસ. આઈ.નો ખિતાબ આપ્યો. ત્યાર પછી સેવાઓની કદર તરીકે એમને નાઈટહૂડનો ખિતાબ આપ્યો હતો. એ વખતે આ સન્માન મહાન ગણાતું હતું.

મુંબઈમાં ત્રીસ વરસ સુધી હિંદુઓના એ પ્રથમ નાગરિક હતા.

# રામસિંહ માલમ

" **મા**રી કેક દરિયાદોલતમાં ચોખાની ગુણી પડતાં ભાંગી ગઈ છે. સમાને તું ભોપો ન કરે, વાધા? જૂના ભેરુ છીએ ભલે છૈયો મેરામણનાં ખારાં પાણી પીએ તારો પાડ ઓશિંગણ નઈ ભૂલું, ભાયા!"

"પણ કાના માલમ, તારો છૈયો ભારે તોફાની દરિયાપીર એને ક્યાંક ગળી જાશે મારે તેમની કેટલી સરત રાખવી? વહાણનું કરું કે છૈયાની સરત રાખું?'

"આપણે તો દરિયાપીરના માછલાં આપણાં છૈયાને દરિયાપીરનો મો નો'ય ખારાં પાણીના માછલાંનો રોટલો થઈ જાઈ ઈ તો આપણાં સારુ મીઠું સગ્ગ કેવાય સરગ ભાયા! તુંને શું સમજાવું? તું કેમ દશા ભૂલશ ભેરુ?'

" તો ભલે મૂકી જા આ ફેરી સફર છે લાંબી વાટ. દરિયા-પીરની મોટી મહેરથી ત્રણ વરસની જંગી સફર મારવી છે"

દસ વરસનો ગભો વગર પગારે માંડવીના વહાણ દોલતપસા ઉપર ચડ્યો ત્રણ મહિનામાં અનેક વાવડાઓના ઠમ અનુભવતું વહાણ જગનાર ખાતે મીઠું, રેશમના થાન, માટીનાં વાસણ, કપડાં વગેરે ચીજ ઉતારી નાળિયેર અને હાથીદાંત ભરીને મુંબઈ તરફ વળ્યું એટલી સફરમાં તોફાની ગભો વાંદરાની પેઠે તોફાની પવનમાં પણ કૂવાથંભ ઉપર ચડી જતા શીખી ગયો હતો મુંબઈ માલ ઉતારી ત્યાંથી કરાચી માટે ગોળ, ખાંડ, ઊંચી જાતના ચોખા

વગેરે ભરીને વહાણ રવાના થાય તે પહેલાં તો તે કલાકોના કલાકો કૂવાથંભના તીર ઉપર બેસી દરિયામાં વહાણો પસાર થતાં જોઈ નીચેનાઓને હો-હો ઓ-ઓ એવી બૂમો આપતો થઈ ગયો હતો. કરાચીથી હલકા ચોખા લઈને વહાણ મસ્કત પહોંચે તે પહેલાં તે તોફાની પવનમાં સઢને વીંટતાં શીખી ગયો હતો. બસરાથી ખજૂર ભરીને વહાણ કલકત્તા પહોંચ્યું ત્યારે ગમે ડોલમડોલ થતા વહાણના રસ્સાઓ ઉપર હવામાં અદ્ધર ટિંગાતાં શીખી ગયો હતો.

એનું નામ રામસિંહ કાનજી માલમ. સોળ વરસ દરિયાનાં ખારાં પાણી પી પી તે વહાણ ચલાવતાં શીખ્યો. અનેક બંદરો ખાને વહાણોનાં દોરડાં ખૂંટામાં બાંધ્યાં. આરબી, સ્વાહીલી, હિંદી, મલયાલમ એની એવી ભાષાઓનું અર્ધદગ્ધ જ્ઞાન મેળવી લીધું. સોદાગરોથી સોદા કેમ કરવા, હૂંડિયામણ કેમ જાણવું, માલની જાત કેમ પારખવી, પૂરું વજન કેમ લેવું, હથિયારોમાં તલવાર તો ઠીક પણ તોપ અને બંદૂકનો પણ ઉપયોગ કેમ કરવો એ બધું એ જાણી ગયો. ભયાનક તોફાન હોય કે બિલકુલ પવન ન હોય, રાત હોય, દિવસ હોય, તારાવિહોણી મેઘલી રાત હોય—એવા પ્રસંગોએ વહાણને કેમ ચલાવવું એ એને બરાબર સમજાઈ ગયું હતું એના બાપે એને આ બધા ઉપરાંત માલમી વિદ્યા પણ આપી. સરવાળા-બાદબાકી કરી ધ્રુવની ગતિ ઉપરથી ચંદ્ર-સૂર્યની ગતિનાં માપ લઈને વહાણને જુદી જુદી દિશાઓનાં બંદરો સુધી કેવી રીતે લઈ જવાં એ માલમી વંશપરંપરા ચાલતી વિદ્યા અતિ કઠિન હોય છે. રામસિંહને એ વિદ્યા હૈયે ચડી ગઈ એટલે માંડવીના ભમા શેઠે એને પોતાનું વહાણ લક્ષ્મીવસા સોંપી દીધું. સોળ વરસની કારકિર્દીમાં એકવાર રસ્તામાં વહાણ ભાગ્યું હતું ત્યારે ત્રણ દિવસ પાણીમાં રહીને બચ્યો હતો. એકવાર કોંકણના મરાઠા ચાંચિયાઓના હાથમાં સપડાયો હતો, પણ ફરી નાસી છૂટ્યો હતો.

એના બખ્તાવર નસીબથી શેઠને સારી કમાણી થઈ. પરંતુ એકવાર મલબારથી લાકડાં ભરીને પાછા આવતાં અરબી સમુદ્રમાં એને સખત તોફાન નડ્યું. થોડી જ વારમાં પવન બંધ થઈ ગયો. ઇશાનમાં મૂઠ જેવડું કાળી વાદળીનું ધાબું વરતાયું. અનુભવી માલમે એને તોફાનના દૂત તરીકે ઓળખી લીધું અને ખરેખર વધતાં વધતાં એવડું ક ધાબું આખા આકાશને બથ ભરી બેઠું. વીજળીના ચાબુક ચમચમવા લાગ્યા અને ગર્ભવતીઓના ગર્ભ પાડી નાખે એવા ગર્જનાના શોર ઊઠ્યા. આકાશમાંથી સાંબેલાધાર પાણી પડવા લાગ્યું ને શિવજીનું તાંડવ મંડાયું. નાનું તણખા જેવડું વહાણ, ચોમેર પહાડ પહાડ જેવડાં મોજાં. તરણું આમથી તેમ ફેંકાય ને તેમથી આમ. વહાણને બચાવવા માલમે નાનાંમોટાં લાકડાં દરિયામાં પધરાવી દીધાં અને છેલ્લે તો વહાણના કૂવાથંભને પણ કાપી ફેંકી દીધો. વહાણના અલાત અને સઢોને પણ સમુદ્રદેવના ચરણે મૂક્યાં છતાં યે વહાણ બચ્યું નહિ, જઈને એ સમુદ્રને તળિયે બેઠું.

*

"ઓ પણે કોઈક લાકડાના એક પાટિયા સાથે પોતાની ભુજાઓની મડાગાંઠ વાળી દરિયાના તોફાનમાં પછડાતો ભટકે છે. એ તો રામસિંહ માલમ." કલાકો સુધી એ દરિયાના મોજાં પર હીંચકતો રહ્યો. નાનાં નાનાં માછલાંઓના કરડવાથી એની પૂઠ લોહી-લોહાણ થઈ ગઈ હતી, અને એ ઘા ઉપર ખારું પાણી લાગી કાળી બળતરા પેદા કરતું હતું. થોડા કલાકોમાં તોફાન શમી ગયું. નીચે અફાટ દરિયો ને ઉપર અનંત આકાશ. આજુબાજુ ચિત્ર-વિચિત્ર જળચરો. રામસિંહ એમના સિવાય કોઈ પાસે પોતાનું દિલ ખોલી શકે એમ નહોતો. ક્યારેક લાગ મળ્યે તે નાની નાની માછલીઓને મોંમાં મૂકી દેતો હતો. બે-ત્રણ દિવસે એક ફિરંગીના વહાણે એને સૂર્ય-પ્રકાશમાં જોયો. સાગરનો ધર્મ સૌ માટે એક

ઉ. ફિરંગીઓએ એક નાનો મછવો ઉતાર્યો. રામસિંહની એમણે શુશ્રૂષા કરી. ઉપકારવશ રામસિંહે એમના વહાણમાં ખલાસીનું કામ કરવા માંડ્યું. ડેલગોઆબે ખાતે માલ ઉતારી ફિરંગી વહાણ યુરોપ પાછું ફરતું હતું.

દૂર દૂર એક વહાણ દેખાયું. એના સઢ ફાટી ગયા હતા. એનો કૂવાથંભ ડોલતો હતો. એ રાંક જેવો પડ્યો હતો. તૂતક ઉપર થોડા માણસો મદદ માટેનો સફેદ વાવટો ઊંચો કરતા હતા. આગલા દિવસના ભારે તોફાનમાં સપડાયેલા વહાણને મદદ કરવાનો પોતાનો ધર્મ સમજીને ફિરંગી વહાણ એની નજીક હંકારાયું. ઓચિંતું એ મુડદા જેવું વહાણ જાણે જીવતું થઈ ગયું. એનો કૂવાથંભ મજબૂત થયો. એની ઉપર સફેદને સ્થાને ચાંચિયાઓનો કાળો વાવટો લાગી ગયો. જોતજોતામાં ચાંચિયાઓનું વહાણ ફિરંગીઓના વહાણની સોડમાં આવી ગયું. આરબ ચાંચિયાઓના તૂતક ઉપર ભીમ જેવા મસ્ત બસો કાળા હબસીઓ હથિયારબંધ ફિરંગી વહાણ ઉપર કૂદી પડવા તૈયાર ઊભા હતા. અનુભવી ફિરંગી કપ્તાન આ દગાને કારણે પોતાની તોપો વાપરી શક્યો નહિ. બંદૂક તલવારો લઈ એના વીસ ખલાસીઓ સામા આવી ઊભા. ભારે ઝપાઝપી થઈ. ચાંચિયાઓએ ત્રણ વખત લાંબા રસ્સાને છેડે બાંધેલી લોઢાની કડીઓ ફિરંગી વહાણના થાંભામાં નાખી. ત્રણે વખત ફિરંગી કપ્તાને કુહાડીથી એ દોરડાંઓને કાપી નાખ્યાં. પણ એટલામાં એક ચાંચિયાની ગોળી કપ્તાનને વાગી, કપ્તાન પડ્યો. બંને વહાણો હવે ભિડાઈ ગયાં, ચાંચિયાઓ ફિરંગી વહાણના તૂતક ઉપર તૂટી પડ્યા.

ચાર–પાંચ ખલાસી મરાયા. બાકીના કેદ પકડાયા. રામસિંહ પણ કેદ થયો. વહાણો ચાંચિયાઓના બેટમાં પહોંચ્યાં. ત્યાં કેદીઓને હાથપગમાં કડીઓ પહેરાવી ઓરડીઓમાં પૂર્યા. એક આરબ તેમને ચાંચિયાઓ પાસેથી ખરીદી પગે ચલાવી એલેકઝાંડ્રિયા લાવ્યો.

ત્યાંની તે સમયની ગુલામોની મોટી બજારમાં રામસિંહ એક મિસરી વેપારીને વેચાયો. એની પાસેથી મોરાક્કોના એક વેપારીએ એને ખરીદ્યો. રામસિંહ એ વેપારીના ટેંજિયર ખાતેના વહાણમાં ખલાસીનું કામ કરતો હતો. સખત કામ, અનહદ મહેનત અને થોડા અને ખરાબ ખોરાકથી એને ખૂબ કષ્ટ સહન કરવું પડતું. ઉપરીના ચાબખાનો માર તો ડગલે ને પગલે હોય. રામસિંહ બીમાર પડી ગયો. માંડ માંડ બચ્યો. એની સાથે કેટલાક ફ્રેંચ કેદીઓ પણ હતા. તેમના સંસર્ગથી તે ફ્રેંચભાષા શીખ્યો. બે કેદી સાથે એણે દોસ્તી બાંધી લીધી. યુક્તિથી એક કાનસ મેળવી, પગની લોખંડી બેડીઓને ઘસી કાઢી રાતના એક મછવો લઇ ત્રણે ય ભાગ્યા.

સાત સાત દિવસ ત્રણેય ખુલ્લા મછવામાં ખુલ્લા દરિયામાં રહ્યા. સાથે થોડો ખોરાક હતો તે પૂરો થઈ ગયો. એકાદશીઓ ખેંચાતી હતી. આઠમે દિવસે હોલેંડ જતા એક વહાણે એમને ઊંચકી લીધા. કસાનની દયાથી તેઓ આમસ્ટર્ડામ શહેર પહોંચ્યા. બે ફ્રેંચ હતા તે તેમના દેશભાઇઓની મદદથી ફ્રાંસ રવાના થયા. રામસિંહ એકલો પડ્યો. હોલેંડની ભાષા એ જાણે નહિ. ફાટેલ લૂગડે એ બેકાર ભમતો હતો. એટલામાં એક સોનીની નજર એની ઉપર પડી. રામસિંહે પોતાના પેટ તરફ આંગળી ચીંધી. સોની સમજ્યો, એને દયા આવી. એણે એને કામ આપ્યું. અહીં રામસિંહ ડચ ભાષા શીખ્યો. એને સોનાનાં નકશીદાર ઘરેણાં બનાવતાં પણ આવડી ગયું. એની બુદ્ધિ કુશાગ્ર અને સમજશક્તિ વેધક હતી. એણે ચાંદીનાં વાસણો જુદી જુદી જાતનાં બનાવવા માંડ્યાં. સોનીનો એક મિત્ર રેશમ ઉપર સરસ ભરતકામ કરતો. રામસિંહને એની જોડે મિત્રતા જામી. હોશિયાર રામસિંહને લોઢાની આરથી રેશમનું ભરતકામ તરત ટેરવે ચડી ગયું. કારીગરીના કામમાં એની બુદ્ધિ અજબ રીતે મહાલતી. નવી ભાતો બનાવવામાં એને અજબ રસ પડતો.

*

રાત્રિપ્રિય, કલારસિક, વિલાસી, મોજશોખી, કવિ, સાહિત્ય-શોખી, સંગીતપ્રેમી વિદ્યાવિલાસી રા' લાખો (લખપતજી) રાતના બાર વાગે દરબાર ભરીને બેઠો હતો. સોનાની ખાટ ઉપર તકિયે અઢેલીને-સોનાનો હુક્કો ગગડાવતો આલેટી પડ્યો હતો. કોકિલકંઠી ગણિકાઓ સંગીત અને નૃત્ય પીરસતી હતી, કાવ્યચર્યા થતી હતી, સંગીતના ગુણદોષો ચર્ચાતા હતા, બહારના કવિઓ પોતાની કવિતાઓ રા' લાખા પાસે ગાતા હતા. એટલામાં પ્રતિહારે ચાંદીનો એક થાળ અને મહીં એક રેશમી રૂમાલ લાવીને મૂક્યાં. રાવશ્રીએ થાળની નકશી જોઈ, રૂમાલનું ભરત જોયું અને એમનું હૃદય નાચી ઊઠ્યું. ચાંદીના થાળમાં કદંબનું વૃક્ષ હતું અને એની નીચે શ્રીકૃષ્ણ બસી બજાવતા હતા. કૃષ્ણની આસપાસ ગોપીઓ દાંડિયા-રાસ લેતી હતી. 'વાહ વાહ!' લાખો બોલી ઊઠ્યો. રૂમાલનું ભરત પણ કોઈ ચીજ હતું પાંદડાંઓ વચ્ચે શોભતાં દ્રાક્ષનાં ઝૂમખાં કુદરતી રંગમાં ઊપસીને આંખે બાઝતાં હતાં. સ્વપ્નમાં પણ કામ જોયું ન હતું. "કોણ છે આનો બનાવનાર?" લાખાએ પૂછ્યું.

કારીગરીનો બનાવનાર હાજર થયો.

"કોણ છો? ક્યાંનો છો? શું ધંધો કરે છે?"

"હું તો વાઘેર ખલાસી. દરિયાખેડનો અસલ ધંધો. રામસિંહ નામ. પણ અટાણે આવું છું ઘોળિયા લોકોના દેશમાંથી."

"એ તે કયો દેશ?"

"બહુ દૂર છે. પહોંચતાં છ મહિના થાય. દરિયાપારનો દેશ છે."

"કારીગરી તારા હાથની છે!"

"હા બાવા, હું એ દેશમાં જ શીખ્યો."

"હવે આવી જા રાજની નોકરીમાં, તને જોઈએ તે સાધનો મળશે. આ કામ તું અહીં ચાલુ કર. હું પોતે એ જોવા આવીશ."

" એક અરજ છે બાવા, મને ૭ સોની અને ૭ મોચીઓ આપો, હું એ ઘોળિયાઓની કારીગરી બધાને શીખવી દઉં, આ કારીગરી કચ્છની જ થઈ જાય."

લાખાએ રામસિંહને જોઈતી સગવડો આપી. રામસિંહે એક હુન્નરશાળા કાઢી. આજે પણ કચ્છમાં એ ચાલુ છે. ચાર વરસ સુધી અનેક કારીગરોને એણે પોતાનો હુન્નર શીખવ્યો. કચ્છમાં ઘણા કારીગરો ચાંદીકામ અને રેશમમાં આરનું ભરત ભરવામાં કુશળ બની ગયા. એ ચાંદીકામ તો આજે પણ 'કચ્છ સિલ્વર વર્ક'-કચ્છનું ચાંદીકામ એ નામે ઓળખાય છે. કચ્છમાંથી એ કારીગરી આખા હિંદમાં ફેલાયેલી છે.

રામસિંહ માલમને નાદર કારીગરી સાથે લગ્ન થયું હતું. યુરોપની કારીગરી શીખવાની એને લગની લાગી હતી. કલા-રસિક રાજવીએ એને એક વહાણ આપ્યું. રામસિંહ યુરોપની કેટલીયે ભાષાઓ જાણતો હતો. એ ઇટલીના વેનિસ શહેરમાં રહ્યો. પરદેશીને કાચનો હુન્નર શીખવનાર માટે ત્યાં ફાંસીની સજા નક્કી હતી. રામસિંહ એક કારખાનામાં ઝાડુ કાઢનાર તરીકે રહ્યો. પણ આંખ-કાન કંઈ ઘરાણે નહોતાં મૂક્યાં. એણે કારીગરોની ચાકરી કરવા માંડી. એમને દારૂ પાઈ પાઈને એમની પાસેથી કાચનો હુન્નર જાણી લીધો. ત્યાંથી તે સ્વિટ્ઝર્લૅંડના એક શહેરમાં ગયો. અહીં ઘડિયાળો બનતાં. પણ એ હુન્નર પરદેશીઓને શીખવવાની મનાઈ હતી. પણ રામસિંહ તો દૂધમાં સાકરની પેઠે ત્યાંના લોકોમાં ભળી ગયો. કોઈને શંકા ન જાય તેવી રીતે સહજ ભાવે એ ત્યાંનો હુન્નર શીખી ગયો. આજુબાજુના દેશોમાં રહીને તે પાછો કચ્છ આવી ગયો. રા' લાખો એની હોશિયારી જોઈને એના ઉપર વારી ગયો.

રાજ્યાશ્રયથી કચ્છમાં કાચનું કારખાનું ચાલુ થયું. બિલોરી

કાચ બનવા લાગ્યો. કલારસિક રાજાએ એવા કાચનો મહેલ ઇચ્છ્યો. રામસિંહે મહેલમાં એક આખો કાચનો વિભાગ ખડો કર્યો. એમાં કાચની નળીઓમાંથી પાણી ચડી આખા મહેલને ઠંડો રાખતું હતું. એણે કાચની સેંકડો તકતીઓ જડી દીવાલો તથા છત કાચની બનાવી હતી. કાચની દીવાલો ઉપર રામસિંહે કચ્છના રાજાઓની છબીઓ ચીતરી હતી. અંદર કાચનાં ઝુંમરો ઝગમગ બળતાં હતાં. એ 'આયના-મહેલ' હજી કચ્છમાં કાયમ છે. આજે પણ એની કારીગરી વખણાય છે. એ જોઈને જોનારાં મુગ્ધ બને છે. કાળે કરી આશ્રય વિના કાચનો હુન્નર કચ્છમાંથી લુપ્ત થયો છે.

રામસિંહે કેટલાંક ઘડિયાળો કારીગરોને માર્ગદર્શક થઈને બનાવ્યાં. 'આયના-મહેલ'ના કબાટોમાં એ ઘડિયાળો ખૂબ દર્શનીય છે. હમણાં એ બંધ પડ્યાં છે, પણ આયના-મહેલના રખવાળે મને ખાતરીથી જણાવ્યું કે એ હજી સારી હાલતમાં છે. પાછળથી એ હુન્નર પણ કચ્છમાંથી લુપ્ત થયો. રા' લાખા પછી કચ્છના ત્રણ રાજવીઓ કલારસિક નહિ પણ ઊલટપક્ષે પ્રજાપીડક હતા. એમનો સમય અશાંતિનો હતો.

રામસિંહને તો એની પોતાની લગની હતી. રાવશીની સહાયથી તે ત્રીજી વાર યુરોપ ગયો. ત્યાંથી તોપોની ધાતુ ગાળી તોપો બનાવવાનો હુન્નર શીખી ત્રણ વરસે તે દેશ પાછો આવ્યો. પરંતુ ત્યારે રા' લાખો દેવ થયા હતા. રા' ગોડજીએ રામસિંહની દેખરેખ નીચે 'કચ્છી ગંજો' નામનું એક ત્રણ માળનું વહાણ બંધાવ્યું હતું. તોપનું કારખાનું પણ ખોલ્યું હતું. પણ અશાંત કાળમાં એ ન નભી શક્યું.

રામસિંહ માલમની આ કથા. એણે જાતે અનેક કષ્ટો સહી પરદેશના હુન્નરની ચાવીઓ દેશમાં ખુલ્લી મૂકી દીધી, ને એ હુન્નરોને દેશના જ બનાવી દીધા. મૃત્યુ ટાણે એને કશો વસવસો નહોતો રહ્યો.

# શાહ વેપારી શેઠ જેરામ શિવજી

સાગરમાં મેરુ જેવડાં મોટાં મોજાં ઊછળતાં હતાં. ચારે તરફથી પવનદેવ પોતાના કુટુંબકબીલા સાથે અત્યંત બળપૂર્વક ફૂંકાતા હતા. ઇંદ્રના પુત્ર મેઘરાજા પોતાની પરણેતર વીજળીબાઈને લઈને પધારતા હતા. એમની પાછળ જોરથી નોબતો વાગતી હતી. મુઠ્ઠી સરખા નાના વહાણ 'ગંગા નારણ વશા'ને હાથી જેમ તણખલાને ફેંકે તેમ ભયંકર પહાડ જેવાં મોજાં ઉપાડી ઉપાડીને ફેંકતાં હતાં. ત્રણ ત્રણ દિવસ થયા આગરેરના ભયંકર ક્રોધાગ્નિની સામે વહાણ બાથબાથા કરી રહ્યું હતું. રાત્રિદિવસ નાખુદે કાસમ અને તેના ખલાસીઓ અન્નપાણી મોઢામાં નાખ્યા સિવાય તોફાન અને વાવટોળ સામે લડી રહ્યા હતા. વહાણના સઢો, આલાત (દોરી-દોરડાં) અને કૂવાથંભ વગેરે સખત રીતે જખમાયાં હતાં. ગરુડના મોઢામાંથી ભાગ્યયોગે છૂટેલા કબૂતરના જેવી વહાણની સ્થિતિ હતી.

ત્રીજે દિવસે તોફાન શમ્યું. વરસાદ થક્યો, વીજળી અદૃશ્ય થઈ, પવન સમાઈ ગયો. નાખવાઓએ શ્વાસ લીધો. દશ-બાર મુસાફરોને વહાણના ભંડારિયામાંથી બહાર કાઢી વિષ્ટા-મૂત્ર અને ખાધાખોરાકીના ટુકડાઓથી ગંધાતું ભંડારિયું સાફ કર્યું. નવાં આલાત (દોરી-દોરડાં) નાખ્યાં, જૂના સઢના ફાટેલા ટુકડાઓને ઓટાં થીંગડાં મારી સાંધ્યો. ખલાસીઓ પણ ખાઈપીને હવે આરામ લેવા પડ્યા.

'વવવવ-હાદાહા-ણુણુ !' કુત્રાથંભના તીર ઉપર નિરીક્ષણ કરવા બેઠેલ છોકરાએ બૂમ નાખી. સાઠ સાઠ ચિયાળા જોયેલ છતાં જે જમને દાદ નહોતો દેતો તેવો શક્તિશાળી શરીરવાળો કાસમ માલમ ઊભો થઈ પોતાની ગરુડ જેવી આંખોને દરિયા પર નોંધી રહ્યો. વાતાવરણમાં નાના ધોળા જેવા દેખાતા પદાર્થને એણે જોઈ લીધો. પાંચ મિનિટ સુધી એણે નજર ત્યાં ખોડી રાખી. પચાસ વરસથી કંઈક સમુદ્રનાં ખારાં પાણી એ પીતો આવ્યો હતો. વહાણ વહાણના પારખુ કાસમને આવતું વહાણ ગમ્યું નહિ. વહાણની આકૃતિ અને હિલચાલની એટલે દૂરથી એણે પરીક્ષા કરવા માંડી. એના મનમાં પૂરો સંદેહ ઊભો થયો. કયાં શુકન લઈને પોતાનું વહાણ દરિયામાં એણે મૂક્યું હતું કે આફત ઉપર આફત આવે છે તે એને સમજાયું નહિ. પણ એ ગભરાયો નહિ. જેનામાં આફત સામે લડવાની હિંમત છે તેને આફત એક આવે કે અનેક, બધું સરખું.

એણે આજ્ઞા કરી, 'સઢ બધા ખુલ્લા કરી દો.' સઢ ખુલ્લા થયા ને વહાણ પવનવેગે ભાગ્યું. પણ એની તરફ આવતું વહાણ વધુ વેગીલું માલૂમ પડતું હતું. કાસમે મામલાને પૂરો પારખ્યો. એણે ઝડપથી હુકમો છોડવા માંડ્યા. વાંદરા જેવા ખલાસીઓ ચપળતાથી હુકમ બજાવવા લાગ્યા. બે અંગ્રેજી તોપના મોઢા ઉપરથી મોઝણીઓ છૂટી. એના મોં પાસે દારૂગોળાનો ઢગલો થયો. સૌ ખલાસીઓ પોતાની આરબી બંદૂકોમાં દારૂગોળો ઠાંસવા લાગ્યા. કેડે તલવારો લટકી ગઈ ઉતારુઓને ભંડારિયામાં પૂરી દીધા. તૂતક ઉપર રેતી પથરાઈ ગઈ.

બે અંગ્રેજી તોપોમાંથી એકને કાસમ માલમે પોતે સાફ કરી. અસવાર જેમ પોતાની વહાલી ઘોડીને સાજ સજે તેમ કાસમે તોપ ઉપર હળવે હાથ ફેરવી એના મોંમાં ઠાંસી ઠાંસીને દારૂ

ઘરબ્યો. ત્રણ કલાકમાં તો આવના વહાણે આ એકલા વહાણને પકડી પાડયું હતું. હવે તો કાસમ સમજી ગયો કે જંગલી આરબ ચાંચિયા લૂંટારુનું એ વહાણ હતુ. તોફાનમાં કાફલાથી વિખૂટા પડી ગયેલા પોતાના એકલા વહાણને પકડીને એ લોકો સૌને ગુલામ બનાવવાની નેમ રાખતા હતા. આરબો સાથે બમો ભયંકર સીદી ગુલામો નાગી નાગી તલવારો અને બંદૂકો લઈ તૈયાર ઊભા હતા કે ક્યારે નિશાન નજીક આવે ને એકલા વેપારી વહાણ ઉપર કૂદી પડાય અને સામનો કરે તેને ઠાર દેવાય.

પણ કાસમ એમ ડરી જાય તેવો નહોતો. ફિરંગીઓએ પણ એને એની બહાદુરી, આવડત અને પહોંચ જોઈ પોતાના વહાણમાં નોકરીએ ગખ્યો હતો. ત્યાંથી કાસમ તોપની નેમ લેતાં શીખ્યો હતો એણે પોતાની તોપના મોંને બરાબર તૈયાર કરી રાખ્યુ ચાંચિયા-વહાણ નજીક આવ્યુ કે કાસમે તોપમા જામગરી દાબી. સરરર કરતો ગોળો છૂટ્યો, એની નેમ અચૂક હતી, સામેના વહાણનો કૂવાથંભ અદ્ધર લપક્યો, વહાણ આડુ થયું, એનો વેગ ઘટી ગયો, વેપારી-વહાણ ભાગી છૂટયુ.

એ પછી એક અઠવાડિયે વહાણ જંગબારને બંદરે નાંગર્યું. નસીબ અજમાવવા આવેલા દસ-બાર ભાટિયા અને ખોજા યુવકોએ આ નવી ભોમકા ઉપર પગ મૂકયો એમા એક ચીંથરેહાલ છોકરો હતો, તેનું નામ જેરામ. કચ્છ-મુદરાનો એ રહીશ એકમો ને દસ વર્ષ ઉપરની જ વાત.

કચ્છનો એ કંગાલ છોકરો જેરામ બાપ જીવતાં મોજમાં ઊછર્યો હતો, કદી ઘર બહાર નીકળ્યો નહોતો. મોટુ કર્જ મૂકીને બાપ મરી ગયો. લેણદારોએ ઘરવખરી કબજામાં લીધી. જેરામ હજી આગલી સાલ જ પરણ્યો હતો. એક ભાઈને પરણાવવાનો હતો, બેનો હજી કુંવારી હતી, મા માંદી હતી, કુટુંબ મોટું હતું,

લેણદારોનો હજી પાર નહોતો. ઘરમાં કંકાસનો પણ પાર નહોતો. જેરામનું જીવન ખારું થઈ ગયું હતું. કંઈક પેટવડિયા ખાતર, કંઈક ચિંતા અને કંકાસથી છૂટવા ઘર છોડી તે જંગબાર જેટલે દૂર પરદેશ આવ્યો હતો.

સત્તરમી સદીની એ શરૂઆત હતી. ત્યારે કચ્છ–કાઠિયાવાડના વેપારીઓએ જંગબારના સામ્રાજ્યમાં (એ વખતે એ સામ્રાજ્યનો સારો વિસ્તાર હતો) વેપારી સંસ્થાન ખોલ્યું હતું. એમની ઉપર આરબ સુલતાનો ફિદા હતા. એમના થકી સુલતાનની પેદાશ અનેકગણી વધી હતી. હિંદી વેપારીઓએ જ તો એના અંદરની ખીલવણી કરી હતી જકાતની પેદાશ અને વેપારના વધારાથી ઝંગિબારેવનં મોટ સંકટો વેઠી આટલે દૂર નાનકડા વહાણમાં બેસી આવતા હિંદી વેપારીઓ ઉપર સુલતાન ખુશ ખુશ રહેતો.

અઢાર વર્ષનો જેરામ સાધારણ નામા સિવાય કંઈ ન જાણે. પણ એ વખતના ગુજરાતી વેપારીઓ આશ્રય આપનારા જબરા. પગાર ઝાઝો ન આપે પણ નોકરમાં સ્વતંત્ર ધંધો ખીલવવાની શક્તિ ખીલે તે માટે તેને ખૂબ મદદ આપનારા. જેરામને એક વેપારીએ પેટવડિયે રાખ્યો. છ મહિનામાં જેરામ સ્વાહિલી ભાષા શીખી ગયો. એની અંદર સૂતેલા ગુણો એકદમ જાગી ઊઠ્યા. છોકરો ચાલાક, ઉદ્યોગી અને કામ ઉપર પ્રીતિ રાખવાવાળો નીકળ્યો. પહેલે જ વર્ષે એનો પગાર વાર્ષિક ૫૦ રિયાલ* મંડાયો. શેઠિયાઓ વાણોતરો ઉપર અમીદૃષ્ટિ રાખનારા. તેઓ વાણોતરને વેપાર કરાવે. પોતાના વહાણમાં વગર નૂરે થોડો થોડો માલ મગાવવા દે, પોતાની સાથે એનો માલ વેચી દે અને નફો એમને આપી દે. મહેતાઓને તેઓ પૈસા પણ ધીરે, પરચૂરણ માલ ખરીદાવે અને વેચવાની સોઈ કરી આપે આમ મહેતાઓને સારો લાભ

* આફ્રિકાનું એક રૂપાનાણું—એ વખતે દોઢ રૂપિયા જેટલું

કરાવે. મહેતાઓમાં જોખમનું કામ કરવાની શક્તિ આવે તે માટે એમને જવાબદારીનું કામ પણ સોંપતા જાય.

જેરામે બીજે જ વરસે કેશિયર–તિજોરીનું જોખમદારીનું કામ માથે લીધું. એનો પગાર વાર્ષિક ૧૦૦ રિયાલ થયો. વેપારમાંથી પણ કંઈક મળ્યું હતું. અને એમ વર્ષ આખરે ૪૦૦ રિયાલની મૂડી થઈ. ૧૦૦ રિયાલની હૂંડી કરાવી ત્યાંનાં ખર્ચ અને વ્યાજના ભરણા માટે દેશમાં મોકલી એણે નોકરીનું રાજીનામું આપ્યું. ૩૦૦ રિયાલ એણે શેઠની પાસે જમા કરાવી તેમાંથી જોઈતો માલ લઈ કાપડ, ખોટાં મોતી, છરા, ચાકુ વગેરે આફ્રિકન લોકોને જોઈતા પદાર્થોની ફેરી ઉપર નીકળવા માંડયું. ઘરેઘર ફરી આરબો અને હિંદીઓને માલ વેચે. પહેલે જ વર્ષે ખાતાંપીતાં ૨૦૦ રિયાલ બચ્યા.

ત્રીજે વરસે એણે જંગબારની બજારમાં નાની પરચૂરણ માલની દુકાન નાખી. વચન પ્રમાણે પૈસા ભરવામાં પાછો ન પડે એટલે શાખ સારી બંધાઈ હતી અને પરિણામે ઉધાર માલ પુષ્કળ મળતો હતો. ધંધાની ચિંતા જેરામ રાત-દિવસ રાખતો. વહેલી સવારે ફેરી ઉપર નીકળી ઘરાકોને માલ આપી આવે. બપોરે જમીને દુકાન ઉપર બેસે તે રાતના નવ વાગ્યા સુધી વેચાણ કરે. જબાનનો મીઠો અને દિલનો પ્રમાણિક એટલે આરબોનો વિશ્વાસ એકદમ મેળવી લીધો. દિનપ્રતિદિન દુકાન ઉપર ઘરાકી વધવા લાગી. બીજે જ વરસે ૫૦૦ રિયાલ દેશમાં મોકલી ભાઈના વિવાહ કરવાની સગવડ કરી આપી. પછી ભાઈને પણ જંગબાર તેડાવી લીધો. એક ભાઈ દુકાને બેસે અને બીજો ફેરી ઉપર નીકળે આમ કામ વેગથી વધાર્યું. વાર્ષિક પાંચસો રૂપિયાની પેદાશ હતી.

જેરામ દૂરદેશીવાળો અને સાહસિક માણસ હતો. એણે હવે જંગલી હબસીઓ અને આરબ સિપાઈઓને પણ ઉધાર માલ

આપવા માંડ્યો. એ લોકો એમ તો ભયંકર અને ખિજાયેલા નાગ જેવા ઝનૂની, પણ ઈમાનને એ જાન બરાબર સમજે. એના ઉપર જે વિશ્વાસ મૂકે તેને તેઓ છેહ ન આપે, અને ઉપકારને કદી ન ભૂલે. હબસીઓ જોડે વ્યવહાર બાંધ્યો એટલે જેરામને હવે જંગલનો માલ પણ રાખવાની ફરજ પડી. જંગલીઓ પાસેથી ધીરધાર પેટે હાથીના દાંત, જાનવરોનાં ચામડાં, ઝાડના રસ, નાળિયેર અને લવિંગ જેવી વસ્તુઓ તે લેવા લાગ્યો. આમાં એને ઘણો નફો મળવા લાગ્યો. વેપાર પણ ખૂબ વધ્યો. બેવડો વેપાર સાચવવા એને મોટી દુકાનો રાખવી પડી. મહેતા અને મુનીમો પણ રાખ્યા. પાંચ વરસે એની પાસે દશ હજારની મૂડી થઈ ગઈ.

પછી ભાઈને કામ સોંપીને જેરામ દેશ તરફ આંટો દઈ આવ્યો. લેણદારોનું કરજ ચૂકવ્યું, રહેવાને નવાં સારાં ઘર ચણાવ્યાં, બાર મહિના મોજ કરી, બેનોને પરણાવી. આમાં એની મૂડી ખર્ચાઈ ગઈ એટલે પાછો જંગબારના વહાણમાં ચડી બેઠો. આ વખતે દિવસ ત્રણમાં જ નિર્વિઘ્ને એ જંગબાર પહોંચ્યો. કહે છે ને, જેનું એક પાધરું તેનાં બધાં ય પાધરાં. જંગબારમાં પાછો આવીને જુએ તો દુકાનની ઘરાકી સાવ ઘટી ગયેલી. ભાઈમાં પોતાના જેવી જબાનની મીઠાશ, કામની આવડત, પહોંચ અને ઉદ્યમ કે શક્તિ નહોતાં. એટલે સ્વાભાવિક રીતે જ કામકાજ અને નફો ઘટી ગયાં હતાં, પણ જેરામનાં પાધરાં નસીબ કહો કે એની હોશિયારી કહો, જોતજોતાંમાં એણે દુકાનને પાછી હતી તેવી જ વધારી દીધી. હવે એણે પોતાના વેપારની રીત પણ ફેરવી. અત્યાર સુધી એ પરદેશ ખાતેથી માલ મગાવનાર વેપારીઓ પાસેથી માલ લેતો અને જંગલીઓ પાસેથી મળેલો માલ પણ એમને જ વેચતો. એને વિચાર થયો શા માટે વચ્ચેના દલાલને રાખવો અને વધારાનો નફો પોતે છોડી દઈ બીજાને ખાવા દેવો ? એટલે એણે કચ્છ-

આફ્રિકા ખાતે પોતાનું જ એક વહાણ બંધાવ્યું અને પોતે જ સીધો પરદેશ સાથે વેપાર કરવા લાગ્યો. આમ આયાત અને નિકાસ બન્ને વેપાર એના હાથમાં આવ્યા, અને એ સમયમાં વેપારમાં કસ પણ ઘણો રહેતો. જેરામ પાસે એકદમ સારી મૂડી જમા થઈ હતી.

એણે ફ્રેંચ, અંગ્રેજ અને અમેરિકન વેપારીઓ સાથે સંબંધ બાંધ્યો. હાથીદાંત, ચામડાં, નાળિયેર, લવિંગ ઇત્યાદિ વસ્તુઓ તે એમને વેચવા લાગ્યો અને બદલામાં વિલાયતી કાપડ, છીંટ, રમકડાં, કાચનો સામાન, તૈયાર કરેલો ચામડાનો સામાન એવી એવી વસ્તુઓ ખરીદવા લાગ્યો. એની આંટ સારી હતી, પાસે મૂડી સારી થઈ હતી, પ્રમાણિકતા અને ઉદ્યમ જેવા ગુણો હતા, સાહસિક પણ હતો–લક્ષ્મી આવે એવા બધા ગુણો એનામાં ખીલ્યા હતા.

એની માલિકીના વહાણો વધતાં ગયાં, વેપાર વધતો ગયો. એને લાગ્યું કે આખા જંગબારમાં વેપારનો વિસ્તાર કરી નાખવો જોઈએ એટલે જંગબારનાં ઘણાં શહેરો અને ભાગોમાં એણે પોતાની દુકાનની શાખાઓ ખોલી. જંગલી સીદીઓ સાથે એ મોટો વેપાર કરતો હતો જંગલીઓના લાખો રિયાલનો ઉધાર માલ એ રાખતો હતો. સામેથી તે લોકો લવિંગ અને કોપરાની મોસમમાં એને માલ આપી જતા હતા. નાણું નાણાને લાવે છે એમ જેરામ લાખોપતિ થઈ ગયો.

જંગબારનાં અંદરનાં ગામડાંઓમાં છાપા મારી આરબો જંગલી જુવાન સીદીઓ અને સીદણોને ઉપાડી લાવી, વહાણોમાં ચડાવી જંગબાર લાવતા. એ સીદીઓ ઉપર અમાનુષી જુલમ ગુજરતો. એ જીવતાં માણસોનો તો વેપાર ચાલતો. ગુલામો તરીકે તેમને દૂર દૂર અજાણ્યા મુલકોમાં મોકલી દેવામાં આવતાં. ઢોર પાસેથી જે કામ લેતાં આંચકો ખવાય એ કામ ગુલામો પાસેથી લેવાતું અને ઢોર ઉપર–જે ક્રૂરતા વાપરતાં અરેરાટી છૂટે તે ક્રૂરતા આ

ગુલામ બનેલાં સીદીઓ પર વપરાતી. અમેરિકનો, યુરોપિયનો અને આરબો એ ગુલામોનો વેપાર કરતા. હિંદી વેપારીઓ પણ એમને ખરીદીને પરદેશીઓને વેચતા. જેરામ શેઠે પણ જીવતા માણસોનો, નિર્દોષ જંગલીઓનો વેપાર આદર્યો.

અને એમ કહેવાય છે કે એ વેપારે જ એના ભાગ્યે એની યારી છોડી દીધી. એ કાળે તો જેરામ શેઠ સુલતાનને પણ નાણાં ધીરતો. સુલતાનની જકાતનો ઇજારો એના હાથમાં હતો. એ ઇજારામાંથી જ એને જબરી પેદાશ મળતી. દિલનો પણ એ ઉદાર હતો. કોઈ પણ ગુજરાતી એને ત્યાં આવીને ગમે તેટલો વખત રહે તોપણ તેને ત્યાં એને રહેવાની–ખાવાપીવાની સંપૂર્ણ છૂટ હતી. પોતે એ સૌની સાથે એક પંગતે જમવા બેસતો. જે સૌના ભાણામાં હોય તે જ એના ભાણામાં હોય. દશ લાખ રિયાલની પૂંજી એની પાસે જમા થઈ હતી.

પણ પછી એનું શરીર લથડ્યું. એ દેશમાં–કચ્છ–મુંદરા–આવીને ગયો. એની પાછળ એનો મુનીમ લધા રામજી મહાસમર્થ નીવડ્યો. એણે જેરામની મિલકત એક કરોડ રિયાલ સુધી પહોંચાડી દઈ પેઢીને સર્વોપરી બનાવી.

પણ જેરામના ભાગ્યની ઉલ્ટી ટોચ અહીં આવી ગઈ. ટોચ ઉપરથી દરેક માણસ પડે જ એવો કોઈ સનાતન સિદ્ધાંત નથી. જે માણસ આઘુંપાછું જોયા વિના ટોચે ચડી જાય તેને જ મરટ ટોચેથી પડવાનો સંભવ હોય છે, પણ જે માણસ ધીર-ગંભીર છતાં ય ખંતથી ચાલે ચડતો હોય છે તેને માટે કોઈ ટોચ હોતી જ નથી, એટલે એના ભાગ્યમાં પડવાનું પણ હોતું નથી. આપણે જોયું કે જેરામ કઈ રીતે ચડવા માંડ્યો હતો. એ ઉદાર હતો, દીર્ઘદર્શી હતો; પણ એનો વેપાર શુદ્ધ હતો તેમ નહિ કહી

શકાય. એનું ઊભું કરેલું ઘર ગંજીપાનાં પાનાંનું કહી શકાય અને પવનની ફૂંક આવતાં તે ઊડી ગયું.

પરિણામે દશા એ આવી કે એના પુત્રે તો પેઢી જોઈ પણ નહિ. એ પોતે ઉડાઉ બની ગયો હતો. એના મહેતા–મુનીમો ઉપર પણ દેખરેખ રહી નહિ એટલે એ લોકો પણ અંદરથી ખાવા લાગ્યા હતા અને અંતે આજે એના કુટુંબને ગરીબાઈમાં દહાડા કાઢવા પડે છે.

# લધાભા

"ક્યાં મરી ગયો લધિયો ?" રસોઇયાએ બૂમ મારી. લધો ઝાડુ કાઢતો હતો ત્યાંથી દોડ્યો. રસોઇયાએ રોષથી કહ્યું: "આ મીઠાનું હાંડલું આમ વચ્ચે પડ્યું છે તે ઠેકાણે મૂક. સાવ અજડો છો."

વાંકી કેડ કરી લધો માટલું લઈ ઠેકાણે મૂકે ત્યાં વછાતે બૂમ મારી, "અરે લધિયા, લોટો તો ભર !" વાંકી કેડે જ લધાએ દોટ મૂકી અને વછાતને લોટો ભરી દીધો. એ રસોઇયાની તહેનાતમાં હાજર થવા પાછો જતો હતો ત્યાં નાહવા બેઠેલા એક મહેતાએ કહ્યું: "લધિયા ! મારે વાંસે જરા સાબુ દેતો જા." લધો મહેતાને વાંસે સાબુ દેવા રહી ગયો. પણ મનમાં એને ફડકો હતો કે રસોઇયો હમણાં બૂમ મારશે, અને કાં તો જાડો એનો કેશિયર ઊઠ્યો હશે તે દાતણની બૂમ મારશે. ત્યાં તો સાચે જ એના કેશિયરનો રોજનો પરિચિત ઘાંટો સંભળાયો: "લધા—!"

"સાહેબ, જઉં હવે ?" લધાએ મહેતાની રજા માગી. મહેતો જવાબ દે તે પહેલાં જાડા એના કેશિયરની બીજી ગાડ આવી, 'અરે લધિયા ! દાતણ ક્યારે લાવે છે !"

મહેતાની રજાની રાહ જોયા વિના સાબુ ફેંકીને લધો એના કેશિયરની સેવામાં દોડ્યો.

ચૌદ વરસનો લધો જેરામ શિવજીની જંગબારની પેઢીમાં કુટકલિયા ( પરચૂરણ ) છોકરા તરીકે કામ કરતો હતો. સવારના

૭ વાગ્યાથી રાત્રિના બાર વાગ્યા સુધી એને સેંકડો કામો ઉડાવવા પડતા હતા. મુનીમ, વણાતો, મહેતાઓ, રસોઇયાઓ અને નાના-મોટા સૌ નોકરો એને કામ ચીંધતા. દરરોજ અઢાર કલાકનું વાશી કેદ રાખીને ગહાવૈતરું એને હતું. કોઈ એની દયા ખાતું ન હતું. હજી ૭ માસ ઉપર જ તે જંગબારનું પાણી પીવા આવ્યો હતો. રસોઇયાને કોઠારમાંથી ચીજો કાઢી દેવી, બજારમાંથી દોડતાં ખપતી ચીજ લાવી દેવી. બધાને દૂધના પ્યાલા આપવા, તે પાછા ઉપાડીને ઊટકવા, કોઈ નાહવા ગયું હોય એને કપડાં આપવાં, વાસણ માંજવામાં પણ મદદ કરવી, ચોખા સાફ કરાવવા, દીવા-બત્તી કરવાં, સૌનાં ધોયેલ કપડાં સંકેલીને ઠારે મૂકવાં, જે કામ કોઈનું નહિ. તે કામ એનું. એવાં પરચૂરણ અનેક કામો ઉપરાંત રાત્રે જાડા બેતા કેશિયરનું શરીર પણ દાબવું પડતું. પેઢીના બસો માણસો એના ધણી હતા.

લધો સૌને રાજી રાખતો. મો હસતું જ રાખતો. સૌનું એ કામ કરે એટલે સૌની વાત એ જાણે. પણ કદી કોઈની કાંઈ ફરિયાદ કરવી નહિ, કોઈની કાંઈ ચાડી ખાવી નહિ, કોઈ સાથે તકરાર ઊભી કરવી નહિ. જેટલું કામ માથે આવે તેટલું શાંતિથી ખેંચ્યે જતો. અને કામમાં પણ ચોકખાઈ રાખતો. આથી સૌને એ પ્રિય થઈ પડ્યો.

કચ્છ-મુંદરામાં દામજી ઠક્કરની નાની રેજકી માલની દુકાન હતી, પણ એમાં કસ નહોતો. કુટુંબનો ગુજારો થતો નહોતો. જેરામ શેઠ મુંદરાના જ હતા અને એમની પેઢીનું જંગબારમાં મોટું કામ હતું. શેઠને અને એમને દૂરનો સંબંધ હતો એટલે શેઠનું વહાણ જંગબાર જતું હતું તેમાં પોતાના છોકરા લધાને બેસાડી દીધો.

લધો ગામડી નિશાળમાં થોડાં આંક-લેખાં ને અક્ષર માંડતાં શીખ્યો હતો. જંગબારમાં એ ગયો એટલે તરત તો એને શું કામ

સોંપવું, એમ ધારી શેઠે એને પરચૂરણ કામ કરવાનું કહ્યું. એક વર્ષ લધાએ આવું કામ કર્યું. બીજે વર્ષે એ રસોઇયાનો મદદનીશ બન્યો. પીરસવાનું કામ મુખ્યત્વે હતું. બપોરને વખતે નવરો થઈ જતો. સ્વાહિલી ભાષા એ શીખી ગયો હતો એટલે જાડા ખેતા કેશિયરે એની નવરાશનો ઉપયોગ લેવા માંડ્યો. ખેતો એની પાસે રોકડ હિસાબના સિક્કાઓ ગણાવતો અને કોથળીઓ ભરાવતો. લધાને કામ ચોક્ખું કરવાની ટેવ હતી એટલે એના કામમાં ભૂલ ન નીકળતી. સ્થૂળ શરીરમાં ભરાઈ રહેતી આળસની પ્રેરણાથી ખેતા કેશિયરે લધાને પોતાનું વધુ ને વધુ કામ એની પાસે કરાવવા માંડ્યું. લધાને રસોઇયાને મદદ કરવાનું જ કામ સોંપાયું હતું છતાં ખેતો એની પાસે રોજ રાત્રે પગ ચંપાવતો પણ પરિણામે ખેતાએ એના પર ખુશ થઈને શેઠ પાસે એની પોતાના મદદનીશ તરીકે માગણી કરી. શેઠે તે મંજૂર કરી.

દેશી પેઢીમાં અનિયમિત લાંબા કલાકો સુધી કામ કરવાનું હોય. લધો નાણાં ગણી કોથળીઓમાં ભરે, દિવસે લેણ-દેણ કરે, સાંજે ઉઘરાણી કરવા જાય, રાત્રે રોકડમેળ લખે, જાડા ખેતાનો એ હાથપગ થઈ પડ્યો. તિજોરીનું કામ ઘણુંખરું લધો પતાવવા લાગ્યો. લેણદેણમાં ચોકસાઈ અને પ્રથમ ખાતે માંડ્યા સિવાય કોઈ રકમ આપવી નહિ, આ સિદ્ધાંતથી એના રોકડમેળમાં પાઈનો પણ ફરક આવતો નહિ. મીઠાબોલા અને મહેનતુ લધાની સાવચેતીને લીધે ઉઘરાણી પણ જલદી આવવા લાગી. ખોટાં થયેલાં નાણાં પણ તેણે કેટલાંક વસૂલ કર્યાં. શેઠની એના ઉપર નજર ઠરી.

બે વરસ પછી જાડો ખેતો દેશ ગયો ત્યારે લધો એનું તમામ કામ પોતાની ઉપર લઈ શકે તેવો થઈ ગયો હતો. શેઠે એને કેશ-તિજોરી ઉપર નીમ્યો. શેઠના વેપારનો વિકાસ થતો હતો, મોટી લેણદેણ ચાલતી. એવે વખતે સત્તર વર્ષના છોકરાના

હાથમાં આવું કામ મૂકી દેવું એ સાહસનું કામ હતું. પણ જેરામ શેઠ માણસના પરીક્ષક હતા. એમણે લધાને બરાબર જોઈ લીધો હતો, લધો એમની કપરી કસોટીમાંથી પાર નીકળ્યો હતો. પ્રમાણિક, ઉદ્યોગી, ચોક્કસ અને બુદ્ધિશાળી એ દેખાયો હતો. અને લધાએ પોતાના કામને દીપાવ્યું.

જેરામ શેઠનું આરબો સાથે મોટું કામ હતું. આરબોનાં લવિંગ અને નાળિયેરનાં વાવેતરો ઉપર અગાઉથી નાણાં ધીરી માલ કબજે લેતા. ગુલામો પણ ખરીદતા અને વેચતા. આરબોનો માલ યુરોપિયન-અંગ્રેજ, ફ્રેંચ અને અમેરિકનોને તે વેચતા. કેટલોક માલ હિંદ પણ ચડાવતા. યુરોપિયન-અમેરિકન વેપારીઓ પાસેથી આફ્રિકાને યોગ્ય કાપડ, રેશમી કટલરી, હથિયારો અને એવો માલ ખરીદતા. હિંદથી પણ આયાત કરતા. લધાના હાથમાં તિજોરીનું કામ એટલે એને કયો માલ કયા ભાવે આવે છે અને કયો કેમ જાય છે તેનું ધ્યાન રહેતું. એના મગજમાં આખો વેપાર ગોઠવાતો જતો હતો. શેઠ પણ એ જોતા હતા.

શેઠની તબિયત નરમ-ગરમ રહેતી હતી. તેઓ કામ ઉપર અગાઉ જેટલું ધ્યાન આપી શકતા નહિ. પોતાના ભાઈ અને સગાંની શક્તિ વિષે એમને શ્રદ્ધા નહોતી. લધાભાએ ત્રણ વર્ષ કેશિયરનું કામ કર્યું. પછી શેઠે એને એ કામ છોડવી પોતાની મદદમાં લઈ પલોટવા માંડ્યો. હવે તે માલ લેવા-દેવા અને પરદેશો સાથેના પત્ર-વ્યવહારના કામને સંભાળવા લાગ્યો. ધીરે ધીરે આ કામ સંપૂર્ણ રીતે એને સોંપાયું. એમાં એણે સારી હોશિયારી બતાવી. કામને વેગ મળ્યો. ખરીદ અને વેચાણ મોટા પાયા ઉપર થવા લાગ્યાં. શેઠના માત્ર બે વહાણ હતાં. લધાભાએ નવાં બે વહાણ કચ્છ-માંડવીથી બંધાવી મગાવ્યાં. દેશાવરોથી મોટા પ્રમાણમાં માલ મંગાવવા માંડ્યો. નફાનો આંકડો વરસોવરસ વધવા લાગ્યો.

ઑફિસોમાં જવા-આવવાનું કામ શેઠ પોતે કરતા. તે સમયે યુરોપિયનો બધા સ્વાહિલી ભાષા બોલતા. પણ યુરોપિયનો આરબો અને જંગલીઓને માલ આપતાં અંચકાતા. સાઠ દિવસોની ઉધારે:માલ વેચાતો પણ આરબો કોઈ વખત વખતસર નાણું દેતા નહિ. એમનો વ્યવહાર લાસરિયો હતો. નાણું આપે ત્યારે પણ કેટલાંક નાણું રોકડાં આપે, કેટલાંકને બદલે લવિંગ, ટોપરાં, હાથીદાંત અને એવી ચીજો આપે. કોઈ દિવસ ખાતું ચોખ્ખું કરે નહિ. યુરોપિયન-અમેરિકન વેપારીઓને આ ફાવે નહિ. તેઓ હિંદી વેપારીઓને માલ વેચતા. હિંદીઓ આરબોને વેચતા.'

જેરામ શેઠની તબિયત બહુ નરમ રહેવા લાગી એટલે એમણે પોતાના વિશ્વાસુ લધાભાને ઑફિસોમાં જવાનું કામ સોંપ્યું. લધાભા પણ માણસ-પારખુ માણસ હતા. પ્રેમજી રાગજી જેવા રખડુ છોકરામાં સૂતેલી શક્તિઓને એમણે પારખીને જગાડી હતી અને એની મારફત પેઢીને ઘણો લાભ કરાવ્યો હતો. કુલ જવાબદારી પોતાને મળી એટલે લધાભાએ ઉધાર માલ લેવાની પદ્ધતિ એકદમ કાઢી નાખી. રોકડ નાણે ખૂબ કસીને અને વ્યાજ કપાવીને યુરોપિયન ઑફિસો પાસેથી માલ લેવા માંડ્યો. આરબો અને જંગલીઓને ખૂબ નફો રાખીને ઉધાર માલ વેચતા. આમ બે બાજુથી લાભ થવા લાગ્યો. બે વરસમાં એણે વેપાર ખૂબ વધારી નાખ્યો. અંગ્રેજી પેઢીઓ સાથેના વ્યવહારથી અંગ્રેજી જાણતા થઈ ગયા. એમની કુશળતા અને એકવચનીપણા અને પ્રમાણિકતાના ગુણો ઉપર યુરોપિયનો પણ આફરીન થઈ ગયા. તેઓ તેમના મિત્રો થઈ ગયા અને તેમની સલાહ લેતા.

જંગબારના હિંદી વેપારીઓ પગાર બહુ ન આપતા. વાર્ષિક એકસોથી ચારસો રિયાલ સુધીનો પગાર મોટો ગણાતો. સૌથી મોટા મુનીમને પણ વાર્ષિક ચારસો રિયાલ મળતા. પણ શેઠિયાઓ

મહેતા-મુનીમો અને નાના નોકરોને . પણ પોતાના ભાગમાં વેપાર કરાવતા અને પગાર જેટલો નફો કરાવી આપતા. લધાભાનો પગાર વાર્ષિક ૫૦ રિયાલથી શરૂ થઈ ૩૦૦ રિયાલ સુધી પહોંચ્યો હતો. એ બધો પગાર એણે કચ્છમાં ઘેરજ મોકલ્યો હતો પણ તે ઉપરાંત ખાનગી વેપારના નફાના ૩૦૦૦ રિયાલ બીજા મોકલ્યા. એમાંથી એમનું સગપણ થયું. આજ બસો વરસથી ભાટિયા જ્ઞાતિમાં કન્યાઓની બહુ અછત છે એટલે વહુ મેળવવા દીકરાનાં માબાપોને ઓછામાં ઓછા ત્રણ હજાર રૂપિયાના દરદાગીના કરવા પડે. ધનવાનો તો ઘણી તેવડમાં હોવાથી પાંચ પાંચ પરણેતરો પણ મેળવી શકે છે, પણ પરિણામે ગરીબ યુવકોની પરણવાની મુશ્કેલીમાં વધારો થાય છે. લધાભા દેશમાં આવ્યા, લગ્ન કર્યાં અને પછી જંગબારથી તાકીદનું તેડું આવતાં ત્યાં ગયા.

જંગબારમાં સૈયદ બિન સૈયદ સુલતાન હતા. સુલતાન સાથે જેરામ શેઠને બહુ વ્યવહાર હતો.

શેઠને મેલેરિયા નડ્યો હતો. ત્રણ દિવસના સખત તાવથી શરીરમાં અશક્તિ આવી ગઈ હતી. એમનો નિયમ હતો કે દિવસમાં એકવાર સુલતાનની સલામે જઈ આવવું. પણ ત્રણ દિવસથી જવાયું નહોતું.

સુલતાનનું ખાતું એમને ત્યાં હતું. બજારમાંથી જે કાંઈ ખરીદ થતી તે માટેનાં નાણાંની ચિઠ્ઠીઓ સુલતાનનું તિજોરીખાતું શેઠ જેરામ શિવજીની પેઢી ઉપર લખી નાખતું. સુલતાનને ખાતે પેઢી નાણાં લખી નાખતી, વરસે એ હિસાબ ચોકખો થાય આથી સુલતાનને અને શેઠને ઘણો ઘરોબો અને નાતો બધાયો હતો. આજે શેઠને સુલતાનનું તેડું આવ્યું. અશક્તિને લીધે શેઠ જઈ શકે તેમ નહોતા એટલે એમણે લધાભાને બધી સમજણ આપીને મોકલ્યા.

એક દીવાન ઉપર ગાલીચો પાથરી આસપાસ તકિયાઓની વચમાં સુલતાન સૈયદ બિન સૈયદ બેઠા હતા, સોનાના હુક્કાની લાંબી નેળમાંથી તમાકુની ઘૂંટ લેતા હતા. લધાભાએ કુરનિસ બજાવી.

"જેરામ શેઠ ક્યાં?" સુલતાને પૂછ્યું.

"નામવર સુલતાન, શેઠ બીમાર છે એટલે એમણે મને મોકલ્યો છે."

"કામકાજ માટેની સત્તા તને આપી છે?"

"હા નામવર."

"નાણાં લેવા-દેવાની પણ?"

"હા નામવર."

"ત્યારે મારે બે લાખ રિયાલની જરૂર છે."

"ઘણી ખુશીથી આપની જરૂરિયાત પૂરી પડશે. હું પેઢીએ જઈ નામવરના ખાતામાં જમે કરી દઈશ. ખુશીથી ચિઠ્ઠીઓ લખવાનું તિજોરીખાતાને ફરમાવજો."

સુલતાન આ સાંભળીને આશ્ચર્ય પામ્યો. જેરામ શેઠ કદી આટલી જલદીથી નાણાં ધીરવા કબૂલ થતા નહિ અને આ માણસ આવડી મોટી રકમ એકદમ આપી દે છે! પોતે વ્યાજ તો કદી આપતો નહિ. નાણાં પાછાં ફેરવવામાં પણ ઢીલ કરતો. આપતો તે પણ શરમે શરમે. સુલતાન જુવાન સામે તાકી રહ્યો.

"તારું નામ શું, જુવાન?" સુલતાને પૂછ્યું.

"લધો."

"શેઠનો મુનીમ છે?"

"હા, નામવર." લધાભાએ કહ્યું. પછી થોડી વાર થોભીને કહ્યું: "એક અરજ છે, નામવર."

"બોલી નાખ." સુલતાન ખુશ હતો.

"હરકત ન હોય તો આપ નામવરની વરસે જકાતની પેદાશ કેટલી છે તે કહી શકશો ? "

"આ વરસે દોઢેક લાખ રિયાલ છે. વરસ પૂરું થવા આવ્યું છે."

"જકાતનો ઇજારો અમારી પેઢીને ન આપો ! અમે વાર્ષિક બે લાખ આપશું. આપના તમામ કાયદા અને વ્યવસ્થા જાળવશું."

સુલતાન હુક્કાની નળી ફૂંકતો બંધ થઈ ગયો. એણે પા કલાક વિચાર કરવામાં લીધો.

"જામીનગીરી શું આપશો ?" સુલતાને પૂછ્યું.

"આજે બે લાખ રિયાલ આપ નામવરને ખાતે જમે થશે તે આપને ખાતે હમેશાં જામીનગીરી તરીકે જમે રહેશે. જ્યાં સુધી ઈજારો અમારા હાથમાં રહેશે ત્યાં સુધી આ રકમ આપે પાછી આપવાની નહિ."

સુલતાનને આ ગોઠવણ ગમી ગઈ. આજે એની નાણાંભીડ સહજમાં તૂટતી હતી અને વળી ભવિષ્યમાં વર્ષે પચાસ હજાર રિયાલ વધુ મળતા હતા. અને જકાતવસૂલનું કામ પણ એમને બહુ કંટાળાભર્યું લાગતું હતું. પુષ્કળ દાણચોરી થતી, દાણચોરો સાથે મારામારી થતી. મોટે ભાગે નાણાં વસૂલ ન થતાં. ચોથે ભાગે નાણાં હાથ આવતાં. સુલતાન આ પરિસ્થિતિને સુધારી શકતો નહિ. એણે લધાભાની માગણી કબૂલી લીધી; "ભલે, વઝીરને મળીને બાર માસનું લખત કરી લ્યો."

"નામવર, ચોકી સારુ અને દાણચોરી અટકાવવા માટે સિપાહીઓની મદદ આપે આપવી પડશે. એનું ખર્ચ પેઢીને માથે નહિ."

સુલતાને હસીને મંજૂર કર્યું.

લધાભાએ શેઠને એ ગોઠવણની વાત કરી શેઠને એ સાહસ

ગમ્યું નહિ. એમને લાગ્યું કે ક્યાંક ઉતાવળ થઈ છે. જકાતવસૂલનું કામ એટલે જરા વારમાં છૂરીઓ અને જમૈયા ઊડી પડે. ઝનૂની આરબો અને જંગલી સીદીઓ સાથે કામ પાડવાનું. સુલતાનથી પણ એ ન થતું. એમાં આબરૂ ગુમાવવા જેવું હતું. આ તો સર્પના દરમાં હાથ નાખવા જેવું હતું. પણ લધાભાએ શેઠને સમજ પાડી. તોપણ શેઠ બોલ્યા: "લધાનું કામ જોખમનું થયું છે. શ્રીનાથજી જે કરે તે ખરું."

પણ લધાભાએ શેઠની આબરૂને ગુમાવવાને બદલે વધારી. પ્રેમજી જેવા બહાદુર જુવાનને કેળવી એમણે એ કામમાંથી જબરો નફો ઉઠાવ્યો.

લધાભાએ જંગબારના ગુજરાતી સંસ્થાનને સમૃદ્ધ કર્યું. જંગબારના હિંદીઓના એ તાજ વગરના બાદશાહ હતા.

*

લધાભા પૂરતો વિચાર કરીને સુલતાન પાસે આવ્યા

"નામવર સુલતાન, જકાતના ઇજારાની મુદત આ માસમાં પૂરી થાય છે." લધાભાએ સુલતાનને કહ્યું.

"હું જાણું છું. પણ આ વખતે ઇજારો લેવા માટે કંઈક વધારે આપવું જોઈશે. કેટલું વધારે આપશો?" સુલતાને કહ્યું.

"ઇજારાનો વધારો તો નહિ પણ પાંચ લાખ રિયાલ અમારી પેઢી આપને ભેટ કરે."

"પાંચ લાખ રિયાલ ભેટ!" સુલતાનને આવડી મોટી રકમની ભેટની કલ્પના નહોતી.

"જી હા, પણ એક શરતે. આપે એ નાણાંમાંથી ૧૦ લડાયક નૌકાઓ બાંધવી. આપ નામદારનો બે હજાર માઈલનો સાગરકિનારો તદ્દન અરક્ષિત પડ્યો છે. આપના જેવા મહાન શહેનશાહને સાગરના રક્ષણની મોટી જરૂર છે. આ પાંચ લાખ રિયાલ અમે

આપ નામદારને તદ્દન ભેટ તરીકે નજરાણો કરીશું. ઉપરાંત દર વર્ષે બે લાખ રિયાલ જકાતના ઇજારાના અગાઉથી આપીશું. લડાયક નૌકાઓનો ખર્ચો આપે ઉઠાવવાનો. મારી દરખાસ્ત ઉપર વિચાર ચલાવવા વિનતિ છે."

સુલતાન ખૂબ ઘડાયેલો હતો છતાં આવી ચોંકાવનારી દરખાસ્ત સાંભળી વિચારમાં એના મુખમાંથી હોકાની નળી પડી ગઈ. છેલ્લાં પાંચ વરસથી સુલતાનને લડાયક નૌકાઓની જરૂર જણાઈ રહી હતી પણ તેને માટે રાજ્યમાં પૈસા નહોતા. યુરોપિયન રાજ્યો એને પૈસા ધીરવા તૈયાર હતાં પણ સુલતાન તેમના રાજ્યલોભથી ડરી તેમના સકંજામાં આવવા ઇચ્છતો નહોતો. લધાભાની દરખાસ્ત એને સોનામાં સુગંધ જેવી લાગી.

"હું મંજૂર કરું છું." દસ મિનિટ પછી સુલતાને વિચારીને કહ્યું.

"મારી પાસે નૌકાધ્યક્ષ પણ તૈયાર છે. બોલાવું ?" લધાભાએ કહ્યું.

"વાહ ! કોણ છે એ વળી ? બોલાવો." સુલતાને હુકમ આપ્યો.

તરત ચાળીશ વર્ષની ઉમરનો, ઠીંગણા બાંધાનો એક આદમી હાજર થયો. બાર વર્ષના વયમાં જ તે અંગ્રેજી મનવારોની નોકરીએ ચડ્યો હતો. ત્યાં તોપચીનું કામ શીખ્યો અને પાંચ વરસ એ નોકરી બજાવી. પછી સાત વર્ષ સ્વતંત્રપણે ચાંચિયાગીરીનું કામ કરી સેંકડો વહાણોને લૂંટયાં. એક ફ્રેંચ મનવારે એના વહાણને ડુબાડ્યું અને એને કેદ પકડ્યો. ફ્રેંચોએ એને તોપચીનું કામ સોંપ્યું. ત્રણ વર્ષ પછી ફ્રેંચોમાંથી નીકળી તે ડચ મનવાર ઉપર ગયો અને પાંચ વર્ષ ત્યાં કામ કર્યું. એ ઉપરાંત એણે બીજાં પણ યુરોપિયન વહાણો પર નોકરી કરી હતી. અનેક વખત યુરોપ ફરી

આણ્યો હતો, અનેક સમુદ્રનાં પાણી માપી લીધાં હતાં, સાગરનો એ જીવ હતો.

સુલતાનને આ માણસ પસંદ પડી ગયો. નૌકાધ્યક્ષ તરીકે એની નિમણૂક થઈ. એનું નામ ટીપુટલ.

ટીપુટલની કુશળતાથી દરિયામાં થતી ચાંચિયેગીરી ધણીખરી નીકળી ગઈ. લધાભાની પેઢીને એમાંથી ત્રીસ લાખ રૂપિયાનો ચોકખો નફો થયો. લધાભાની ગણતરી સાચી પડી.

જેરામ શેઠ દેશ ગયા. લધાભા જંગબારમાં સર્વસત્તાધીશ થયા. જંગબાર આવનાર કોઈ પણ હિંદુ કે મુસલમાન ગુજરાતી યુવકને તેમણે ભારે આશ્રય આપવા માંડ્યો, "આપણા દેશનો ભાઈ છે" એવી લાગણીથી કોઈને નોકરી, કોઈને દુકાન, કોઈને ફેરિયાનો ધંધો, કોઈને જકાતની ઉઘરાણી તો કોઈને પેટા ઇજારા, એમ જે આવે તેને કામે ચડાવવા માંડ્યા. નવો આવનાર હિંમત કરતો હોય તો નાણાં ધીરી વેપાર કરાવે. ત્રીસ વર્ષના એમના જંગબારના વસવાટમાં એમણે જંગબારમાં ગુજરાતીઓની વસ્તી ૫૦૦માંથી ૨૦૦૦૦ કરી દીધી. આતિથ્યના તો એવા શોખીન કે એમની સાથે જમવા-ટાણે ૬૦૦ પતરાળીઓ પડતી! આખા ગુજરાતી સંસ્થાનના એ આશ્રયદાતા, વડીલ અને પૂજ્ય હતા.

*

મધ્યરાત્રે નોકરે અચાનક લધાભાને જગાડ્યા. કહ્યું: "કોઈ બે આરબ અગત્યના કામે આવ્યા છે, નામ આપતા નથી."

લધાભા ઊભા થયા, સાથે સશસ્ત્ર ગુલામોને લીધા. આવનાર આરબોને મળ્યા. એક આરબે કાનમાં બે શબ્દો કહ્યા, લધાભાએ રક્ષક ગુલામોને વિદાય કર્યા.

"આપ નામદાર જાતે!" લધાભા બોલ્યા.

આવનાર આરબો સુલતાનના બે ભાઈઓ જ હતા. એમણે

કહ્યું: "સુલતાન દારેસલામ છે. અમારી પાસે દસ હજારનું સૈન્ય છે, અમે બળવો કરી જંગબારને ઘેરો ઘાલ્યો છે. અમારી જીત ચોક્કસ છે. અત્યારે અમારે પાંચ લાખ રિયાલની જરૂર છે. આરબ બચ્ચો ઉપકારને ભૂલતો નથી. પણ તેમ તેને નારાજ કર્યો હોય તો તે એનો ઘા પણ ભૂલતો નથી. એટલે-સમજી જાઓ, હિંદી લોકોની દુકાનો અમે લૂંટીએ એ તમને ગમશે નહિ."

લધાભા સાંભળીને વિમાસણમાં પડ્યા, ધર્મસંકટ! સુલતાન માજિદ એને સગા ભાઈ જેવો પ્રિય હતો. એ સુલતાનની મહેરબાનીથી હિંદી ભાઈઓને કેટલી સગવડો મળતી હતી. તેને બેવફા કેમ થવાય! તેની વિરુદ્ધ નાણાંની મદદ કેમ અપાય! બીજી બાજુ, તો પોતાના શેઠની દુકાન લૂંટાવા કેમ દેવાય? એની આંખ સામે એકવાર સુલતાન માજિદ, તો બીજી વાર ઝનૂની, દૃઢ નિશ્ચયી અને બળવાખોર સૈયદ બરગસની વીફરેલા વાઘ જેવી આંખો આવતી હતી.

એક જ ક્ષણ જવાબ આપતાં વાર લગાડી અને પછી તરત બોલ્યા: "સારું, પણ મારી પાસે નાણાં તૈયાર નથી. જો થોડા જ કલાક આપો તો દિવસ ઊગતાં તો નાણાં હાજર કરી દઈશ. હું હમણાં જ નાણાં ભેગાં કરવા નીકળું છું."

લધાભા એકદમ બહાર નીકળ્યા.

"બેગમસાહેબા!" લધાભા બીજે ક્યાંય ન જતાં સીધા વૃદ્ધ બેગમ પાસે જ ગયા. બેગમ એમને સાંભળવા એકદમ આવ્યાં.

"ભારે થઈ! સુલતાન હાજર નથી અને બરગસ અને તેના નાનાભાઈએ સુલતાન સામે બળવો કર્યો છે. દસ હજારના સૈન્યથી જંગબારને ઘેરી લીધું છે."

વૃદ્ધ પણ સિંહણ સમાં બેગમે સાંભળીને ક્ષણનો ય વિલંબ ન કરતાં પોતાના સેનાધ્યક્ષોને બોલાવ્યા.

"બોલો, શું કરશો?" બેગમે પૂછ્યું.

"મારા પાંચસો અજમીઓ જે ક્ષણે કહો તે ક્ષણે હાજર થાય." અજમીઓના નાયક મુરાદખાને કહ્યું.

"મારી પાસે ત્રણસો હબસીઓ છે, એકે પાછો નહિ હઠે." ઊંચા, પડછંદ કાસમ જમાદારે કહ્યું.

"મારા પાંચસો ખલાસીઓ લડવા ઊતરશે." નૌકાધ્યક્ષ ટીપુટસે કહ્યું.

"બસ, મારે આ જ જવાબ સાંભળવો હતો. તૈયાર કરો."

પણ લધાભાને આટલા સૈન્યથી સંતોષ ન થયો. બીજો વિચાર થઈ શકે તેમ નહોતો. બેગમ પાસેથી નીકળી સીધા અંગ્રેજ કોન્સલને મકાને ગયા. કોન્સલ સર જોન કર્કને ઊંઘમાંથી જગાડ્યો, બધી વાત કરી. લૂંટફાટનો ભય સમજાવ્યો, અંગ્રેજી લશ્કરે મદદ કરવી જોઈએ એ કહ્યું. ખર્ચને માટે જામીનગીરીનું ખત ફાઈલ કરી આપ્યું. એ જ ટાણે હુકમો થયા અને અંગ્રેજી મનવારો ઉપરથી તોપો ઉતારીને સવાર થતાંમાં તો બસો ખલાસીઓ હાજર થઈ ગયા.

થોડા પણ મરણિયા સૈનિકો અને તોપોની ધણધણાટીએ બે દિવસ સુધી સૈયદ બરગસને રોકી રાખ્યો. ત્રીજે દિવસે તો સુલતાન આવી ગયા. બરગસને ઘેરી લીધો. બરગસને શરણે આવવાની ફરજ પડી. લધાભાની દરમિયાનગીરીથી બળવાખોર કુમારો હિંદી સરકારને સુપરત થયા અને તેઓને મુંબઈ મૂકવામાં આવ્યા.

પાંચ વરસ પછીનો એક દિવસ હતો. શિકારની મોજ એકાએક મૂકીને સુલતાન માજિદ જંગબાર આવ્યા. અમીરોની સભા બોલાવી વાત કરી:

'ફ્રેંચ એલચીનો પત્ર છે. એમના એક કિંમતી વહાણ ને ઉતારુઓને પેલો બદમાશ ચાંચિયો હસન પકડી ગયો છે. ચોવીસ કલાકની અંદર એ ચાંચિયાઓને પકડીને ફ્રેંચ કોન્સલને સ્વાધીન

કરવાની વિનંતિ કરવામાં આવી છે. જો તેમ નહિ થાય તો દારે-સલામના બંદરનો કબજો ફ્રેંચ મનવારો લેશે એવી ધમકી છે.'

" એ બદબખ્ત ચાંચિયો બેટમાં મજબૂત કિલ્લેબંધી કરી રહ્યો છે. એ સ્થાન બહુ પ્રયત્નો છતાં શોધાયું નથી. આપણી નૌકાઓ એની કિલ્લેબંધીને ભેદી શકે તેમ નથી, હું લાચાર છું." ટીપુ-ટલે વિલાપ કર્યો.

સૌ સરદારો મૂંગા રહી જમીન સામે જોઈ રહ્યા. કોઈ ઉપાય સૂઝતો નહોતો.

એટલે લધાભાએ વિનંતિ કરી કે આ કામ તેને સોંપવામાં આવે તો તે સફળ પ્રયત્નો કરશે.

સુલતાને કહ્યું: " તમે! સારું, કરો પ્રયત્ન. "

*

" મોન્સ્યોર ડુપ્લે, " લધાભા સુલતાન પાસેથી ઊઠી બીજું કંઈ કરતાં પહેલાં એકદમ ફ્રેંચ એલચીની પાસે ગયા. એ એમના મિત્ર જેવો હતો. " મોન્સ્યોર-મહાશય, આપ નામદારે સુલતાનને આવી ઉછાંછળી ચિઠ્ઠી લખી? આપ તો વિચારવંત પુરુષ છો. "

" પરંતુ અમારી પ્રજાનાં માણસો અને વહાણોને, કિંમતી વસ્તુઓને સુલતાનની પ્રજા આમ લૂંટે ત્યારે શું કરવું?" ફ્રેંચ એલચીએ કહ્યું.

" તોપણ ચોવીસ કલાકમાં શું થાય? આ કોઈ છોકરાંની રમત છે? આપના મહારાજ્યના મોભાને યોગ્ય જ માગણી સુલતાન પાસે થવી જોઈએ ને! આપની માગણીને દુનિયા વિચાર વિના-ની જ ગણે. "

" સુલતાન અમારો મોભો ક્યાં માન્ય રાખે છે? સુલતાન બીજી પ્રજાઓના જેવી મહેરબાનીની નજર અમારી પ્રત્યે ક્યાં રાખે છે? "

"એમ કેમ કહી શકો ! ત્રીજે વરસે નામદાર સુલતાને મોંબાસાનાં જંગલોનો ઇજારો તમને અપાવ્યો હતો. હજી ક્યાં મોડું થયું છે ? સત્કાર્યથી જ સારાં વાનાં થાય છે. તમારા સહકારની હવે કદર થશે." લધાભાએ સમજાવ્યું.

મોન્શ્યોર ડુપ્લે લધાભાની સમજાવટ આગળ નમી ગયો. એણે સુલતાન ઉપર બીજો પત્ર લખી આગલા પત્રને રદ કરવાનું અને ચાંચિયાઓને શાસન કરી કેંમ વહાણો અને માણસોને મુક્ત કરવાની વિનંતિ કરી. એ કામ થયા પછી લધાભાએ અંગ્રેજ એલચીની મુલાકાત લીધી. તેને સમજાવી તેની એક ગનબોટની મદદ લીધી. એની મદદથી ચાંચિયાઓની કિલ્લેબંધી તોડી તેનો નાશ કરવામાં આવ્યો.

ચૌદ વરસ પછી સુલતાન માજિદ બેહિસ્તનશીન થયા. સૈયદ બરગશ મુંબઈમાં દેશનિકાલ થયા હતા તેમને તેમની પછી ગાદી મળી. નવા સુલતાનને પોતાના બળવાને નિષ્ફળ કરવા માટે લધાભા ઉપર રોષ હતો. એણે હવે એ રોષ ઠાલવવાની તક લીધી. એણે અધવચ્ચે જ લધાભા પાસેથી જકાતનો ઇજારો આંચકી લેવાનો વિચાર જાહેર કર્યો. ઉપરાંત લધાભાએ માજી સુલતાન માજિદને ૨૫ લાખ રિયાલ ધીર્યા હતા ને આપવા ના પાડી. એણે કહ્યું: 'એ કરજ રાજ્યનું નહિ પણ સુલતાનનું અંગત હતું.'

લધાભા ગયા અંગ્રેજ કોન્સલ પાસે. "સુલતાન વીફર્યો છે, અમારું લેણું આપવા ના પાડે છે."

કોન્સલે હિંમત આપીઃ "તમારે જરા પણ ડરવાનું નથી. તમે બ્રિટિશ રૈયત છો. જ્યાં સુધી તમારું લેણું ન મળે ત્યાં સુધી તમારે જકાત છોડવાની નથી, બ્રિટિશ સલ્તનતનું બળ તમારી પાછળ છે."

પણ લધાભાએ વિચાર કર્યો કે વચ્ચે અંગ્રેજોને ન લાવવા,

વળી દરિયામાં રહેવુ અને મગર સાથે વેર કર્યા કરવુ ? આ વીસ હજાર ગુજરાતીઓ અહીં સુખે વસ્યા છે તેમને માટે એક અમારી પેઢીને ખાતર તકલીફ ઊભી કરવી ?

તે રાત્રે સુલતાનને મહેલ ગયા આરામમા બેઠેલો સુલતાન પોતાના માનેલા શત્રુને આમ સામે આવતો જોઈ આશ્ચર્યમાં પડ્યો એણે લધાભાનું યોગ્ય માન કર્યું. લધાભાએ નમ્રતા, સૌજન્ય અને વિવેકથી સુલતાનને સમજાવ્યો સુલતાનના પિતા અને ભાઈની એમની પેઢીએ કેવી સેવા કરી હતી તેની તેમણે યાદી આપી. "આપ પણ એમ જ ઇચ્છો ને કે આપની પ્રજા આપને વફાદાર રહે ?"

સુલતાન નમ્ર થયો. તેણે કરજની અર્ધી રકમ આપવા કબૂલ્યુ એમણે સ્વીકારી લીધી સાગપથી પતે છે તો પોતાના દેશભાઈઓને ખાતર ભલે એવડુ મોટું પણ આર્થિક નુકસાન સહી લેવાય, એમ લધાભાએ માન્યું

*

દુનિયામાંથી ગુલામો રાખવાની પ્રથાનો નાશ કરવાનો જોરદાર આંદોલનો ચાલતાં હતાં શેઠ જેગમ શિવજીની પેઢીને હસ્તક ૫૦૦૦ ગુલામો હતા. સર ચાહબુદ્દીન લધાભા પાસે આવ્યા

"તમારે અમને પૂરતો સહકાર આપવો જોઈએ. તમારા હિંદુ શાસ્ત્રો દયા અને પ્રેમનો ઉપદેશ આપે છે મનુષ્ય-પ્રાણીઓને વશપરંપરા ગુલામ કરી રાખવાનો તમારાં શાસ્ત્રો ઉપદેશ નથી આપતાં તમારા કચ્છના મહાગવર્નરશ્રીએ મને ખાસ સર રિચર્ડ ટેમ્પલ સાથે રહી ગુલામી નાબૂદ કરવાની ગોઠવણ કરવા જણાવ્યુ છે. માટે અમારા આગ્રહને માન આપી તમારા ગુલામોને મુક્તિ આપો"

"પરંતુ જંગબારના સુલતાન ગુલામી નાબૂદ કરવાની વિરુદ્ધ છે"

"અમે એમને પણ સમજાવી રહ્યા છીએ. છતાં ય તેઓ ન માને તોપણ તમારે બ્રિટિશ રૈયત તરીકે ગુલામીને રજા આપવી જોઈએ."

"પરંતુ એ ગુલામો ખરીદવા પાછળ અમારા પંદર લાખ રિયાલ ખર્ચાયા છે. એ ખોટ કોણ ખમશે?" લધાભાએ બીજી મુશ્કેલી બતાવી.

"ત્યારે શું કેવળ પૈસાને ખાતર જ આવી ઘાતકી પ્રથાને તમે ચાલવા દેશો? હું માનું નહિ. કચ્છના મહારાવની ખાતર, તમારાં શાસ્ત્રોની ખાતર, દયાધર્મને ખાતર તમારે આ ગુલામોને મુક્તિ આપવી જોઈએ."

સુલતાને તે સમયે ગુલામી બંધ કરી નહિ પરંતુ ગુજરાતી વેપારીઓએ જબરું આર્થિક નુકસાન ભોગવી બાર હજાર ગુલામોને છોડી મૂક્યા. તેમાં સાત હજાર તો જેરામ શેઠના જ. લધાભાના પ્રયત્ને ગુજરાતીઓએ ગુલામીની પ્રથાને તિલાંજલિ આપી.

તે પછી તુરત જ લધાભા સ્વર્ગવાસી થયા. તેમની સારવાર માટે અંગ્રેજી કૉન્સલનો સર્જિયન ચોવીસે કલાક એમના બિછાના પાસે રહેવા લાગ્યો અને એક દિવસ જે એક પરચૂરણિયો નોકર હતો તેનું જ્યારે અવસાન થયું ત્યારે તેના માનમાં અંગ્રેજ, ફ્રેંચ અને અમેરિકન એલચીઓએ પોતાના વાવટાને અર્ધી કાઠીએ ઉતારી નાખ્યા. લધાભા ગયા, ગુજરાતીઓની સમૃદ્ધિ, શ્રી અને ઉર્જાત પણ સાથે ગયાં.

જંગબારના સુલતાનનો સેનાપતિ

# બહાદુર પ્રેમજી

સુંદરાની ગામઠી નિશાળમાં બાર-તેર વરસના છોકરાને ઊંધે માથે ટાંગ્યો હતો. હમણાં જ નિશાળના પંડ્યાએ એને લાકડાની પટ્ટીથી ઝૂડ્યો હતો. અત્યંત હઠીલા ઠોઠ છોકરા ઉપર એવો અત્યાચાર એ વખતની નિશાળમાં ગુજારવામાં ખોટું ન મનાતું. છોકરો ચાર વરસથી નિશાળમાં આવતો હતો પણ હજી સો સુધી ગણતાં નહોતું આવડતું. એને આવડતું હતું નિશાળ અને ઘરમાંથી ભાગી જતાં, પીંપળાની ઊંચી ડાળો પર ચડી તળાવમાં ભુસકા મારતાં, શેરીઓનાં કૂતરાંઓને બઝાડતાં, છોકરાની ટોપીઓ ઉડાડી દેતાં, જુગાર રમતાં, મારામારી કરતાં અને ચોરી કરતાં. તોફાની છોકરાઓનો તે સ્વીકારેલો નેતા હતો. વિધવા માતાને તે ગાંઠતો નહિ. સખતમાં સખત સજાની પણ એને બીક ન લાગતી. એને ઊંધે માથે ટાંગ્યો હતો છતાં પંડ્યાની પીડ કરતાં તે દાંતિયાં કરી તેના ચાળા પાડતો હતો. આખરે કંટાળીને પંડ્યાએ તેને નિશાળમાંથી તગડી મૂક્યો.

વિધવા માતા તેનાથી કંટાળી હતી. છોકરાને સાથે લઈ તે શેઠ જેરામ શિવજીની વખારે ગઈ. શેઠ પાસે એ રડી પડી. દૂર દૂરની એ એની સગી હતી એટલે શેઠે એને આશ્વાસન આપી છોકરાને પાસે રાખી લીધો અને જંગબાર ચડાવી દીધો. લધાભા મુનીમને એને માટે ભલામણ લખી નાખી. એ છોકરો પમો અથવા પ્રેમજી

"શેઠ, મેં પમાને કાલે કાવાખાનામાં મન્સૂર આરબ સાથે કાવો પીતો જોયો." એક મુહેતાએ ફરિયાદ કરી.

"મેં એને આરબોની સાથે હુક્કો ગગડાવતો જોયો છે." બીજાએ ટાપસી પૂરી.

લધા શેઠ વિચારમાં પડ્યા. વૈષ્ણવનું ફરજંદ આરબનો હોકો પીએ અને આરબ સાથે કાવો પીએ એ તે કેમ ચાલે? એવા છોકરાને જંગબારમાં પોતાની સાથે કેમ રખાય? પણ લધાભાને લાગ્યું, જે છોકરો દેશમાંથી આવતાંની સાથે જ જંગલીઓ જોડે આટલો ભળી ગયો તેનામાં કંઈક પાણી તો જરૂર હોવું જોઈએ. દૂરદેશ લધાભાએ પમાને જંગલમાં આવેલા ગામડામાં મોકલી દીધો.

પમાને આ બહુ ફાવ્યું. ગામડું અને વળી જંગલ. જેટલાં તોફાન કરવાં હોય તેટલાં કરવાની છૂટ. શેઠની ગામડાની દુકાને પાંચ સીદી ચોકી કરવા રાખ્યા હતા તેમની સાથે ઘડીકમાં ભાઈબંધી થઈ ગઈ. તેમની પાસેથી એ હથિયાર વાપરતાં શીખી ગયો. સીદીઓની ભાષા એ શીખી ગયો અને જંગલના સીદીઓ સાથે તે એકદમ હળી ગયો. સીદીઓ એની સાથે ખુશ ખુશ રહેતા.

પમો અહીં પોતાના સીદી જમાદારના ઘોડાની સેવાચાકરી કરે, ઘોડેસ્વારી શીખે. તલવાર ફેરવવી, દૂરથી ભાલું ફેંકી લક્ષ્યને વીંધવું, બંદૂકમાંથી ગોળી છોડવી—એ બધાં કામમાં એ પાવરધો બન્યો.

જેરામ શેઠની ગામડાંઓમાં દુકાનો ઘણી હતી. તેમની મારફત તે હબસીઓ પાસેથી હાથીદાંત, રાળ અને બીજી જંગલની વસ્તુઓ ખરીદતા. બદલામાં સીદીઓને રંગીન કાપડ, ચાકુ, છરા, ખોટાં મોતી એવી એવી ચીજો આપતા. સીદીઓ પાસેથી માલ મેળવવામાં પમો ઠીક ઉપયોગી થઈ પડ્યો. વખત જતાં પમો એ કામમાં કુશળ પણ થઈ ગયો. એ જોઈને લધાભાએ એને મુનીમ બનાવ્યો. કામના તત્ત્વમાં ગમ પડે એટલે એને અંગેની

બીજી અઘરી અને અણગમતી બાબતો પણ આકર્ષવા માંડે છે અને તે ઝટ આવડી જાય તેમ પ્રેમજીનું થયું. પ્રેમજીને હિસાબ-કિતાબની સૂઝ પડી ગઈ એટલે લધાભાએ એને સીદીઓમાં ઉઘરાણી ખાતે નીમ્યો.

પ્રેમજી જંગલમાં ખૂબ ઘૂમતો. નદી, નાળાં, ટેકરા–બધું ય એણે પગ નીચેથી કાઢી નાખ્યું. જંગલીઓને એ એટલો પ્રિય થઈ પડ્યો કે એની સાથે એમનો ગાઢો સંબંધ થયો. પ્રેમજી એમનાં નૃત્યો અને ઉત્સવોમાં ભાગ લેવા જતો એમની જોડે તે શિકારમાં પણ જતો. સીદીઓ કેવી રીતે શિકારને આંતરે છે તેની સમજ એને પડી ગઈ. પછી તો એ પણ તક મળ્યે કોઈ ન જુએ તેમ શિકાર કરી લેતો.

લધાભાએ કસ્ટમની જકાતનો ઇજારો શેઠ જેરામ શિવજીની પેઢી માટે સુલતાન માજિદ પાસેથી લીધો હતો. હાથીદાંત અને ગુલામો ઉપર રાજ્યની મોટી જકાત હતી, એટલે પુષ્કળ દાણચોરી થતી હતી. દાણચોરી કરવાવાળા અંધારી રાત્રે જંગલમાંથી હોડીઓ ભરીને સમુદ્રમાં આવેલા છૂપાં સંકેતસ્થાનોમાં ઉતારી આરબનાં બગલાઓ (મોટાં વહાણો)ને રાત્રે જ હાથીદાંત અને ગુલામો વેચી દેતા. અને એ બગલાઓ પરદેશ ઊપડી જતાં. મોટા પાયા ઉપર આ દાણચોરી ચાલતી હતી.

પ્રેમજીએ બહુ ચાલાકી અને ધીરજથી એક દાણચોરને મુદ્દામાલ સાથે પકડ્યો. લધાભાએ એને હથિયારબંધ માણસો આપીને દાણચોરી અટકાવવા નીમ્યો. પ્રેમજી અંધારી રાત્રે અને ભયંકર જંગલમાં માણસો લઈને છુપાઈ રહેતો. દાણચોરી કરનારા માલ લઈને પસાર થતા દેખાય કે તેમની ઉપર તે તૂટી પડતો. એમ ઘણા દાણચોરોને પોતાની હોશિયારી અને વીરતાથી પકડી એણે શાબાશી મેળવી. એ નિર્ભય હતો, શૂરો હતો, દૃઢનિશ્ચયી હતો

અને સાથે ખંતીલો હતો. ઝપાઝપીઓમાં તે જાતે કૂદી પડતો. એના ઉપર લધાબા ફિરા ફિરા થઈ ગયા. એનો પગાર વધ્યો. માન વધ્યાં.

*

અદાર ફૂટ ઊંચું જિરાફ વૃક્ષની ઊંચામાં ઊંચી કૂંપળોને તોડી તોડી ખાતું હતું ત્યાં એને કંઈક ઘ્રાણ આવી. મોં ઊંચું લઈ ચારે તરફની હવાને નાકમાં ખેંચી અને ગંધની દિશા પારખી તે ઊલટી દિશામાં ભાગ્યું. એની પાછળ સફેદ ઘોડા ઉપર એક મનુષ્યપ્રાણી પૂર વેગે આવતું હતું. જિરાફ ભાગ્યું, પણ થોડી વાર થઈ ને સનનન કરતી બંદૂકની એક ગોળી એના આગલા પગના સાથળમાં વાગી. આગલો પગ ખોડંગાયો એટલે એ પડ્યું. પાછળ ધસ્યા આવતા અસવારના હાથમાં રહી ગયેલી ઘોડાની લગામ વખતસર ખેંચાણી નહિ અને ઘોડો સીધો જિરાફ ઉપર ધસી ગયો. પણ ત્યાં તો સો સો હથોડાના બળવાળી જિરાફની પાછલા પગની લાત આવી અને ઘોડો દૂર ફેંકાઈ ગયો. ઘોડો રામશરણ થયો અને એની નીચે એનો અસવાર દબાયો. જિરાફ નાસી ગયું.

દૂર ચાલ્યા જતા કોઈ મુસાફરની આંખે આ બધું જોયું, એ દોડ્યો. પોતાના સમગ્ર બળથી ઘોડાને ઊંચો કરી અસવારને બહાર કાઢ્યો. પાણી છાંટી, પવન નાખી અસવારને બેઠો કર્યો. અસવારના પગનું હાડકું ભાંગી ગયું હતું. મુસાફરે પોતાનું પહેરણ ફાડી એ જગ્યાએ ચસચસાવીને પાટો બાંધ્યો. થોડી વારમાં અસવારનો રસાલો થોડે દૂર આરામ લેતો હતો ત્યાંથી આવી પહોંચ્યો. આ પ્રસંગથી સુલતાનના અજમીઓ (ઇરાનીઓ)ના સેનાપતિ મોહંમદખાન અને પ્રેમજી પ્રાગજી વચ્ચે મૈત્રીની ગાંઠ બંધાઈ.

જંગબારની સલ્તનત વિશાળ હતી. યુરોપિયન ગીધડાંએ એને હજી ફોલી ખાધી નહોતી. ઉમરાવ દિલનો સુલતાન માજિદ

એ વખતે તખ્તનશીન હતો એના વખતમાં શેઠ જેરામ શિવજી-ના મુનીમ શેઠ લધા દામજીની મોટી લાગવગથી ગુજરાતીઓની ખૂબ જાહોજલાલી હતી, એ વખતે વેપાર અર્થે વીસ હજાર ગુજરાતીઓ જંગબારમાં વસ્યા હતા.

એ વખતે જંગબારની રાજકીય સ્થિતિ સારી નહોતી. જંગબારનો શાહ-સુલતાન સૈયદ માજિદ હતો અને તેના તાબા નીચે નાના નાના હબસી સુલતાનો પણ હતા. એ નાના સુલતાનો રાજ્યને બહુ હેરાનગત કરતા. સૈયદ માજિદના પિતા સૈયદ સૈયદ મસ્કતના અમીરના પુત્ર હતા. એમણે આપબુદ્ધિ અને આપબળથી જંગબારનું નવું રાજ્ય મેળવ્યું હતું અને હબસી સુલતાનોને ખંડિયા બનાવી દીધા હતા. એમની ધાક અને શૂરવીરતા એવી હતી કે હબસી સુલતાનો કંઈ કરી શકતા નહિ, પણ એમના મૃત્યુ પછી એમના પુત્રના સમયમાં આગલું વેર લેતા હતા. હબસી સુલતાનો સુલતાન માજિદનાં અરક્ષિત ગામડાંઓ લૂંટતા. ગુલામોનો વેપાર એ વખતે પૂરબહારમાં ચાલતો એટલે તેઓ નાની નાની ટુકડીઓ લઈ સૈયદ માજિદનાં ગામડાંઓને ઘેરી તેને ચારે તરફથી આગ લગાડી દેતા. ગામડાંનાં જંગલી સ્ત્રી પુરુષો અને બાળકો બેબાકળાં થઈ ભાગવા જતાં તેને તેઓ પકડતા અને પછી જંગબારની બજારમાં મોકલી ગુલામ તરીકે વેચાવી નાખતા. સુલતાન માજિદને દરેક ગુલામ દીઠ દશ રિયાલ દાણ મળતા એટલે તે આ વેપાર ચાલવા દેતો.

રાજની પ્રજા ઉપર તો આમ અમાનુષી જુલમ ગુજરતો, પણ તે ઉપરાંત પણ રાજને ઘણું નુકસાન થતું. રાજનાં જંગલો અને ગામડાં તેઓ બાળતા, માણસોને રૈયતને ખાઈ જતા અને પ્રદેશ પણ કબજે કરતા. સૈયદ માજિદ એમની સામે સૈન્ય મોકલતો પણ તેઓ અને તેમની પ્રજા તે વખતે ઊંડાં જંગલોમાં સંતાઈ જતાં. માજિદ આમ કાયર કાયર થઈ ગયો હતો. એનામાં એના

બાપ જેટલી સિફત અને ખંત નહોતાં. પણ ઉપદ્રવ તો વધતો જ જતો હતો. આ સમય દરમિયાન મોહંમદખાન મારફત પ્રેમજી સુલતાન માજિદના સંસર્ગમાં આવ્યો હતો. સેનાધ્યક્ષે પ્રેમજીનાં એની પાસે વખાણ કર્યાં હતાં. માજિદે એક હબસી સુલતાન સામે લશ્કર મૂક્યું હતું પણ હબસી સુલતાન હમેશની પેઠે જંગલમાં ભરાઈ ગયો હતો, પ્રેમજીએ એને પકડી પાડવાનું બીડું ઝડપ્યું.

પ્રેમજી જંગલના રસ્તા, કેડીઓ અને ઋતુનો સારી રીતે માહિતગાર થઈ ગયો હતો; ગામડાંમાં નાણાંની ઉઘરાણીએ જવાનું થતું તે પરથી તેને તેની ભૂગોળનું જ્ઞાન થઈ ગયું હતું. માણસોની ટુકડી લઈને તે જંગલમાં પેઠો. ગુપ્ત રસ્તાઓની આસપાસ એણે ચોકીઓ મૂકી દીધી અને જંગલની કેડીઓ પરથી કૂચ કરી એણે જુદાં જુદાં ગુપ્ત સ્થાનો પર આક્રમણ કર્યું. ઝપાઝપી થઈ પણ આખરે એણે હબસી સુલતાનને પકડી માજિદ પાસે હાજર કર્યો.

માજિદ પ્રેમજી ઉપર ખુશ થયો. એણે લધાભા પાસેથી એની નોકરી ઉછીની લઈ હબસી સુલતાનોને વશ કરવાનું કામ એને સોંપ્યું. પ્રેમજીએ ખૂબ કુશળતા અને બહાદુરીથી એ કામ બજાવ્યું.

એ સ્વાહિલી બોલી જાણતો હતો, એ વેશપલટા પણ કરી જાણતો હતો; એટલે શરીર કાળું રંગી, હબસી બની હબસી સુલતાનોનાં સ્થાનોમાં પહોંચી જતો. ત્યાંથી તે તેમનાં ગુપ્ત સ્થાનો, કિલ્લાઓ, મનુષ્યસંખ્યા અને હથિયારોની ખબર મેળવી આવતો, પછી રાત્રે ઓચિંતા હલ્લા લઈ જતો. લાંબી કૂચો કરી અણધાર્યે સ્થળે ફૂટી નીકળતો. એના સૈન્યની હિલચાલો વીજળી જેવી ચપળ રહેતી. ધીમે ધીમે હબસી સુલતાનોને એણે એવા હેરાન હેરાન કરી મૂક્યા કે સૌએ સુલતાન માજિદને ખંડણી નિયમિત રીતે ભરવાનું કબૂલ કર્યું, અને તોફાન છોડી દેવા માંડ્યા. ઉપદ્રવ શાંત થઈ ગયો.

સુલતાન માજિદના આ યુવક ઉપર ચારે હાથ હતા. એણે

એને સૈન્યમાં મોટો હોદ્દો આપવાની તૈયારી બતાવી, પણ લધાભા એને ખોવાને તૈયાર નહોતા અને પ્રેમજી લધાભા ન કહે ત્યાં સુધી જવા તૈયાર ન હતો. છેવટે એ શેઠ જેરામ શિવજીની હારેસલામની પેઢીનો મુખ્ય મુનીમ હતો. લધાભાના સ્વર્ગવાસ પહેલાં જ સુલતાન માજિદ બહિસ્તનશીન થયો. પછી આ યુવકની કારકિર્દી વિષે જાણવામાં આવ્યું નથી. પણ એની જેટલી કારકિર્દી જાણવા મળી છે તેટલા પરથી જણાય છે કે જેરામ શિવજીની પેઢીના ઉદયમાં પ્રેમજી પ્રાગજીનો ઘણો હિસ્સો હતો.

જેરામ શિવજીની પેઢીના અને જંગબારના શાહસુલતાનના એક જબ્બર સ્તંભ જેવા એ જુવાનના વંશજોનો પણ આજે પતો નથી.

દોઢિયાની દીવાસળી વેચનાર

# સર આદમજી પીરભાઈ

"દીવાસરી લિયો...દોકિયાની પચીસ, બે દોકિયાનું બાકસ, ભિગર બત્તીએ અજવારું, ખુદાઈ રોશની લિયો–ઓ–ઓ દીવાસરી."

"જૂની ફાટેલી ગૂનીઓ છે! જૂની ગૂનીઓ દિયો ને નવા પૈસા લિયો, રોકરા પૈસા લિયો.'

બૂમો મારનાર તેર વરસનો વહોરાનો એક છોકરો હતો. એ દીવાસળી વેચતો હતો અને જૂની ગૂણીઓ ખરીદતો હતો. ફેરી ફરીને સાંજે એ ઘેર આવ્યો.

"કેમ રે આદુ, શું કમાની કરી આજે!" બાપાએ પૂછ્યું.

"બાવાજી, આજે તો આઠ દોકિયાની દીવાસરી વેચી અને આ પાંચ જૂની ગૂની એટલા દોકિયામાં મલી છે." આદુએ જવાબ આપ્યો.

"આ ગૂનીઓ ટદ્દન રદ્દીબાતલ છે, સાવ ફાટેલી છે. એવી ગૂનીઓ લેવાય ને."

આદુએ બાપની શિખામણ મનમાં ઉતારી, પણ બાપને તો સંતોષ થયો હતો કે છોકરો આજે બે આના કમાઈ આવ્યો.

ધોરાજીના વહોરા પીરભાઈ કાદીભાઈ, સકીનાબુ અને નાનો આદુ પોરબંદરના વહાણમાંથી બે દિવસ થયાં મુંબઈ ઊતર્યાં હતાં. ખિસ્સામાં રૂપિયા માત્ર પાંચ હતા. એમાંથી એક રૂપિયાની ભાડે ઓરડી લીધી, તેના ભાડાનો રૂપિયો અગાઉથી આપ્યો હતો. એક રૂપિયાનું અનાજ અને બે-ચાર આનાનો મસાલો લેતાં બાકી બચી

ત્રણ રૂપિયા રહ્યા, તેમાંથી પીરભાઈએ જૂની ગૂણીઓનો ધંધો શરૂ કર્યો. આખું કુટુંબ કાળા અક્ષરને કૂટી મારે એવું અભણ હતું. નાનો આદમ દિવસે દીવાસળી વેચતો, જૂની ગૂણીઓ ખરીદતો અને રાત્રે બાપને એ ગૂણીઓ સીવવામાં મદદ કરતો. સને ૧૮૫૮ની આ વાત. કુટુંબનું ગુજરાન મહામહેનતે જેમતેમ થતું હતું.

જ્યારે વરસાદ પડતો હોય ત્યારે આદમ લુકમાનજી વહોરાને ત્યાં રંગનું કામ શીખવા જતો હતો. બેએક વરસ ફેરી ફરવા પછી એ કામ શીખવા માંડ્યું હતું. બારીબારણાંને રંગ લગાડવામાં એ હોશિયાર થઈ ગયો. રોજ ચાર આના કમાઈ લાવતો. એ ક્યારેક તંબૂઓ સીવવા પણ જતો.

છોકરો ભારે ઉદ્યોગી, હોશીલો અને મહેનતવાળો હતો. બે-ત્રણ વરસમાં તો એ દરરોજ આઠ આના કમાતો થયો. લુકમાનજી ખંધાઈથી એની પાસે મોટા માણસ જેટલું કામ લઈ માત્ર છોકરા જેટલું જ રોજ એને ચુકવતો હતો. નાના આદમે આ લુચ્ચાઈ સમજી લીધી. તે પોતે હવે જાણીતો થયો હતો. એણે સ્વતંત્ર કામ કરવા માંડ્યું અને દરરોજ રૂપિયો એક પાડવા માંડ્યો.

* * *

"અપનો આદમ હવે કમાની કરે છે. ઈને ઠિકાને પાડવા જોઈએ." સકીનાબુએ કહ્યું.

"પન અપને ગરીબને કોન દેસે ?" પીરભાઈએ ચિંતાથી માથું ધુણાવ્યું.

પરંતુ સકીનાબુએ પોતા જેવા જ એક ગરીબ શ્રમજીવી વહોરાની કન્યા જોઈ રાખી હતી. તરત નિકાહ પઢાવી લેવામાં આવ્યા. હવે આ કુટુંબને ત્રણ રૂપિયાના ભાડે એક કોટડી રાખવી પડી.

નાનો આદમ હોરમસજી શેઠના બંગલામાં રંગ દેતો હતો. ઉપલા માળનાં બાર બારીબારણાંને રંગ દેવાનો હતો.

"શેઠ, મને આ કંતરાક્ત ન આપો ! માલ તમારો અને મહેનત મારી."

"શું લેવસ ?"

"આઠ દિવસનું કામ છે. આઠ રૂપિયા આપજો."

"અરે મારે દેવારું કાઢવું છે ! છ રૂપિયા બસ છે." હોરમસજી બોલ્યા.

"શેઠ, મારા ગરીબના રોજી જેટલું નહિ આપો ! લ્યો સાત રૂપિયા આપજો."

શેઠે કબૂલ કર્યું. આદમજી તે દિવસથી મજૂરોના કોન્ટ્રાક્ટો લેતા થયા. કરસરિયા વહોરાના છોકરાએ રાતદિવસ મહેનત કરી કામ પૂરું કરી, બે રૂપિયા રોજના પાડ્યા. યુવક પ્રમાણિક, વિશ્વાસુ અને ઉત્સાહી હતો. તે નાના નાના કોન્ટ્રાક્ટો લેવા લાગ્યો. ધીમે ધીમે એની ઘરાકી વધી. હવે એ મજૂરો પૂરા પાડી ભેખડાં કામો કરવા લાગ્યો. આદમજી હવે મુકાદમ પણ થયો હતો. મજૂરોની સાથે રહીને પોતે પણ કામ કરવા લાગી જતો હતો. આ કામ કરતા તેને ફરજિયાત થોડું ગુજરાતી અને હિસાબકિતાબ શીખવાં પડ્યાં. અનુભવે સૌ શિખવાડ્યું.

આદમજી હવે નાના કોન્ટ્રાક્ટો લેવા મંડ્યા, તેમાં એમને સારો કસ રહેતો હતો. લેફ્ટેનન્ટ સ્મિથ સ્ટોરખાતાના અધિકારી હતા. એમને માટે આદમજીએ તંબૂ સીવવા માંડ્યા હતા. અંગ્રેજ અધિકારીએ એની પ્રમાણિકતા અને કામ પ્રત્યેનો અનુરાગ જોયાં. આદમજીની બજારમાં સારી સાખ બંધાણી હતી. એણે કોન્ટ્રાક્ટોમાં થોડો પૈસો પણ પેદા કર્યો હતો. સ્મિથ સાહેબે એને નાનાં કામો સોંપવા માંડ્યાં. પોતે બજારમાં ભાવો પુછાવી આદમજીની પાસે ચીજો ખરીદ કરાવી મંગાવે. તેમાં આદમજીની સત્યનિષ્ઠા એના જોવામાં આવી. ભોળાભોળો અને આનંદી છોકરો સાહેબને પસંદ પડ્યો.

"આદમજી, તુમ એક બંગલા બના સકેગા? કર્નલ સાબકે વાસ્તે બનાના હૈ."

"હજૂર, મૈં બનાઉંગા."

"તુમારી પાસ મની હૈ? તુમકુ માલ મિલ સકેગા? ટીસ હજાર રૂપિયા કા કોન્ટ્રાકટ હૈ."

"સાબ, હમારી પાસ પૈસા હૈ. હમારા બૌટ બેપારીકી સાથ પહિચાન હૈ, હમ કામ અચ્છા કરેગા. યકીન રખીએ."

સાહેબને આ યુવક ઉપર ભારે ભરોસો આવી ગયો હતો. એણે આ કોન્ટ્રાકટ આદમજીને આપ્યો. આદમજીએ જાતમહેનત ને દીર્ઘદૃષ્ટિથી સાહેબના સંતોષ પ્રમાણે કામ પૂરું કરી આપ્યું. સાહેબના એના ઉપર ચારે હાથ થયા, આદમજીએ પાંચ હજાર રૂપિયા નફો કર્યો હતો. સાહેબે એને ફરી બોલાવ્યો.

"આદમજી, બડા કામ હૈ, કર સકેગા?"

"કૈસા કામ હૈ સાબ?"

"પચાસ બરાક લશ્કર કે લિયે બનાના હૈ, દો લાખકા કામ હૈ, છે મહિના મેં પૂરા કરના હોગા. દેખો નકશે મેં દેખ કર બોલો." સાહેબે કહ્યું.

આદમજીએ બારીકીથી નકશા જોયા. ઉપર ઉપરની બધી ગણતરી કરી લીધી.

સાહેબની મહેરબાનીથી કામ મળ્યું. ૭ મહિનામાં બરાબર પૂરું કરી આપ્યું. આદમજીને ચાળીસ હજાર રૂપિયા મળ્યા.

તે સમયે કોન્ટ્રાકટો ટેન્ડરથી અપાતા નહોતા, પરંતુ સાહેબની મહેરબાની બહુ અગત્યનો ભાગ ભજવતી હતી.

લશ્કરી ખાતાને સેંકડો તબૂઓ જોતા હતા. કપડું ખરીદી તંબૂઓ સિવડાવી તૈયાર નમૂના પ્રમાણે કરી આપવાના હતા. આદમજીને કોન્ટ્રાકટ મળ્યો. પચીસ હજાર રૂપિયા પેદા કર્યા.

હવે આદમજી લશ્કરી કોન્ટ્રાક્ટર તરીકે પ્રખ્યાત થયા. મોટા મોટા કોન્ટ્રાક્ટો તેઓ લેવા લાગ્યા. પોતાના મજૂરો પ્રત્યે તેઓ બહુ હમદર્દી રાખતા હતા. મનના ઉદાર હતા, એટલે મજૂરોને પૂરી મજૂરી દેતા હતા. યુરોપિયન સાહેબોની મહેમોને પણ રાજી રાખી આવતા હતા. એ રીતે ૩૦૦૦ રૂપિયાની મૂડીથી એમણે કોન્ટ્રાક્ટોનું કામ શરૂ કર્યું. મોટા મોટા લશ્કરી કોન્ટ્રાક્ટો હવે એમને મળવા લાગ્યા. બે વરસમાં જ આ બૂખડી–બારસ વહોરો યુવાન લક્ષાધિપતિ થઈ ગયો. બાવીસ વરસની ઉમરે એણે કોન્ટ્રાક્ટનું કામ શરૂ કર્યું. ચોત્રીસ વરસની ઉમરે એની પાસે પાંચ લાખની મૂડી થઈ ગઈ. પીરભાઈ પોતાના છોકરાને લક્ષાધિપતિ થયેલો અને બે ઘોડાની ગાડીમાં બેસી ફરવા નીકળતો જોયા પછી બહિસ્તનશીન થયા.

સકીનાબાઈને પણ સ્વર્ગ માત્ર એક વેંત જ દૂર હતું. પોતાની પાછળ મોટાં બાદશાહી મકાનો, દાસદાસીઓ, ગાડીઘોડા, કીમતી ફર્નીચર, અને પૌત્રોનું સુખ ડોસીએ જોયું.

આદમજી શેઠ ભારે સાહસિક હતા. એમણે તંબૂ બનાવવાનું એક મોટું કારખાનું સ્થાપ્યું. તેમાં દર વરસે હજારો તંબૂઓ બનતા હતા. તે સિવાય ચામડાં કેળવી તેમાંથી અનેક ચીજો બનાવવાનું કારખાનું પણ આદમજી શેઠે કાઢયું. હિંદભરમાં ચામડાનું કારખાનું કાઢનાર એઓ પહેલા હતા. બીજા કેટલાક ઉદ્યોગો પણ એમણે સ્થાપ્યા હતા.

વહોરાઓ શિયાપંથી મુસ્લિમો છે. એઓ ઈરાકમાં આવેલા કરબલાની યાત્રાને બહુ જ અગત્ય આપે છે. એમની શ્રદ્ધા પ્રમાણે અહીં મહાત્મા અલીના બે છોકરા હસન અને હુસેન મરાયા હતા. આદમજી શેઠે કરબલામાં આવીને જોયું કે ઈરાકના સુન્ની આરબો શિયા વહોરાઓ પ્રત્યે બહુ અપમાનજનક વર્તણૂક ચલાવતા હતા. એઓ રાજકર્તા હતા. એટલે એ વહોરાઓને કુકર

ગણી એમના પ્રત્યે દરેક જાતની અપમાનકારક વર્તણૂક ચાલતી હતી. આદમજી શેઠને આ બહુ સાલ્યું. એમણે ઈરાકના આરબ, મોટા મોટા શેખો અને અમીરોને મોટી જ્યાફત આપી. એમને કીમતી ભેટો આપી. ભવિષ્યમાં વહોરાઓ પ્રત્યે મીઠો વર્તાવ રાખવાનું એમની પાસે વચન લઈ લીધું. એ રીતે પોતાની કોમની એમણે ભારે સેવા બજાવી.

કરબલામાં વહોરાઓના ઉતારા માટે સારાં મકાનો નહોતાં. આદમજી શેઠે તરત બે મોટાં મકાનો ખરીદી લઈ તેમાં વહોરાઓ જેવી સુધરેલ કોમને ઊતરવા માટે અનેક સગવડો કરી. હજારો વહોરાઓ દર વર્ષે કરબલા આવે ને આદમજી શેઠના મહેમાન તરીકે રહે. એમને ખાવાપીવા, સૂવા–ઓઢવાની કુલ સગવડ આદમજી શેઠના મુનીમો કરી આપતા હતા. મક્કાની યાત્રાએ તે પછી આદમજી શેઠ ગયા. ત્યાં પણ એવી જ જાતની વહોરાઓને વિટંબણા હતી. ત્યાં પણ આરબ મોટેરાઓને નોતરી એ દુઃખો દૂર કરાવ્યાં. વહોરાઓને માટે સરાઈઓ અને ભોજનગૃહો બાંધી મહેમાનગીરી માટે માણસો રાખ્યા. આ બન્ને યાત્રાઓ માટે તેઓ દર વરસે પાંત્રીસ હજાર રૂપિયા ખર્ચતા. ઘણા વરસો સુધી, એટલે ૧૯૧૭ સુધી, એ કામ ચલાવ્યું.

આદમજી શેઠે ધન ખૂબ પેદા કર્યું. કોન્ટ્રાક્ટના કામોમાં એમને નાણાંની સોળો ઊડતી હતી. હવે તેઓ કરોડાધિપતિ થયા હતા. વહોરા કોમમાં કુદરતી રીતે પોતાના ધર્મગુરુ ઉપર અજોડ શ્રદ્ધા હોય છે. વહોરાઓની ઉન્નતિ માટે એમણે મોટા મુલ્લાજી સાહેબ સૈયદ નજમુદ્દીન સાહેબને કુલ ૨૪ લાખ રૂપિયા જુદે જુદે પ્રસંગે આપ્યા હતા.

મુંબઈમાં આવી એમણે વહોરાઓને માટે એક મોટું સેનેટેરિયમ બાંધવાની ઈચ્છા જાહેર કરી. ચર્નીરોડના સ્ટેશન સામે જે

મોટું સેનિટેરિયમ બંધાયું છે તે એમના ધનમાંથી બંધાયું છે. એના ઉપર કુલ ૩ા લાખ રૂપિયા ખર્ચાયા છે. એમાં એક ભાગમાં રોગી વહોરાઓને રહેવા-જમવા વગેરેની વિશાળ ગોઠવણ છે. બીજા ભાગમાં મક્કા અને કરબલા જતાં, હિંદના અનેક ભાગોમાંથી આવતા વહોરાઓની મહેમાનગીરીનો પ્રબંધ એમણે કર્યો છે. આ સેનિટેરિયમમાં એક ધાર્મિક મદ્રેસા અને ખાનાપીનાની બોર્ડિંગ પણ એમણે સ્થાપ્યાં હતાં. સદ્કામ વિશાળ પાયા ઉપર હતું. એનું બધું ખરચ આદમજી શેઠ પોતાના ઘરમાંથી આપતા હતા. તેનું વાર્ષિક ખર્ચ રૂપિયા ચાર હજાર જેટલું આવતું હતું. એમણે વહોરાઓ માટે ૨૭ જેટલા મદ્રેસા હિંદમાં સ્થાપ્યા હતા. પોતે ધંધાને અંગે થોડું શીખ્યા હતા, પરંતુ વિદ્યાપ્રેમ ઘણો હતો. વહોરાઓના શિક્ષણ માટે ૨૭ લાખ રૂપિયા એમને ખર્ચ્યા હતા.

ઈ. સ. ૧૮૭૬માં હિંદભરમાં મોટો દુકાળ પડ્યો. આ મોટો દુકાળ હતો. આદમજી શેઠે આ વખતે પોતાની કોથળીની દોરી છોડીને મદદ કરવા માંડી. નાતજાતના ભેદ વગર લંગડા, લાચાર, ભૂખે મરતા, અપંગોને એમણે છૂટે હાથે મદદ કરવા માંડી હતી. દુકાળ હાહાકાર વર્તાવી રહ્યો હતો. એ સમયે એમણે ખૂબ નાણાં વાપર્યાં હતાં. પરંતુ એમની ખરી ઉદારતા તો સંવત ૧૯૫૬ના "છપ્પનિયા"ના મોટા દુકાળના સમયમાં હતી. એમણે દુકાળિયાઓ માટે પોતાના પદરના ખર્ચથી રસીક ખાનાંઓ ખોલ્યાં હતાં. હજારો દુકાળિયાઓને આપ્યા હતા. નાતજાતના ભેદ વગર એમણે છૂટે હાથે મદદ કરી લાખ્ખો રૂપિયા ખર્ચ્યા હતા. કાઠિયાવાડમાં એક હજાર ગર્ભવતી સ્ત્રીઓને સુવાવડનો ખર્ચ અને સગવડો આપ્યાં હતાં. એમણે પોતાના પદરથી દુકાળિયાઓની મદદ માટે સાડા છ લાખ રૂપિયા ખર્ચ્યા હતા.

અરબસ્તાનના યમન પ્રાંતમાં દુકાળ ફાટી નીકળ્યો. સર

આદમજીએ આ સમયે પોતાના વિશ્વાસુ માણસો મૂકી ત્યાંની પ્રજાને મોટી મદદ કરી હતી. સને ૧૮૯૮માં મુંબઈમાં પ્લેગ ફાટી નીકળ્યો. એ સમયે પોતાને ખર્ચે એમણે વહોરાઓ માટે અલગ હોસ્પિટલ સ્થાપી હતી. સાડા ચાર વરસ સુધી આ હોસ્પિટલ અને તેના અંગે ભોજનગૃહ પાછળ સાડા ચાર લાખ રૂપિયા ખર્ચ્યાં હતા. એમની ઘણી સખાવતો ખૂબ છાની થતી હતી. પોતે એટલા ઉદાર હતા કે કોઈનું દુઃખ જોઈ ગળગળા થઈ જતા હતા. છાની સખાવતો પુષ્કળ પ્રમાણમાં એમણે કરી છે.

રાજકોટ મુકામે એમણે કરેલી મોટી સખાવત માટે એમને રાજા સાહેબો અને પ્રજા તરફથી મોટું માનપત્ર મળ્યું હતું. તે વખતે એમની સખાવતોનો કુલ આંકડો સાઠ લાખ ઉપરનો જાહેર થયો હતો!

પોતાની કોમમાં એક જણ પહેલો મૅટ્રિક્યુલેટ થયો તે સાંભળી સર આદમજીએ એને તેડાવીને માન આપ્યું હતું. પછી એને ભણવાનો ખર્ચ આપી એને ડૉક્ટર બનાવ્યો હતો.

શેઠ આદમજીનું આ વૃત્તાંત બતાવે છે કે પરદેશી રાજની ગુલામીની ભીંસ નીચે પણ આપણા દેશના સામાન્ય જુવાનો પણ કેવું હીર બતાવી શકે છે. આપણે સ્વતંત્ર થઈએ તો આગળ વધવાના જે માર્ગો અત્યારે બંધ છે તે ખૂલી જાય ને આપણે કંઈ કંઈ કરી બતાવી શકીએ.

ઝાઝું જીવો હિંદની જુવાની!

બગદાદના શાહસોદાગર

# સાહસિક જમાલ

**ના**નકડી હોટેલ છે, બે-ચાર જૂના બાંકડા છે, એક ચૂલા ઉપર ચાની કીટલી છે, એક ખાનામાં થોડી સિગારેટ અને પાનનાં બીડાં છે, હુકમો આવે છે, "એય છોકરા, એક કપ ચાય."

છોકરો ઉતાવળ કરતો જવાબ આપે છે, "આવે છે મહેરબાન."

"અને છોકરા, અહીં એક કમસ."

"જી મહેરબાન." એકને ચા આપતો હસતો હસતો છોકરો બીજાને જવાબ આપે છે અને ઝટપટ કીટલીમાંથી બીજો કપ ભરવા દોડે છે.

હજી સૂર્યોદય થયો નહોતો. ચોખાની મિલોનાં ભૂંગળાં વાગવાને હજી પા કલાકની વાર હતી. મજૂરો અને મહેનાઓ કામ માટે ગરમી મેળવી લેવા ચાનો કપ શરીરમાં ઠલવી દેવા ઉતાવળા થતા હતા. વીસ વરસના છોકરાની આસપાસ એમનું કુંડાળું થઈ ગયું હતું. છોકરો ઝટપટ કપ ભરતો હતો, કપ ખાલી થતા હતા અને નવા ભરાતા હતા. કોઈ સિગારેટ માગતું, કોઈ પાન માગતું તો તે પણ તે આપતો જતો હતો. ખખડી ગયેલા બાંકડા પર બેસી સૌ ચા પીતા હતા, મિલોની વાતો કરતા હતા, છોકરો વાતો પણ સાંભળતો જતો હતો, મનમાં કંઈક ગોઠવતો પણ જતો હતો અને એમ કરીને થાકને મન પર ચડવા દેતો નહોતો. મિલનાં ભૂંગળાં વાગ્યાં, કામદારો અને મહેતા-મુનીમો

એકદમ લાગ્યા. માખીઓના બણબણાટની પેઠે ગાજતી દુકાન થોડી જ વારમાં સૂમસામ બની ગઈ. છોકરો હાશ કરીને હેઠો બેઠો.

પણ ઝાઝી વાર હાશ કરીને બેસવું પોસાય તેમ નહોતું. હજી પોતાને માટે રસોઈ બનાવવી હતી, નાહવું-ધોવું પણ એને બાકી હતું. બપોર પડતાં વાર લાગતી નહોતી, બપોરે મિલમાં એક કલાકની રજા પડતી ત્યારે હોટેલમાં સવાર કરતાં ય વધુ ગિરદી રહેતી. બસ, બપોર પછી ઉતાવળ ન રહેતી, ક્યારેક કોઈક ચા પીવા કે પાનબીડી લેવા આવે અથવા કામ ઉપર મંગાવે.

સાંજે સૂતાં પહેલાં છોકરો દિવસની કમાણીનો હિસાબ કરતો, ત્રણ-ચાર રૂપિયાની કમાણી જોઈને એ રાજી થતો.

ક્યાં જામનગરના એ ભૂખના દિવસો અને ક્યાં રોજના ત્રણ-ચાર રૂપિયા! ઈશ્વરની મહેરબાની જોઈને છોકરાની આંખમાં હરખનાં આંસુ આવી જતાં અને મનમાં મનમાં નમ્રતાથી એ બોલતો, "એની આવી જ મહેરબાની કાયમ રહેશે તો તો એક દિવસ આ સામે દેખાય છે તેવી જ એક ચોખાની મિલ મારી પોતાની હશે."

હોટેલમાં ચાના પ્યાલા ભરતાં ભરતાં ચોખાની મિલની માલિકીનાં સ્વપ્નો સેવનાર એ અબુધ છોકરાનું નામ હતું અબ્દુલ-કરીમ અબ્દુલશકૂર જમાલ. સૌ એને જમાલ એવા ટૂંકા નામે બોલાવતા. જમાલ જામનગરનો રહીશ, પણ દેશમાં દાણાના વખા પડ્યા એટલે કોઈની સલાહથી અને કંઈક આપ-સૂઝથી એ રંગૂનનો ઝાકવો જોવા ઉપડી આવ્યો. ગુજરાતી બે-ત્રણ ચોપડી ભણેલો હતો. શરૂઆતમાં ફેરી ફરતો, પાંચ-પચીસ રૂપિયા ગાંઠમાં થયા એટલે ચાની દુકાન કરી. મીઠી જીભ અને ગણતરીબાજ જબરો એટલે જાળવી જાળવીને રહેતાં બે વરસમાં હજાર દોઢ હજારની મૂડી ચાની નાની દુકાનમાંથી કરી લીધી. એકવાર દુકાનમાં

જમીન ખરીદી લેવી સહેલ હતી પણ એક તોલડી તેર વાની માગે એમ તેલના કૂવા કરવા જતાં એક પછી એક કેટલા ય મોટા ખરચાઓ તેની પાછળ આવે છે. તેલના કૂવા ખોદવા યંત્રો જોઈએ, વરાળયંત્રથી ચાલતા એંજિનની શક્તિથી ખોદવાનાં યંત્રો શારડીની પેઠે જમીનમાં ઊંડો ખાડો કરે એટલે એમાં લોખંડનો પાઇપ ગોઠવી દેવો જોઈએ. આમ ઊંડું ખોદતાં જવાય અને પાઇપ ગોઠવતા જવાય. પાઇપ ન ગોઠવાય તો જમીન ધસી પડે અને ખાડો પુરાઇ જાય તેલ કાંઈ જમીન ઉપર નથી મળતું એ તો સેંકડો ફૂટ નીચે હોય છે. બે-ત્રણ હજાર ફૂટ ઊંડે યંત્ર જાય ત્યારે તેલ લાભે. તેલ ઉપર ખેંચવાને સાથે સાથે પંપની પણ ગોઠવણ થાય છે. આની દેખરેખ માટે પાંચસોથી સાતસોના માસિક પગારવાળો અમેરિકન એન્જિનીઅર જોઈએ. યનાન્જો એટલે જંગલ, તે સાફ કરીને એન્જિનીઅર અને મેનેજર માટે બંગલા જોઈએ, મજૂરો માટે ઘરો જોઈએ, એ સૌને રોજની જરૂરિયાતો પૂરી પાડવા વેપારી વસાવવા જોઈએ, તેલ રાખવા ટાંકીઓ બાંધવી જોઈએ, રીતસર નવું ગામ વસાવવું જોઈએ.

બરમા ઓઈલ કંપની તો જબ્બર થાપણવાળી કંપની. એણે તો તેલને રંગૂન પહોંચતું કરવા ઠેઠ રંગૂન સુધી લોઢાના પાઇપની લાઈન બાંધી છે. પુલો અને બોગદાંઓ કરીને પર્વતો, જંગલો, નદી, નાળાં અને કોતરો ઉપર પાઈપલાઈન લેવલ પ્રમાણે બંધાય છે. તેલ તેમાંથી વહેતું ,વહેતું રંગૂન રિફાઇનરી (શુદ્ધ કરવાના કારખાના)માં પહોંચે છે. ત્યાં તેલમાંથી મેલ કસ્તર વગેરે સાફ થઈને તેમાંથી પેટ્રોલિયમ, ૧૫૦થી ૧૨૫ ડિગ્રીના કેરોસીન તેલો, મીણબત્તીઓ, વેસેલીનો–એમ ઘણી બનાવટો થાય છે.

જમાલભાઈ પાસે પાઈપલાઇન બાંધવા જેટલા પૈસા નહોતા એટલે એણે સ્ટીમ લોંચ સાથે બાર્જો (તેલનું વહાણ) બાંધી તેલ મોકલવા માંડ્યું, પણ તે ઘણું ખર્ચાળ નીવડ્યું.

જમાલભાઈએ પોતાના શેઠી ટી. એસ.ને ખાનગીમાં મળવા બોલાવ્યો. આ સાહસ ફતેહમંદ નીવડશે માટે એની બાંયધરી ઉપર નાણાં આપવા શેઠીને સમજાવ્યો. જમાલભાઈ ઉપર શેઠીની શ્રદ્ધા તો હતી જ, અને તે ધનવાન હતો એટલે એણે પાંચ લાખ રૂપિયા એક ટકાની તેરીખે ધીર્યા. તરત જ યંત્રો માટે ઑર્ડરો અપાયા, જંગલ સાફ કરી ગામડું વસાવ્યું. અમેરિકન ઇજનેરે કૂવો ખોદવા માંડ્યો. એ હજાર ફૂટ ઉપર તેલ ભમૂક્યું નીકળ્યું. શરૂઆતમાં એટલા જોરથી તેલ નીકળ્યું કે ફુવારો ચાલ્યો. થોડા દિવસ પછી પાઇપથી ખેંચવું પડે છે. જમાલભાઈએ ચાર-પાંચ કૂવાઓનું કામ ચાલુ કરાવી દીધું. એમનું સૂત્ર હતું 'હિંમતે મર્દા તો મદદે ખુદા.' બાંધકામો ખૂબ ધમધોકાર ચાલવા માંડ્યાં.

પરંતુ તિજોરી તળિયું દેખી ગઈ. જમાલભાઈએ ખૂબ ખેંચ્યું પણ નાણાં વગર કાંઈ વેશ નીકળે ? શેઠીએ બીજા બે લાખ ધીર્યા. પણ તે તો પાણીના રેલાની માફક વહી ગયા. નાણાંની જબરી માંગ આવી પડી. જાતજાતની હજારો વસ્તુઓની જરૂર પડવા માંડી ને સાથે નાણાં નાણાં બસ નાણાંની માંગ થવા લાગી. શેઠી પણ મૂંઝાયો. એની બધી રોકડ મૂડી જમાલભાઈ પાસે રોકાઈ પડી. કામ સરપે છછૂંદર જેવા જેવું બન્યું હતું. શેઠી જમાલભાઈને મૂકી શકે તેમ નહોતું, અપૂરું કામ મૂકવે એક રાતિયુંય હાથ આવે તેમ નહોતું. એ પૂરેપૂરો ફસાયો હતો. એણે પોતાના મદ્રાસના ભાગીદારોને સમજાવીને વળી બીજા પાંચ લાખ બ્યાજી લીધા. પરંતુ એય છ મહિનામાં ક્યાંયે સ્વાહા થઈ ગયા. રૂપિયાની માંગ તો વધતી જ રહી. શેઠી શાખવાળો હતો. એણે બજારમાંથી બ્યાજે બે-ત્રણ લાખ રૂપિયા ભેગા કરી જમાલભાઈને ધીર્યા. પરંતુ એ રૂપિયાય ફાંફા થઈ ગયા અને કામ અધૂરું જ રહ્યું.

આગ લાગી, પણ અગમચેતીથી દુકાનનો વીમો ઉતરાવી લીધો હતો એટલે વીમામાંથી સારા પૈસા મળી ગયા.

દુકાનમાં ચા પીવા આવતા મિલના મજૂર-મહેતાઓની વાતો અને ક્યારેક મિલના મોટા સાહેબોને ચા આપવા જાય ત્યારે સાંભળતી મળ્ળી તૂટક વાતોને ધ્યાનમાં રાખી લઈ નિરાંતે બધી વાતોનો મેળ કરતો અને ગણતરીઓ મનમાં નોંધી લેતો. એટલે દુકાન બળી જતાં પૈસા હાથમાં આવતાં તેનો પ્રથમ ઉપયોગ એક નાની મિલ ભાડે રાખી લેવામાં કર્યો. ધાનમાંથી ચોખા પીસવાનો ધંધો કરવા માંડ્યો. એમાં સારો લાભ મેળવ્યો. દશેક હજારની મૂડી થઈ એટલે ચોખાની એક નાની મિલ ખરીદ કરી. આને માટે વધારાના પૈસા એણે ચેટી શરાફ પાસેથી લીધા હતા.

મારવાડીઓથી પણ વેંત ચડે એવા આ ચેટીઓ હોય છે. મદ્રાસના નાટકુટા ચેટીઓ રંગૂનમાં શરાફીમાં કામ કરે છે. તેઓ 'એક નાનું પંચિયું' પહેરે અને શરીર ઉપર એક અંચળો નાખે. માથા ઉપર વાળ સિવાય બીજું કંઈ ઓઢવાનું નહિ. કંઠમાં સોનાથી મઢેલ રુદ્રાક્ષનો પારો પહેરે. આવા રૂપમાં તેઓ બેંકો અને ઑફિસો સાથે કરોડો રૂપિયાનું કામ કરતા હોય છે. એક નાની ઓરડીમાં બાજુ બાજુમાં પેટી મૂકી ત્રીસેક ચેટીઓ બેઠક રાખી મકાનના ભાડામાં કરકસર કરે, અને વ્યાજખાઉ તો જબરા.

જમાલે આવા ચેટી ભાઈબંધ પાસેથી મિલને માટે નાણાં લીધેલાં, પણ મિલ સારી ચાલવા લાગી હતી. અચાનક એક વખત અકસ્માતથી મિલ બળી ગઈ, પણ મિલનો વીમો ઉતરાવેલ જ હતો. એમાંથી મળેલા પૈસામાંથી બીજી મોટી મિલ ખરીદી. ચેટીનો વિશ્વાસ અને આશ્રય સારો હતો એટલે ધાન લેવા લાખ લાખ રૂપિયા તેની પાસેથી લે. યંત્રોમાં ધાન સિવાય, ઉપરનાં ફોતરાં દૂર થાય. ચોખા સાફ થઈ ગૂણીઓમાં ભરાઈ પરદેશ ચડે,

ફેતરાં વેચાય, આવડત હોય તો સારું કમાઈ શકાય. જમાલમાં આવડત હતી, એ સારું કમાતો.

રંગૂનમાંથી દર વરસે પાંત્રીસ લાખ ટન ચોખા પરદેશો ખાતે ચડે છે તેમાં દશથી બાર લાખ ટન એટલે એકથી સવા કરોડ ગૂણીઓ માત્ર હિંદ ખરીદ કરે છે.

જમાલે એક મિલમાંથી બે મિલ કરી. એક સાધારણ મિલ પાછળ બે લાખ રૂપિયા જોઈએ, પણ જમાલે પોતાની કમાણીથી શાખને લીધે ચેટીની મદદથી મિલ વધારી હતી.

પણ જમાલને સંતોષ નહોતો થતો. એણે નાનપણમાં મિલનું સ્વપ્નું સેવ્યું હતું તે દ્રવ્ય પેદા કરવા માટે નહિ પરંતુ બીજી જ મહત્વાકાંક્ષાને લીધે. સાહસ એ જ વિચાર એનામાં મુખ્યપણે હતો. એવું એક સાહસ કરવાની એની ઇચ્છા થતી હતી કે જેમાં બીજાઓ પડતાં ડરતા હતા. એ સાહસ હતું તેલના કૂવાના માલિક બનવાનું.

રંગૂનથી સોએક માઈલ દૂર યનાન્જો નામે સ્થળ છે ત્યાં જમીનમાં તેલ છે. બરમા ઓઇલ કંપની નામે અંગ્રેજી કંપની આ તેલના કૂવાઓની માલિકી ધરાવે છે. એમાં દર વરસે કરોડો રૂપિયાની પેદાશ રહે છે. કોઇ પણ હિંદી એમાં પડયો નહોતો. ઉદ્યોગ ભારે રસકસવાળો, પણ મૂડી જબરી જોઈએ. પચાસ લાખથી ઓછી મૂડીથી તેલનો ધંધો કરવો એ મુશ્કેલીમાં પડવા જેવું હતું.

કોઈ બહુ જમીનદારની તેલના કૂવાઓથી થોડે દૂરની જમીન એક ચેટી પાસે ધરાણે પડી હતી. ચેટીને વ્યાજ મળતું નહોતું એટલે એણે એ જમીન વેચી કાઢવાનું જાહેર કર્યું હતું. જમાલની નજર એના પર પડી ગઈ. એક યુરોપિયન નિષ્ણાતને લઈને એ જમીન જોઇ આવ્યો હતો. બે-ત્રણ હજાર રૂપિયા ખરચીને એણે અખતરા પણ કરાવી જોયા. નિષ્ણાતે ખાતરી આપી કે જમીનમાં પુષ્કળ તેલ છે. જમાલભાઈએ એ જમીન ખરીદી લીધી.

ચેટી હવે ગભરાયો. એ ગળા સુધી આવી ગયો હતો. એના માગનારાઓ મુદતસર નાણું નહિ ભરાવાથી તકાદો કરવા લાગ્યા. લાજ-આબરૂવાળા ચેટીની આબરૂ જવા બેઠી હતી. આબરૂ એ તો ધંધામાં પડેલી વસ્તુ છે. એ જમાલભાઈને ત્યાં લાંધવા બેઠો. જમાલભાઈએ એનાં નાણાં ભરવા માટે ઓછા પ્રયત્નો નહોતા કર્યા. એ પણ બધે ફરી આવ્યા હતા. યુરોપિયન બેંકો તો હિંદીને ધીરતી નહોતી અને રંગૂનમાં હિંદી બેંકો હતી નહિ. કોઈ ખાનગી શરાફની શક્તિ નહોતી કે લાખો ધીરી શકે. શું કરવું?

જમાલભાઈને પોતાના હિંદીપણા માટે અભિમાન હતું. દેશીઓ પણ મોટાં સાહસ ખેડી શકે છે. એ વાત તે યુરોપિયનોને બતાવવા માગતા હતા. યુરોપિયનોના લોભ માટે એને બહુ તિરસ્કાર હતો, પણ ગળું ભિંસાતું હોય ત્યાં છૂટકો નહિ એમ વિચારી તે પોતાની પડખેની એક અંગ્રેજ કંપની-મેસર્સ સ્ટીલ એન્ડ બ્રધર્સની ઑફિસમાં ગયા. ત્યાં મોટા સાહેબને મળ્યા. ભાગ્યયોગે કંપનીના એક મોટા ડિરેક્ટર પણ એ વખતે રંગૂનમાં હતા. એમણે બધા નકશા જોયા, કૂવામાંથી નીકળેલ તેલના હિસાબો તપાસ્યા. એમના પૃથક્કરણમાં કામ નફાવાળું લાગ્યું. સ્ટીલ બ્રધર્સે પચાસ લાખ રૂપિયાની કંપની કાઢવા સ્વીકાર્યું. કંપનીની કિંમત કરી અર્ધા શેર જમાલભાઈનાં નાણાં પેટે અને અર્ધા સ્ટીલ બ્રધર્સનાં નાણાં પેટે રહે તેમ જ જમાલભાઈના શેરોમાંથી જમાલભાઈનું કરજ ચૂકવી દેવાની વ્યવસ્થા કરી. જમાલભાઈએ તો સ્વીકાર્યું, પરંતુ મેનેજિંગ એજન્સી (કુલ વ્યવસ્થા) પોતાને હસ્તક માગી એ જમાલભાઈને ખૂચ્યું. એમને પોતાની વ્યવસ્થામાં સંપૂર્ણ શ્રદ્ધા હતી, નાણાંભીડ ન હોત તો એમણે ઓર જ રંગત જમાવી દીધી હોત, એટલે એમણે એ વાતનો સ્વીકાર ન કર્યો અને ઘેર પાછા આવ્યા.

એ મરદ માણસ હતા પણ સંજોગો અનુકૂળ ન નીવડ્યા. એમણે ખૂબ વિચાર કર્યો અને આખરે નિશ્વાસ સાથે અંગ્રેજી કંપનીની ઉદ્ધતી શરત સ્વીકારી લીધી. સ્ટીલ બ્રધર્સની વ્યવસ્થા નીચે ખાનગી લિમિટેડ કંપની સ્થપાઈ. પણ જમાલભાઈ હિસાબ દરરોજ તપાસતા. કંપનીએ મોટા નફો કર્યો પરંતુ નફો નવા કૂવા બનાવવામાં અને વેપારના વિકાસમાં વપરાવા લાગ્યો. શેર-હોલ્ડરોને વહેંચણી થોડી મળતી હતી. ત્યાર પછી જમાલભાઈએ કપાસનાં જિનો અને પ્રેસો કર્યાં. આ વેપાર પણ એમણે સ્ટીલ બ્રધર્સને સોંપ્યો.

એક જર્મન કંપનીની ચોખાની ત્રણ મોટી મિલો અંગ્રેજ અધિકારીઓએ જપ્ત કરી હતી. જમાલભાઈની નજરે એ ચડી અને એમણે એ બધી ભાડે લીધી. ચોખાનો વેપાર એમણે ખૂબ વધારી દીધો. એમણે કાગળની મિલો પણ ઊભી કરી. આમ પાંચ ચોખાની અને બે કાગળની મિલો ચલાવવા માંડી. તાંબાની કેટલીક ખાણો માટે જગ્યા પટે લીધી. બીજાં પણ કેટલાંક સાહસો કર્યાં. આમ એમની પાસે હવે કરોડ રૂપિયાની મૂડી ગણાતી હતી, પરંતુ એમને મોટી તિજોરી જોવાનો શોખ નહોતો. એમની પાસે રોકડ તો બહુ ઓછું હશે, ઘણુંખરું તેઓ સાહસોમાં જ પાથરતા હતા. તેલની કંપનીમાં અને મિલોમાં ખૂબ નાણું રોકાયેલું હતું.

ઓચિંતા એમણે ચોખાનો સટ્ટો ઉપાડ્યો. રંગૂનમાં ચોખાની છત નથી એવી એમની ગણતરી હતી, એટલે ૧૦૦ ટોકરી-૭૫૦૦ રતલ-ચોખાના રૂ ૩૦૦) લગભગ ભાવ હતો તે વધારીને એમણે રૂ. ૬૦૦) બોલાવ્યા, આથી લાખો ગૂણી ચોખા એમના હાથમાં આવ્યા. આ તૈયાર માલ તેઓ મુંબઈ-કલકત્તે ચડાવી ત્યાં ઓછા ભાવે વેચવા માંડ્યા. રંગૂનમાં બજાર ટકાવી રાખતા હતા, પરંતુ યુરોપિયન મિલોએ જંગલમાં પુષ્કળ ધ.ન ખરીદી લઇ

તેના ચોખા બનાવીને એમને વેચ્યા. મોટી રકમનો માલ તેઓ સંભાળી શકયા નહિ. બજાર તૂટી અને લાખો રૂપિયાનું નુકસાન થયું. જમાલભાઈ પણ તૂટયા. એમને પોતાના ઘરો બજારભાવે વેચવા પડયા. તેલ-કંપની ઉપરથી એમનો અંકુશ ગયો. આ વખતે એમની ઉંમર ૫૫ વરસની લગભગ હતી. જબરા સાહસી અને જબરી શાખવાળા જમાલભાઈને આ ફટકો સખ્ત લાગ્યો. તેઓ થોડા સમયમાં મૃત્યુ પામ્યા.

જમાલભાઈના પરિચયમાં હું આવ્યો છું. એ વખતે હું જુવાન હતો. ખરેખર તેઓ સાહસિક હતા. મુશ્કેલીઓ સામે તેઓ સદાય હસતા. યુરોપિયન કંપનીઓ જેવી જ સદર કંપનીઓ ઊભી કરવાની એમને ભારે હોંશ હતી. એક સ્ટીમર-કંપની કાઢવાની તેમને બહુ જ મુરાદ હતી. એમને કુદરતી અક્કલ હતી. બે ગુજરાતી ભણ્યા છતાં મોટાં સરવાળા, બાદબાકી, ગુણાકાર, ભાગાકાર તેઓ પટપટ મોઢે ગણી કાઢતા. તેઓ મોટા ગણિતશાસ્ત્રી હતા. એમનો હિસાબ બહુ ચોખ્ખો રહેતો. દર અઠવાડિયે પોતાનેજ જોઈએ જ.

એમનો સૌથી મોટો ગુણ તો હતો હિંદીપણાના અભિમાનનો. હિંદુમુસલમાનનો ભેદ એમને પરખાતો નહોતો. હિંદી ભાઈ સુખી થવો જોઈએ એ ઇચ્છાથી હિંદુ-મુસલમાન જે કોઈ એમની પાસે માગવા જાય તેને તેઓ છૂટે હાથે દાન આપતા. કેટલીયે હિંદુ સંસ્થાઓને એમણે મોટી રકમનાં દાન આપ્યાં છે.

આજે એમના ગુણો સંભારીને, આપણા જીવનમાં એ ગુણોને ઉતારવાનો યત્ન કરીને આપણે પાવન થઈએ.

## મુંબઈનો પહેલો ગુજરાતી
# જીવો

"અરે જીવા, કેમ રડે છે?"

"મારા હાથમાં કાચ વાગ્યો, લોહી નીકળે છે."

"જોઉં, કેવું લાગ્યું છે?"

પાડોશમાં રહેતા દયાળુ ગુરુજીએ જીવાનો હાથ પોતાના હાથમાં લીધો. સામુદ્રિક શાસ્ત્રના જ્ઞાતા ગુરુજીની નજર એના હાથની રેખાઓ પર પડી. રેખાઓ જોઈને એ આશ્ચર્ય પામ્યા. વિચાર કરતાં એમણે છોકરાને પાટો બાંધ્યો.

"બાલુ, તારો છોકરો મહાભાગ્યશાળી છે." ગુરુજીએ છોકરાના બાપને કહ્યું.

"પૂજ્ય, મારી મશ્કરી શા સારુ કરો છો? અમ ગરીબનાં નસીબ તે મોટાં ક્યાંથી હોય?" બાલુએ કહ્યું.

"ના બાલુ, છોકરો મોટો નસીબદાર છે. એની હસ્તરેખામાં ધનભવનના ગ્રહો ઘણા જ સારા છે. છોકરો જરૂર મોટો ધનપતિ થશે."

"પૂજ્ય, ભવિષ્ય કોણે ભાખી શકે છે! અત્યારે અમારે તો દાંત અને અન્નને વેર જેવી દશા ચાલે છે, આ દુકાળમાં મજૂરી પણ ક્યાંય મળતી નથી. દુઃખનાં ઝાડ ઊગ્યાં છે. મારો છોકરો ધનપતિ થાય તે કયા હિસાબે?"

"મારી સલાહ માન તો છોકરાને મુંબઈ મોકલ, ત્યાં એનાં

नसीब खूलशे. नसीब खूलवानी वातमां विश्वास न होय तोय तमारो पेटगुजारो तो नीकळशे ने ?"

"मुंबई तो दरियापार रह्युं, एटले आपे कोने भरोसे मोकलुं ? एनो कोई सगो मुंबई बेठो नथी के एने धंधे चडावे." बाजुने विश्वास बेसतो ज नहोतो.

"कच्छना शेठनुं वहाणु कपास भरीने जखौ बंदरथी थोडा दिवसमां मुंबई तरफ जवानुं छे. हुं शेठने वात करीश. कासम मालूम भलो छे, एनेय भलामण करीश. तुं फिकर न कर. छोकरानी सारी जाळवणी थशे. तारे भाडुंय नहि करवुं पडे."

"जीवानी माने पूछुं. दस वरसना छोकराने एटले दूर एकलो मूकतां मारो तो जीव चालतो नथी. सुखेदुःखे दिवस काढी नाखशुं."

"पुरुषार्थ तो करवो जोईए. कच्छमां छे शुं जे एनां नसीब अहीं उघडे ? एनी माने 'पूछवावाट जोया विना मुंबई मोकलवानो विचार करी नाख ! मारी उपर विश्वास नथी ? हुं कांई खोटी सलाह आपीश ?"

गुरुजी कुशळचंदजी कच्छना महापुरुष हता. विद्वान, दयाळु अने समृद्धिशाळी आदीना महंत हता.' बाजुथी एमनुं वेणु केम पाछुं ठेली शकाय ? थोडा ज दिवसो पछी जीवो ए वीयरां लईने मुंबईने बंदर ऊतर्यो. घणुं करी मुंबईमां आवनार ए पहेलो ज गुजराती हतो. ए समये मुंबई ताजुं ज अंग्रेजोना हाथमां आव्युं हतुं. दोढसो वर्ष पहेलां मुंबईनी वस्ती २५थी ३० हजार माणसनी हती.

जीवो मुंबईमां बे दिवस रखड्यो. क्यांय आश्रय के काम मळे नहि. झाड नीचे राते पडी रहेवा लाग्यो. बोराकमां एकादशी राखतो. संवत १८४३नो कार्तिक मास ए हतो.

जीवो काची गोदीना मुकादम धनजीशाह सामे आवीने ऊभो रह्यो. एनो वेश अने चहेरो जोई धनजीशाहे राड नाखी.

"કોણ છે? ભાગે છે કે ફટકારી મારું? ભીખબીખ અહીં મળતી નથી." આમ કહીને ધનજીશાહે એક દમડી એની તરફ ફેંકી. ધનજીશાહ દયાળુ હૃદયના હતા.

"હું ભીખ માગતો નથી, કામ માગું છું." દમડી સામે નજર નાખ્યા વગર જીવાએ કહ્યું.

"પાજી, બદમાશ, કામ જોઈએ છે? પછી ચોરી કરીને ભાગી જવું છે? ચલ, તારા બાપે અહીં તારે માટે કામ રાખી મૂક્યું નથી." ધનજીશાહે જીવાની સાત પેઢીને સંભળાવ્યું. "કોણ છે?"

"કચ્છનો છું, ગુજરાતી છું, ગાળો નહિ આપો." જીવો દૃઢ સ્વરે બોલ્યો.

"ચલ, ચલ, નીકળ અહીંથી ગધેડા, બદસૂરત!" ધનજીશાહે વધુ સંભળાવ્યું: "નાપાક, કાંઈ ભણ્યો-ગણ્યો છે ખરો?"

જીવાએ ડોકું હલાવી ના પાડી. ધનજીશાહે વળી ગાળો ફટકારી. પણ જીવો ગભરાયા વિના ઊભો રહ્યો: "તમારે બીજું કહેવું હોય તો કહો, ગાળો ન આપો."

"ચાલ ભાગ ભાગ, સૂવરના બચ્ચા. એમ ઊભો રહે, આ બાજુ વળ, જા મજૂરોને પાણી પા. સાંજ પડ્યે બે આના લઈ જજે. રોજ પાણી પાવાનું, રોજના બે આના મળશે. પણ જો ફરિયાદ આવી છે તો ફટકારી કાઢીશ."

જીવો એકદમ મજૂરોને પાણી પાવાનાં માટલાં તરફ વળ્યો. મજૂરોને પાણી પાતાં તે ઘાટીની બોલી શીખ્યો. માલના દાગીનાઓ ઉપરની અંગ્રેજી છાપો ઓળખતો થયો. દારૂડિયા અંગ્રેજ ખલાસીઓનું કામ કરી આપવા જેટલું ભાંગ્યું-તૂટ્યું અંગ્રેજી પણ જાણી ગયો. એની નિર્ભયતા અને ચાલાકી ઝળકી ઊઠયાં. કારકુન ડીસોઝાને એ ઉપયોગી થઈ પડ્યો. ડીસોઝા પાસેથી એણે આંકડાઓનું

જ્ઞાન મેળવ્યું. કાચી ગોદીના ચોકીદાર મનુ મારુતીની સાથે ગોદીમાં પડી રહેવા લાગ્યો. પ્રમાણિકપણું, નમ્રતા, કામની ચોકસાઈ–એ બાબતોથી એ સૌને પ્રિય થઈ પડ્યો. બે–ત્રણ વરસે એ ફાટેલી ગૂણીઓ સીવવાનું અને મારકા કરવાનું શીખ્યો. એનો પગાર માસિક દસ રૂપિયા બંધાયો.

ડીસોઝાની મહેરબાનીથી એને પાછળથી ટાલી–કલાર્ક એટલે ગૂણી–મજૂતરી કરવાનું કામ પંદર રૂપિયાના પગારે મળ્યું. તે ગૂણીઓ ઉપાડવામાં મજૂરોને હાથ દેવા માંડ્યો. સત્તર–અઢાર વર્ષની ઉંમરે તે ગૂણીઓ ઉપાડવા માંડ્યો.

"ધનજીશાહ શેઠ, એક મહેરબાની કરશો?"

"કહે શું છે? દોજખમાં મોકલું કે બચ્ચાજી?"

"આ પાંચસો ગૂણી આ ખૂણેથી બીજી તરફ ફેરવવાની છે. તમે એની મજૂરી દસ રૂપિયા આપશો. હું નવ રૂપિયામાં કરી આપવા તૈયાર છું."

"ભીખ માંગશ ગધેરા, જા, તારું કાળું કર."

જીવે અને તેના બે સાથીદારોએ ખૂબ મહેનત કરી ત્રણ દિવસમાં ગૂણીઓની થપ્પી ઉથલાવી દીધી. તેમને દરેકને એક રૂપિયો રોજ મળ્યો.

જીવે હવે મજૂરી કરવા માંડી. દર માસે તે હવે પચીસ રૂપિયા કમાવા લાગ્યો. તે મજૂરીના નાના નાના કોન્ટ્રાક્ટો લેવા લાગ્યો. હવે તે દર માસે પાંચ રૂપિયા પિતામાતાને મોકલવા લાગ્યો. તેની પાસે બસો રૂપિયા ભેગા થયા હતા. મજૂરોને તે નાણાં વ્યાજુ આપતો હતો.

"ધનજીશાહ શેઠ, આ વખતે આ પાંચ હજાર ગૂણી સ્ટીમરમાં હું ચડાવી આપીશ મેં, મનુ અને મારુતીએ મગાને ટાળી ઊભી કરી છે."

"સ્ટીમરમાં માલ ચડાવવાના આ દીદાર જોયા કે ? ચાલ ભસી મર, સું લેવસ બચ્ચાજી ?" ધનજીશાહે જીવાની પીઠ ઉપર ધબ્બો મારતાં કહ્યું.

"શેઠ, સેંકડે સવા છ રૂપિયાનો ભાવ તમે આપો છો. હું છ રૂપિયા લઈશ."

"અરે, બૈરાને વેંચીશ ત્યારે માંડ તારું પૂરૂં થાશે ભાગ અહીંથી, માંડ ચડાવવા."

જીવાને ચોક્કસ કામ કરવાની ટેવ હતી. એ મુકાદમને સંતોષકારક કામ કરી આપતો હતો. ધીમે ધીમે એની ટોળી મોટી થતી ગઈ. એણે પોતાની ટોળીમાં ઉત્સાહ રેડ્યો હતો. ટોળીએ એને એકમતે મુખી નીમ્યો હતો.

"અરે નાપાક, આય વેલાતી વાનને કાલે હકારી જવાનું છે. રાતના પાંચસો માંડ કપાસ ચડાવવાની છે.' ધનજીશાહે બૂમ મારી.

"કાલે ગણેશચતુર્થી છે, કોઈ મજૂર આવશે નહિ."

ધનજીશાહ ઢીલા પડ્યા. ગણેશચતુર્થીને દિવસે કોઈ કામ ન કરે એ વાત ખરી વાત હતી, પરંતુ વહાણને પણ રોકાય તેમ નહોતું. આ બુઢ્ઢો પારસી વિચારમાં પડ્યો. એણે પોતાનો મુકાદમી રોફ ઓછો કર્યો. એણે જીવાને કોઈ રીતે કામ પૂરું કરી આપવા માટે સમજાવ્યો. જીવરાજે બહારના મજૂરોને બોલાવીને બેવડી મજૂરી ખરચી રાતોરાત ગાંઠો ચડાવી દીધી આથી એના ઉપર મુકાદમનો વિશ્વાસ બેઠો. હવે જીવરાજે પોતાના હિસાબે મોટા કોન્ટ્રાક્ટો લેવા માંડ્યા. પચીસ વરસનો આ યુવાન ધીમે ધીમે મોટો કોન્ટ્રાક્ટર બન્યો. એણે હવે સેંકડો મજૂરોને રોજ ઉપર રાખ્યા. મુખ્ય મુકાદમ ધનજીશાહના હાથ નીચે તે કામ કરતો હતો. એની ગાંઠમાં હવે સારી મૂડી થઈ હતી. તે દેશમાં

જઈ વિવાહ કરીને પોતાનાં માતપિતા સાથે મુંબઈ આવ્યો હતો. એણે એક ગાડી પણ રાખી હતી.

આ સમયે મુંબઈમાં ઇસ્ટ ઇન્ડિયા કંપનીનું શાસન હતું. વેપાર પણ એ જ કંપનીનો ઇજારો હતો. મુંબઈનો વિકાસ ધીમે ધીમે પ્રગતિશીલ હતો. ઇસ્ટ ઇન્ડિયા કંપનીના ગોદીના મુકાદમ તરીકે ધનજીશાહ કામ કરતા હતા. એઓ લક્ષાધિપતિ થયા હતા છતાં જાતે મુકાદમીનું કામ જોતા હતા. ધનજીશાહના મૃત્યુ પછી એમના ધનવાન પુત્રો કામ ઉપર ધ્યાન દેતા નહોતા. 'જા કુત્તા બિલ્લી કો માર' જેવું પરહથ્થુ કામ થતું હતું. કંપનીના અધિકારીઓ આથી ઘણા નારાજ થતા હતા. એમણે ઘણી વખત ચેતવણી આપી છતાં બેદરકારી ઓછી થઈ નહિ. કંપનીના એક કામળનો ઉદ્ધતાઈભરેલો જવાબ મુકાદમના-શેઠિયા છોકરાઓએ આપ્યો. કંપનીએ એમની મુકાદમી રદ કરી.

"જીવા, તુમ મુકાદમીકા કામ કરેગા?" સુપ્રિન્ટેન્ડેન્ટ સ્મિથે જીવાને પૂછ્યું.

"હા સા'બ, જરૂર કરૂંગા."

"બોટ બડા કામ હૈ, તુમારાસે હોવેગા? તુમારા ટાકટ હૈ?"

"મૈં દિલોજાનીસે કામ કરૂંગા તો ક્યોં નહિ હોગા?"

"લેકિન ગફલટ નહિ હોના ચાહિયે. પચાસ હજાર રૂપિયા જામીન દેના હોગા."

"સા'બ, મૈં મંજૂર કરતા હૂં."

સુપ્રિન્ટેન્ડેન્ટ સ્મિથ સાહેબ પંદર વરસથી જીવરાજના કામને જોતા હતા. એની ચતુરાઈ અને કાર્યકૌશલ્ય માટે એનો ઊંચો અભિપ્રાય હતો. આથી એણે જીવરાજ બાલુને મુકાદમ તરીકે નીમવા કંપનીને ભલામણ લખી. ભલામણ મંજૂર થતાં જ યોગ્ય ગેરંટી લઈ મુકાદમનું કામ જીવરાજને સોંપાયું.

ઈસ્ટ ઇન્ડિયા કંપની હિંદીઓના કુસંપનો લાભ લઈને પોતાની સત્તા અને શાસન વ્યાપક બનાવતી ગઈ. સુરતમાંથી એણે પોતાની મુખ્ય કોઠીને ઉપાડી મુંબઈમાં નાખી. મુંબઈ આખા હિંદનું મુખ્ય બંદર બન્યું. એનો વિકાસ અતિ ઝડપી થયો. મુંબઈની વસ્તી અને વેપાર વધવા માંડ્યાં. ઈસ્ટ ઇન્ડિયા કંપનીનાં વહાણો વિશાળ પ્રમાણમાં મુંબઈ આવ-જાવ કરવા લાગ્યાં. મુકાદમીનું કામ ત્રણગણું વધી ગયું. જીવરાજ શેઠને હવે વાર્ષિક પેદાશ બે લાખ રૂપિયા જેટલી થઈ. એમણે જોડીની ઘોડાગાડી રાખી. ઘરના બે માળા બંધાવ્યા.

કચ્છી ભાટિયાઓની સભા ભેગી મળી. મહાજનનું બંધારણ બંધાયું. જીવાશેઠને મહાજનના પહેલા મુખ્ય શેઠ તરીકે પાઘડી બંધાવવામાં આવી. જીવાશેઠે મુંબઈમાં નવા આવનારાઓને મોટો આશ્રય આપવા માંડ્યો. એણે જગતની લીલી-સૂકી જોઈ હતી. આથી દુઃખીઓ પ્રત્યે એમની ભારે હમદર્દી હતી. જીવાશેઠ હવે કરોડાધિપતિ થવા જેટલું કમાતા હતા.

ઈસ્ટ ઇન્ડિયા કંપની રાજ્યકર્તા થઈ હતી એટલે વિલાયતના દબાણથી વેપારની એની મોનોપોલી બંધ થઈ એટલે શેઠ જીવરાજ બાલુ મુકાદમીમાંથી નિવૃત્ત થયા. એમણે કપાસનો વેપાર શરૂ કર્યો. જીવરાજ બાલુ મિલ અને બીજી મિલ બાંધવાની શરૂઆત કરી. પોતે સગાંસંબંધીઓના મોટા સંઘને લઈ મોટી યાત્રામાં બે વરસ ગાળી આવ્યા. પાછળથી એમના ભાણેજ અને ભાગીદાર શેઠ ખટાઉ મકનજી કામકાજ જોતા હતા. એઓ પણ મુંબઈના આગેવાન મહાજન હતા. યાત્રામાં શેઠ જીવરાજે બે લાખ રૂપિયા ખરચ્યા હતા.

"કાંય જીવરાજ, તારા માથાની તાલ બહુ ચમકે છ. મજૂરના મોટિયા ઉપાડી ઉપાડી કેવી સરસ તાલ માથામાં પડી છ !"

"હા, જમશેદજીભા. તારા હાથ બાટલીઓ ધોઈ ધોઈને કેવા સુંવાળા બન્યા છે! એ રીતે આપણે બંને સરખા છીએ. આવ ભાઈ હરખા, તો આપણે બંને સરખા!" બાટલીવાળા સર જમશેદજી જીજીભાઈ પહેલા બૅરોનેટ અને શેઠ જીવરાજ જીગજીવન દોસ્તો હતા.

જીવરાજ શેઠના સ્વર્ગવાસ પછી એમના પુત્ર વિઠ્ઠલજી ભક્ત માણસ હતા. મિલો અને વેપાર બધું શેઠ ખટાઉ મકનજી સંભાળતા હતા.

જીવરાજ શેઠના પાછળના વારસોએ ઘોડદોડની રેસોમાં અને મોજમજાહમાં સમૃદ્ધિ ગુમાવી. એમના પ્રપૌત્ર શેઠ ગોવર્ધનદાસને શેઠ ગોકુળદાસ તેજપાલની વિધવાએ દત્તક લીધા હતા.

# લવજી વહાડિયા

સુરત પાસેના સીંગનપુર ગામમાં નસરવાનજીને ત્યાં એક પુત્રનો જન્મ થયો. પણ પુત્રના જન્મ પછી પિતા જીવ્યા નહિ. ગરીબ વિધવા માતા નવાજબાઈએ પુત્રને મોટો કરવા માંડ્યો. પુત્રને થોડું ભણાવ્યો, એના બાપના સુથારીના ધંધામાં થોડો હાથ નખાવ્યો અને પછી તેર વરસની ઉંમરનો પુત્ર થયો એટલે ગામના સોરાબજી સબીઓરા સુરતની વહાણની ગોદીમાં સમારકામખાતાના ઉપરી હતા તેમની પાસે લઈ ગઈ.

"સોરાબજી જીભરૂ, મારા છોકરાને નોકરીએ રાખો."

માતાએ કહ્યું.

"છોકરાને કાંઈ આવડે છે?"

"અરે ઘનું આવરે છે. ત્રીસ એક સુધી તો પાય આવરે ચ. મંછાલાલ મે'તાજીએ નામ લખતાંય શીખવિયું ચ. એના અહેસ્તનશીન બાવાજીએ એને પોતીકું સુથારકામ બી શીખવી દીધું ચ. મારો લવજી ક્યારે નહિ પડે, સોરાબજી!"

"પોર્યો કેટલી ઉંમરનો છે?"

"તેર વરસ થયાં ચ."

"ઠીક, મૂકી જાવ, નવાજબાઈ. મહિને દેશું પાંચ રૂપિયા પગાર."

"ખોદાયજી તમારું ભલું કરે!"

લવજી સુરતની વહાણ-સમારકામની ગોદીમાં રહ્યો. ધ્યાનથી

કામ શીખવા લાગ્યો. બાર વરસ નીકળી ગયાં. લવજી કામમાં પાવરધો બન્યો હતો. પચ્ચીસ રૂપિયા એનો પગાર થયો હતો.

*

"અરે લવજી, તું મુંબઈ આવશ?" સોરાબજીએ એક દિવસ પૂછ્યું.

"મુંબઈ કયાં આવું, શેઠ?" લવજીએ પૂછ્યું.

"અરે, તનચાર દિવસનો રસ્તો છે. આજે વાન(વહાણ)માં બેસે કે ત્રીજે-ચોથે દિવસે મુંબઈ."

"મુંબઈમાં કામ શું કરવાનું?"

"જો આથે કપ્તાન ડડલી સાહેબ મુંબઈથી આવિયા ચ. સરકારી જહાજમાં ધાપત* થાયચ તેથી એ સમારવા જવાનું. તારી પાવરધાઈનું પારખું થશે."

"પગાર શું મલશે?"

"અહીં કરતાં ચારગણો-સો પૂરા."

એક સો રૂપિયા પગાર! સોરાબજીને હજી ૭૫ જ મળતા હતા. એટલો પગાર તો બાદશાહી ગણાય.

મુંબઈમાં સરકારી મનવારમાં ધાપત થઈ પાણી છૂટતું હતું. ત્યાંના કારીગરોથી એ ધાપત બંધ થઈ શક્યું નહિ. કપ્તાન ડડલી સાહેબ હેડ ઑફિસ સુરતમાં સારા કારીગરને તેડવા મુંબઈથી ખાસ આવ્યા હતા.

લવજીએ મનવારનું ધાપત બંધ કરી દીધું. મુંબઈમાં આવતાં જ એની હોશિયારી જોઈ એને વહાણોના સમારકામ માટે ત્યાં કાયમ રાખી લીધો. સુરતનો વેપાર હવે મુંબઈ તરફ વળતો હતો એટલે કંપનીનાં વહાણો મુંબઈ આવતાં હતાં. એ કારણે મુંબઈમાં કાચી ગોદી પણ નાખવામાં આવી હતી.

* ધાપત-વહાણની નીચેથી પાણી આવવું.

એક દિવસ લવજી કપ્તાન પાસે આવ્યો.

"ડકલી સા'બ, ઐસા જહાજ હમ લોગ બંબઈ મેં નહિ બના સકે ?"

"તુમ નેટિવ (દેશી) લોગ ઐસા જહાજ નહિ બના સકટા, તુમ નહિ જાનટા."

"સા'બ, હમ બના સકતા."

"મૈં નહિ માનટા. યે કામ બિલાટી લોગકા હૈ."

"અચ્છા સા'બ, મેરા કામ મૈં બતાઉં ?"

"તુમારા કામ ? તુમારા કામ અચ્છા નહિ હો સકટા. તુમ લોગ મરામતકા કામ અચ્છા જાનટા. લાવ, બટાઓ."

લવજી બહારથી વહાણનું એક મોડેલ (નાનો નમૂનો) કપડામાં ઢાંકીને લાવ્યો. એણે એ સાહેબના ટેબલ ઉપર મૂક્યું. સાહેબે કપડું ઉતારીને મોડેલને ખૂબ ધારી ધારીને જોયું. જોઈને એ મોંમાં આંગળી નાખી ગયો.

"જ્યોર્જ બીજા"ની એ સરલ પ્રતિકૃતિ હતી. એકેએક વસ્તુ આપસર ત્યાં હાજર હતી. બનાવટ, જોડાણ, પ્રમાણ, લંબાઈ, પહોળાઈ, જાડાઈ, કૂવાથંભોની ઊંચાઈ, દોરડાં, સુકાન, ધામણ, કેબિનો, માલ ભરવાની જગ્યાઓ, દોરડાં, સઢ, મહોરો–બધું ત્યાં હાજર હતું. પ્રમાણમાં ક્યાયે એક ઇંચનો ફરક નહિ. ડકલી સાહેબે બહુ જ બારીકીથી આખું વહાણ તપાસ્યું. એણે ધારી ધારીને એકેએક વસ્તુને માપી જોઈ. ક્યાયે ફરક નહિ. એ ખરેખર આનંદાશ્ચર્ય પામ્યો.

"તુમને એ બનાયા !"

"હાં સા'બ !"

"બહોટ અચ્છા હૈ. બડાં જહાજ એ મોડેલ માફીક બના સકેગા ?"

"જરૂર બના સકુંગા."

"અચ્છા, કંસકા ઉપર કીતના દામ લગેગા?"

"એક લાખ રૂપિયા."

"એસ્ટીમેટ (ખર્ચનો અંદાજ) બનાયા હૈ?"

લવજીએ કપ્તાન ડડલીના હાથમાં કાગળ મૂક્યા.

સાહેબે એ સર્વે તપાસી જોયા. દરેક વસ્તુનો બજારભાવ લખ્યો હતો. એકેય વસ્તુ ભુલાઈ નહોતી. તૈયાર કરવાની મુદત છ માસ લખી હતી. બીજાને ચાર માસ અને સર્વ સાધનોવાળી ગોદી હોય તો ત્રણ માસમાં વહાણ તૈયાર કરી આપવાની હિંમત બતાવી હતી. પૂરા કારીગરો મળવાની ખાતરી પણ આપી હતી. વહાણો માટેનું પાકું લાકડું, લોઢાના ખીલા અને સઢ, દોરડાં વગેરે બધી જોઈતી વસ્તુઓ હિંદમાં મળી શકશે તેની પણ ખાતરી આપી હતી. સાહેબને ખર્ચનું એસ્ટીમેટ વાજબી લાગ્યું. એણે એ એસ્ટીમેટ અને મોડેલ લંડન કંપનીના ડાયરેક્ટરોને યોગ્ય ભલામણ સાથે મોકલી દીધાં. વિલાયતમાં એવા એક વહાણ પાછળ ચાર લાખ રૂપિયા ખર્ચ આવતો હતો. અહીં એક લાખમાં પતતું હતું. વેપારી કંપની આવી કરકસરની વાત કેમ ભૂલે? મુંબઈમાં પાકી ગોદી સ્થપાઈ.

લવજી નસરવાનજીને આ ગોદીના પાકા ઉપરી (વહાડિયાઃ પાટ કરનાર) નીમ્યા. એ સમયે મુંબઈમાં કોઈ ચીજ મળતી નહોતી. લવજી નવસારી જઈ વહાણો ભરી પાકું લાકડું ખરીદી આવ્યા. લોઢું ગાળવા અને ખીલા બનાવવા માટે લોહારો તેડી આવ્યા. સઢ વણવા માટે વણકરો લાવ્યા. સુરતથી સુથારો મંગાવ્યા. પ્રથમ ૧૦૦ ટકાનું એક નાનું વહાણ ચાર માસની મુદતમાં બાંધી આપ્યું. વહાણની મજબૂતી, સફાઈ, ટકાઉપણું અને ઘાટ જોઈ સૌ અંગ્રેજ અધિકારીઓ આનંદાશ્ચર્ય પામ્યા. વિલાયતમાં એ

વહાણુ કંપનીને ઘણું પસંદ આવ્યું. પાકી ગોદીનો સામાન વસાવવામાં આવ્યો. વહાણો બંધાવા લાગ્યાં. વહાણોનો સામાન વેચનારા વેપારીઓ લવજી વહાડિયાના ઉત્તેજનથી મુંબઈમાં દુકાન નાંખી બેઠા. એ ઉદ્યોગ જામ્યો.

મુંબઈની ગોદીમાં અત્યંત ટકાઉ, સસ્તું અને સરસ કામ થાય છે તે જોઈને પાદશાહી મનવારો સમારકામ માટે ત્યાં આવવા લાગી. નૌકાઅધ્યક્ષની પ્રસન્નતા મુજબની સરસ મરામત લવજી કરી આપતો હતો. સુરત ખાતેની ગોદી બંધ કરી મુંબઈની ગોદીનો વિકાસ કરવામાં આવ્યો. લવજીના હાથ નીચે સેંકડો કારીગરો કામ કરતા હતા. એનો પગાર ૨૦૦ રૂપિયાનો થયો.

પહેલાં ગયો હતો તેમ જ એક દિવસ ફરીથી લવજી લશ્કરી જહાજના વડા પાસે ગયો.

"એડમિરલ સાબ, યે મનવાર કિધર બની હૈ?"

"લવજી, વિલાયતકે કારીગરોને એ બનાઈ હૈ"

"બમ્બઈમેં એ બનને સકતા હૈ."

"તુમ લોક લડાઈ કે જહાજ નહિ બનાને સકતે."

"સાબ, હમ બનાને સકતા હૈ બનાઉં!"

"મેરેકું ખાટર નહિ હૈ, બનાઓ. મૈં દેખુંગા."

લવજી બહારથી સુથારો પાસે ઉપાવી નાનું મૉડેલ લઈ આવ્યા. એડમિરલે ખૂબ બારીકીથી તપાસ્યું. નામદાર બાદશાહની મનવાર "ઈન્વીન્સીબલ"નો એ આબેહૂબ નમૂનો હતો. ત્રણ ઈંચી લાકડા ઉપર બે ઈંચી લોઢાની પ્લેટો જડેલી હતી. ઉપર નાની પણ આબાદ સરસ આકારની ૭ ૭ તોપો ડેક ઉપર ચડાવી હતી. ખૂવા-થંભ ઉપર બખ્તરવાળું પાંજરું પણ બનાવ્યું હતું. એડમિરલ અને ઑફિસરોની કેબિનો પણ પ્રમાણસર બનાવી હતી. દારૂગોળા રાખવા માટેના લોઢાના ભંડારો, તેલ રાખવાનો ભંડાર,

—રેયારો રાખવાની જગ્યા—સૌ આબાદ બનાવી હતી. એડમિરલે ખામી શોધવા માટે બારીકાઇથી જોયું. એકે ય ખામી નીકળી નહિ. એ સંપૂર્ણ નમૂનો હતો. લવજીએ મનવારોની બનાવટોનો ઊંડો અભ્યાસ કર્યો હતો.

"લવજી, તુમને અચ્છા કામ કિયા. વિલાટી કારીગરોસે કામ કમ નહિ હૈ." સાહેબે સંતોષકારક ઉદ્ગાર કાઢ્યા.

"સાબ, ઈસકા દામ બહુત રસ્તા પડેગા."

"ઐસા? એસ્ટિમેટ તૈયાર કિયાં હૈ? બટાઓ."

લવજીએ એસ્ટિમેટ બતાવ્યું. અનુભવી નૌકાધ્યક્ષ એ બધી વિગત સાથે જોઈ ગયો. સાંજે એણે પોતાના અધિકારીઓને મોડલ બતાવ્યું. સૌએ એક અવાજે એની પ્રશંસા કરી. એકે ય ખોડખાંપણ એમાં નીકળી નહિ. અને કેટલું સસ્તું!

નૌકાધ્યક્ષે વિલાયત એડમિરાલિટી (નૌકાસેના–ખાતુ)ને લખી મોડેલ અને એસ્ટિમેટ મોકલ્યાં. ત્યાંના અનુભવીઓએ આ મોડેલ પાસ કર્યું. એસ્ટિમેટ જોઈ તાજુબ થયા. એક મનવારની કિંમતમાં હિંદમાં ત્રણ મનવારો બાંધી શકાય—વધારે ટકાઉ, વધારે સારી રીતે બાંધેલી અને દેખાવે પણ સુંદર. પ્રધાનમંડળે એ મનવારો મુંબઈમાં બાંધવાની દરખાસ્ત સ્વીકારી. બાર માસે એક મનવાર બાંધવાનો લવજીને હુકમ મળ્યો. વિલાયતથી નકશા બનીને આવ્યા તે મુજબ લવજીએ પાદશાહના લડાયક કાફલા માટે મનવાર બાંધી વિલાયત મોકલી. એડમિરાલિટીએ એની ખૂબ પ્રશંસા કરી.

લવજી હવે મનવારો બાંધવા લાગ્યો. વહાણોની મરામત કરવી, નવાં વહાણો બાંધવાં, નવી મનવારો બાંધવી અને જૂની મનવારોનું સમારકામ કરવું એવું પુષ્કળ કામ એને મળવા લાગ્યું. એનો પગાર પાંચસો રૂપિયા જેટલો થયો. એ સમયે એટલો પગાર

ઘણો મોટો ગણાતો હતો. તેઓ પોતાને સોંપાયેલું દરેક કામ બહુ જ ચીવટ, સફાઈ અને કરકસરથી કરતા હતા. એમનું પ્રમાણિકપણું એટલા મોટા પ્રમાણમાં હતું કે આવડું મોટું ખાતું એમના હાથમાં સ્વતંત્ર રીતે હોવા છતાં એઓ પાસે મરણ સમયે મોટી દોલત નીકળી નહિ.

એઓના બે પુત્રો માણેકજી અને જમનજીને એમણે નાનપણથી જ આ કામમાં જોડ્યા હતા. છ માસ સુધી કાંઈ પગાર નહિ. પછી બાર માસ સુધી બાર રૂપિયા પગાર. તે પછી બાર માસ સુધી ત્રીસ રૂપિયા પગાર. એ રૂઢિ તેઓએ પોતાના પુત્રો અને પૌત્રો માટે દાખલ કરી એનું પોતાના વારસો માટે અનુકરણ કરવાની કુટુંબને આજ્ઞા કરી. એમનો વારસ પાકો કારીગર જાતે થવો જ જોઈએ એવી રીતનો એમનો આગ્રહ હતો. વડીલના સ્વર્ગવાસ પછી કુટુંબમાં તે પછીનો વડો તે મોટા વહાડિયાના કામ માટે નિમાય અને તેને જ પાઘડી બંધાવાય એવો નિયમ પણ એણે કુટુંબને પાળવા આજ્ઞા કરી.

લવજી વહાડિયા અતિ ભાગ્યશાળી પુરૂષ હતો. એણે પોતાના માટે ઘર ખરીદ્યું, ગાડીઘોડો રાખ્યો. છેવટની ઉંમર સુધી સરસ તંદુરસ્તી ભોગવી ગોદીનું સુકાન પોતાના હાથમાં રાખ્યું. એ ૬૪ વરસની બુઝર્ગ ઉંમર સુધી જીવ્યો. પોતાની કોમમાં અને સરકારી અધિકારીઓનો માનીતો થયો. વિલાયતથી એડમિરાલિટીએ એના કામ માટે વારંવાર પ્રશંસાના ઉદ્ગારો કાઢ્યા હતા. એના બે પુત્રો સારા કારીગર અને વહાણ બાંધનાર થયા હતા. એણે કુલ ૨૦ મનવારો અને ૧૪ વેપારી વહાણો નવાં બાંધ્યાં હતાં. અસંખ્ય વેપારી વહાણો અને મનવારોની એણે મરામત કરી હતી. એણે ૩૯ વરસ સુધીના લાંબા સમય સુધી મોટા વહાડિયાજીનો અધિકાર ભોગવ્યો હતો. એની નજર આગળ

એના પૌત્રો સરસ વહાણ બાંધનારા તરીકે આગળ તરી આવ્યા હતા. લવજી વહાડિયા ઉદાર ગૃહસ્થ હતા.

એનો વંશવેલો ખૂબ ફાલ્યોફૂલ્યો હતો. એની સાત પેઢી સુધી વહાડિયાજીઓએ અનેક વહાણો અને મનવારો બાંધ્યાં હતાં. એ પ્રમાણે સાત પેઢી સુધી સમૃદ્ધિ, યશકીર્તિ, માન, આબરૂ, આડીવાડી ખૂબ વિકાસ પામ્યાં હતાં પાછળથી કુટુંબ બહુ વધતાં બીજા ધંધા પણ ચાલુ થયા. હિંદીઓ સાત પેઢી સુધી ચાલુ ઉન્નતિ રાખી શકે એ વિરલ બનાવ છે. એની સાત પેઢી સુધી વહાણો બાંધવાનું કામ ચાલુ રહ્યું તેનો ઇતિહાસ પણ અતિ રસિક છે.

# સાહસિક વણિક

“ વેલા, હજી નિશાળે નથી ગયો ? જો તો ખરો, તડકા કેટલા ચડ્યા છે ! જા જલદી, નહિ તો પંડ્યાજી ગુસ્સે થશે.” માએ ધૂળમાં રમતા વેલાને કહ્યું.

“ઊ...ઊ...ઊ...” કહી વેલો રડવા લાગ્યો.

“રોયા, નિશાળે નહિ જા તો કુંભારની જેમ ગધેડાં ચારવાં પડશે–ગધેડાં !” માએ જરા ઉગ્રતા દર્શાવી.

“મને પંડ્યો મારે છે, બા, બહુ મારે છે. રૂલના તો છૂટા ઘા કરે છે.” દીકરાએ દલીલ કરી.

“તે તું ભણે નહિ તો મારે નહિ ત્યારે શું પૂજે ?”

“બા, સાચું કહું ? મને ભણવું નથી ગમતું !” દીકરાએ સાચી વાત જણાવી.

“હંયો...! ભાઈ સાહેબને ભણવું નથી ગમતું ! રસ્તામાં રમવું તો ગમે છે ને ? વગડામાં ભટકવું તો ગમે છે ને ? ભણવું ક્યાંથી ગમે ! ભાઈ લાખ ચાલીસના દીકરા ! ઊભો રહે તું, હમણાં તારા બાપા આવે ત્યારે કહી દઉં કે ભાઈ સાહેબને ભણવું નથી ગમતું ! મારી મારીને લોથ બનાવી દેશે. મૂઆ, મારું માનતો નથી પણ પછી જખ મારીને નિશાળે જવું પડશે.” માએ ધમકી આપી.

બપોરે બાપા માણુશાહ જમવા આવ્યા. એમણે છોકરાને રસ્તા વચ્ચે ગંદી ધૂળમાં રમતો જોયો. “હજી નિશાળે નથી ગયો ? સા...બદમાશ !” માણુશાહ ગુસ્સે થઈને બોલ્યા.

"પ...પ...પણ...પંડ્યા...મારે." વેલો ગેંગેંફેંફેં થઈ ગયો.

'હત... સાલા પલીત !" કહેતાં બાપે દીકરાને બળજબરીથી ઉપાડ્યો અને મારતા મારતા નિશાળે મૂકી આવ્યા.

બાપના ગયા પછી મહેતાજી પંડ્યાએ વેલાને સારી પેઠે લાતો અને ગડદા-પાટુનો આસ્વાદ ચખાડચો. લાકડાનાં પાટિયા પર ધૂળ પાથરી એમાં અક્ષરો પાડવાનો એ વખતે નિશાળોમાં રિવાજ હતો. અત્યારની જેમ સ્લેટ નહોતી. ધૂળ પાથરવાનું અને એમાંથી અવનવી આકૃતિઓ ઉપજાવવાનું તો વેલાને ગમતું. પણ અક્ષરો ઘૂંટવાનું એને ગમતું નહિ. બે વાગે મહેતાજીને ઊંઘવાની ટેવ હતી. એટલે નિત્યનિયમ મુજબ તેઓ ગાદી પર બેસી ઝોકાં ખાવા લાગ્યા. આ તકનો લાભ લઈ વેલો પોતાના બે-ત્રણ રખડુ મિત્રોને લઈ નિશાળમાંથી નાસી છૂટચો. ગામને છેડે આંબલીનાં ઝાડ હતાં. ત્યાં પહોંચી બધાએ કાતરા ખાવા માંડ્યા, અંધારું થયું ત્યારે સૌ ઘેર આવ્યા.

આવું તો વેલાને માટે દરરોજનું થઈ પડ્યું હતું. ગમે તેટલો માર પડે, ગમે તેટલો એના ઉપર ગુસ્સો કરવામાં આવે, તોપણ વેલાનું ચિત્ત ભણવામાં ચોંટતું નહિ.

એક દિવસ માલુશાહ જમતા હતા. વેલો રખડવા ભાગી ગયો હતો. વેલાની બાએ વાત કાઢી: "આપણો વેલો નિશાળમાં ભણે એવું લાગતું નથી. હવે કરવું શું ?"

"નિશાળે જાય તો શીખે ને ? નાનપણથી મોઢે ચડાવીને તેં જ એને બગાડ્યો છે." બાપે કહ્યું.

"એમાં મારો શો વાંક ? તમારો જ દોષ છે બધો. છોકરાને તો નાનપણથી જ કાબૂમાં રાખવો જોઈએ. મારું તે કોઈ માનતું હશે ? બાપે જ નાનપણથી છોકરાને કબજામાં રાખવો જોઈએ" બાએ દલીલ કરી.

"ચાલ, છોડ એ બધી વાતો. એવી વાતોથી આપણું કશુંય વળવાનું નથી. મને તો સૂઝતું નથી, હું તો એનાથી કંટાળ્યો છું."

"હજી બીચારો અગિયાર વરસનો છે. ધીમે ધીમે સમજશે અને શીખશે ય ખરો. કંઇ આવો ને આવો થોડો જ રહેશે!" માએ વિશ્વાસ બતાવ્યો.

"એ અહીં ભણે અને કમાતો થાય એ મારા માનવામાં આવતું નથી. અહીં ખરાબ છોકરાઓની સોબતમાં એ દિવસે દિવસે વધારે ને વધારે બગડતો જશે, અને એક દિવસ એવો આવશે કે છોકરો હાથમાંથી જશે" બાપે ભવિષ્ય ભાખ્યું.

"ત્યારે શું કરીશું? છોકરાને આમ રખડાવ્યો ન પાલવે. આપણે વેપારી વરણ, છોકરાને કંઇક ધંધો તો શીખવવો જોઇશે ને? મને એક વાત સૂઝે છે. આપણે એને મુંબઇ મોકલાવીએ તો? મારા ભાઈ શામજીને ત્યાં એ કંઈક ને કંઈક ધંધો શીખશે. ચાર-પાંચ વરસમાં તો એ તદ્દન સુધરી જશે.' માએ રસ્તો બતાવ્યો.

"પણ છોકરાને મુંબઈ સુધી એકલો મોકલાય!"

"એમાં શું? ક્યાં પારકે ઘરે મોકલવો છે! મામાનું ઘર છે એને તો, અને મારાં ભાઈ-ભાભી બંને બીચારાં હેતાળ અને પ્રેમાળ છે. છોકરો જરૂર ત્યાં સુધરી જશે."

"ભલે, હું વિચારીશ." કહી માલુશાહ ચાલ્યા ગયા.

માંડવીના ગુલાબશાહ શેઠની મુનીમગીરી કરતા માલુશાહને વાર્ષિક પાંચસો કોરી (૧૨૫ રૂપિયા) પગાર મળતો. એ જમાનામાં એ પગાર ઘણો મોટો કહેવાતો, કારણકે બધી ચીજો સસ્તી હતી. માલુશાહ કચ્છ-કોઠારાના દશા ઓસવાળ વણિક ગૃહસ્થ હતા. આ સમયે એ કચ્છ-માંડવીમાં આવી વસ્યા હતા.

ગુલાબશાહ શેઠનું વહાણ 'દોલતપશા' કપાસ ભરીને મુંબઈ જવા રવાના થતું હતું. માલુશાહે એના માલમ હાજાને ભલામણ

કરી વેલજીને મુંબઈ સહીસલામત પહોંચાડવા જણાવ્યું. એના મામા શામજી પર એક કાગળ પણ લખી આપ્યો. એ વખતે હજી રેલવે બંધાઈ નહોતી એટલે કપાસ સામરમાર્ગે કચ્છથી મુંબઈ જતો. માતપિતાએ અશ્રુપૂર્ણ આંખે પુત્રને વસમી વિદાય આપી.

રસ્તામાં એક દિવસ ઓચિંતું વાવાઝોડું થયું. ડુંગર ડુંગર જેવડાં મોજાંઓએ વહાણને હાલકડોલક કરી મૂક્યું. વેલજીને માટે દરિયાઈ મુસાફરી આ પહેલીવહેલી જ હતી. અધૂરામાં પૂરું આ તોફાન થયું એટલે એને તો વહાણના ભંડકિયામાં જ પૂરી દેવામાં આવ્યો. રખેને છોકરો ડરી જાય એ ભયે નાખવાઓએ એને ભંડકિયામાં જ પડી રહેવા જણાવ્યું. વહાણના નાવિકોએ પોતાનો જીવ ઉગારવા વહાણમાંના સઘળા કપાસને દરિયામાં નાખી દીધો. વહાણનો ભાર કંઈક ઓછો થવાથી વહાણને ઉગારવાની કંઈક આશા બંધાઈ. ઈશ્વરકૃપાથી થોડી વારમાં વાવાઝોડું અને તોફાન બંધ પડી ગયાં. બધાના જીવમાં જીવ આવ્યો.

વહાણ વીસમે દિવસે મુંબઈ પહોંચ્યું.

આ સમયે મુંબઈની વસ્તી માત્ર એક લાખ જેટલી જ હતી. એ વેળા મુંબઈની સમૃદ્ધિ અત્યારના જેટલી નહોતી. મુંબઈ એ વેળા વિકાસનાં શરૂઆતનાં સોપાનો ચડતું હતું. વેલજીની ઉંમર આ વખતે ૧૧ વરસની હતી. વહાણના નાખવાએ એને એના મામા શામજીને ઘેર પહોંચાડ્યો અને માલુશાહે આપેલો પત્ર પણ આપ્યો. મામાએ ભાણેજને સ્નેહથી આવકાર્યો અને તરત જ એક ગુજરાતી શાળામાં દાખલ કરી દીધો. વેલજી ત્યાં એક વરસમાં જરૂર પૂરતું વાંચતાં-લખતાં શીખી ગયો. ભણવા તરફ એને નાનપણથી જ અણગમો હતો એટલે તેને વધારે ભણવાનું ફાવ્યું નહિ. આથી ૧૨ વરસની ઉંમરે એ મામાની દુકાનમાં દાખલ થયો.

મામાની દુકાનમાં એક વરસમાં તો એણે સારું વ્યાપારી

જ્ઞાન અને નામાઠામાનું જ્ઞાન મેળવી લીધુ. વેલજીને થયું કે હું પણ શા માટે મામાની પેઠે સ્વતંત્ર દુકાન ન ચલાવી શકું! તેણે પોતાનો વિચાર મામાને જણાવ્યો. પ્રથમ તો મામાએ જરા આનાકાની કરી, પરંતુ પોતે સગ્સ રીતે દુકાન ચલાવી શકશે, એવી વેલજીએ ખાતરી આપી એટલે મામાએ એમા સમતિ આપી. માલુશાહને એમણે પત્ર લખ્યો. માલુશાહે પત્ર વાચતાં જ પોતાના શેઠ પાસેથી ૧૩૦૦ રૂપિયા લઇ મુબઇ મોકલી આપ્યા અને શામજીને છોકરા ઉપર દેખરેખ રાખવાની ભલામણ લખી.

વેલજીએ બહારકોટ માંડવી બદર ઉપર સ્વતંત્ર દુકાન શરૂ કરી. મામાએ એને પૂરતુ માર્ગદર્શન આપવા માંડ્યુ અને એની દેખરેખ પણ રાખવા માંડી

૭ મહિને દુકાનમાં સારો એવો નફો દેખાવા લાગ્યો બાર માસ પૂરા થયા ત્યારે ગણતરી કરતાં ૧૦૦ રૂપિયા વધ્યા. મામા–ભાણેજ બને આથી ખુશી થયા સવારના છથી રાતના અગિયાર સુધી દુકાન ખુલ્લી રહેતી. વેલજી ઉત્સાહપૂર્વક આ દુકાન સભાળતો કોઈ ઘરાક પાછુ જતું નહિ શરૂઆતમાં મલબારથી આવતો કાથો, સીંદરી અને રસી જ દુકાનમા રખાતા, પરંતુ હવે તો વહાણને ઉપયોગી એવા મોટા રસાઓ, સૂતરની દોરીઓ વગેરે પણ રાખવા માંડ્યુ બીજે વરસે દુકાનના કામકાજ માટે એક માણસ પૂરતો ન હોવાથી પોતાની જ જ્ઞાતનો એક બીજો છોકરો નોકરીએ રાખી લીધો. દુકાન ધીમે ધીમે જામતી જતી હતી.

સને ૧૮૨૫માં વેલજી સોળ વરસની ઉમરનો થયો. મા-બાપે જ્ઞાતિના એક આબરૂદાર ઘરની સારી કન્યા શોધી એનું લગ્ન કરી નાખ્યું લગ્ન કરીને પાછો મુંબઈ આવ્યો ત્યારે માબાપને પણ એ સાથે તેડતો આવ્યો. માબાપ પુત્રની કુશાગ્ર બુદ્ધિ અને કાર્યશક્તિ જોઈ ખૂબ રાજી થયાં

દુકાન હવે સારી સ્થિતિમાં ચાલતી હતી. દર વરસે ૧૦૦૦–૧૨૦૦ રૂપિયા નફો થતો હતો. ધીમે ધીમે વેલજી પાસે ૫૦૦૦ રૂપિયાની મૂડી થઈ ગઈ. મા–બાપને એણે પંચતીર્થ, આબુ, પાલીતાણા, ગિરનાર વગેરેની યાત્રા કરાવી. મા–બાપ પુત્રની સંપૂર્ણ સેવા મેળવી શક્યાં અને કાળક્રમે સ્વર્ગવાસી થયાં.

વેલજી શાહને વહાણનાં નાખવાઓ સાથે સારો પરિચય હતો. નાખવાઓ એને દેશપરદેશની અલૌકિક વાતો કહેતા. જુદા જુદા દેશના વાણિજ્યની વાતો પણ સંભળાવતા વેલજી એ એકચિત્તે સાંભળતો. એને જુદા જુદા પ્રદેશોની સફર કરી મોટો વેપાર કરવાની લગની લાગી, પણ એની પત્નીએ એમાં સંમતિ આપી નહિ. છતાં વેલજી એમ માની જાય એવો નહોતો. એણે તો પોતાની મક્કમતા અચલ જ રાખી, આખરે સ્ત્રીએ એને રજા આપી.

વેલજી શાહ એક આરબ–વહાણમાં માલ ચઢાવી ઈરાન, અરબસ્તાન વગેરે દેશો તરફ જવા તૈયાર થયો. મામાએ એને સમજાવ્યો કે આરબ–વહાણમાં ત્યાં જવું ભય ભરેલું છે. એ લોકો ક્યારે ફરી બેસે તે કહેવાય નહિ.

પરંતુ વેલજી શાહ તો મક્કમ જ હતો. સારું મૂહૂર્ત જોઈ વહાણમાં માલ ભરી પોતે સફરે ઊપડ્યો.

એક રાત...બે રાત...ત્રણ...રાત એક પછી એક રાતો અને દિવસો વીતતાં જતાં હતાં. આજે ચોથી રાત હતી. વેલજી શાહ તૂતક ઉપર બેઠા બેઠા સાગરનાં ઊછળતાં મોજાંઓ તરફ કુતૂહલવૃત્તિથી જોતા હતા. અજવાળી રાત હતી. ચાંદની ચોપાસ રેલાઈ અનુપમ દશ્યો રચતી હતી. વહાણનો દેશી ખારવો અબ્દલ્લા વેલજી શાહ પાસે આવી બેઠો

"આવ, આવ, અબ્દલ્લા! લે બીડી પી!" કહી શાહે એને આવકાર આપ્યો. "આપણે ક્યારે મોખા બંદર પહોંચશું?"

"આઠ–દસ દિવસે. પરંતુ શેઠ..." અબ્દલ્લાએ જરા ધીમે અવાજે કહ્યું. "તમને એક વાત કહી દઉં. આપણે દેશીભાઈ, હું તમને સાચી વાત ન જણાવું તો ખુદા મને એનો ખરો બદલો આપ્યા સિવાય ન રહે. શેઠ, આ વહાણનો માલિક અલકાસમ બહુ જ ખરાબ માણસ છે." અબ્દલ્લાએ જણાવ્યું.

"કેમ, કંઈ શંકા જેવું છે?" શેઠે પૂછ્યું.

"હા, મુંબઈમાં અલકાસમનો એક નાખવો બીમાર પડવાથી એમણે મને રાખ્યો છે. પેલો છોકરો છે તે–અલહસન એને મેં મીઠાશથી મારો દોસ્ત બનાવી લીધો છે. એણે મને સઘળી વાત જણાવી છે. શેઠ, આપણા બંનેના જાન જોખમમાં છે.'

"એમ!" શેઠ બોલ્યા

"હા, એણે કહ્યું કે અલકાસમની નજર તમારા આ કિંમતી માલ પર છે. આ દરિયામાં ચાંચિયા પુષ્કળ છે. આ રસ્તામાં એક બેટ આવે છે ત્યાંના ચાંચિયાઓ સાથે આ અલકાસમને સારો મેળ છે. તે આપણને અને તમારા માલને ચાંચિયાઓના હાથમાં સોંપશે, આપણને મરાવી નાખશે અને બદલામાં માલનો અર્ધો ભાગ અલકાસમને મળશે. મોખા બંદરે જઈ એ જાહેર કરશે કે ચાંચિયાઓએ એમને લૂંટી લીધા." અબ્દલ્લાએ સઘળી વાત કહી સંભળાવી.

વેલજી શેઠને પોતાની ગંભીર ભૂલ સમજાઈ. આરબ–વહાણ સાથે એકલા આવવામાં એણે મોટી મૂર્ખતા કરી હતી એમ એને લાગ્યું. પરંતુ એમ એ હિંમત હારે એવો નહોતો. એણે આ આફતમાંથી શી રીતે ઊગરી શકાય એ વિષે વિચારવા માંડ્યું.

બીજા દિવસનો બપોર હતો. વેલજી શાહ વહાણના તૂતક પાસે જ ઊભા હતા. અચાનક સામેથી કોઈ મનવાર આવતી જણાઈ. સમયસૂચકતા વાપરી વેલજી શેઠે તૈયાર રાખેલ પ્રેતિયું

હવામાં ખુલ્લું રાખી હલાવવા માંડ્યું. મનવાર નજીક આવી. એનો કપ્તાન એક નાની બોટમાં બેસી વહાણ પાસે આવ્યો. વેલજી શેઠે કપ્તાનને હિંદી ભાષામાં સઘળી વાત સમજાવી. કપ્તાને આરબ નાખવા અલકાસમને બોલાવી ધમકાવ્યો.

નાખવાએ ગુનો કબૂલ ન કર્યો. કપ્તાને કહ્યું: "લુચ્ચા! બદમાશ! તારી દાનત ખરાબ ન હોત તો મોખા બંદરને રસ્તે સીધા ન જતાં આ આડે રસ્તે જવાની શી જરૂર છે? આ મોખાનો રસ્તો છે? ખબરદાર જો આ શેઠનો વાળ પણ વાંકો થયો છે તો! ચાલ, વહાણને ચલાવ સીધું મોખાને રસ્તે."

નાખવો ડરી ગયો, એણે વહાણને મોખા બંદરના રસ્તે લીધું. મનવાર ચાલી ગઈ. વેલજી શાહે નાખવાને બોલાવી તેની સાથે મીઠાશથી વર્તી ગઈ ગુજરી ભૂલી જવા કહ્યું. જૂની કડવાશ ભુલાઈ ગઈ. નાખવો વેલજી શાહનો ભાઈબંધ બની ગયો.

મોખા બંદર આવી ગયું. વેલજી શાહે ત્યાં પોતાનો માલ વેચી નાખ્યો અને નવો માલ ખરીદ્યો. બસરા, બેહરીન વગેરે અનેક બંદરો ખાતે એણે આ માલ વેચ્યો. આમાં એને ચોખ્ખો અગિયાર હજાર રૂપિયા નફો મળ્યો. આરબદેશના વેપારનો પણ તેને આથી સારો અનુભવ થયો.

આઠ મહિને વેલજી શેઠ આ સફર કરીને પાછા આવ્યા. આ સફરમાં એમને મોટો નફો થવાની સાથે સારો વ્યાપારી અનુભવ પણ થયો હતો. એમણે પોતાનો અનુભવ કામે લગાડ્યો. એમણે દેશપરદેશોમાં પોતાની આડતો બાંધી અને વેપારનો મોટા પ્રમાણમાં વિકાસ કર્યો. વેલજી માલુની પેઢી ધીમે ધીમે વધારે ને વધારે વિકસતી ગઈ, અને એક સમય એવો આવ્યો કે જ્યારે વેલજી માલુની પેઢીમાં પચીસ–ત્રીસ મહેતા-નોકરી કરવા લાગ્યા. વેલજી શાહ ખૂબ સાહસિક વેપારી હતા. તેઓ ભરુચ, ખાનદેશ વગેરે

સ્થળોએથી કપાસ ખરીદી વિલાયત ચડાવતા. એમાં એમને દર વરસે લાખો રૂપિયાનો નફો થતો.

વેલજી શેઠને સર્વ પ્રકારનું સુખ હતું, પરંતુ સંતતિ ન હોવાથી એ અસંતોષ એમને કોઈ કોઈ વખત ઉદાસ બનાવતો. પરંતુ ઈશ્વરકૃપાથી ૩૭ વર્ષની વયે ૧૯૦૨માં એમને ત્યાં પુત્રજન્મ થયો. એનું નામ ત્રિકમજી રાખવામાં આવ્યું. એ પછી બીજો પુત્ર ઉમરશી અને પ્રેમબાઈ નામે એક પુત્રીનો જન્મ પણ એમને ત્યાં થયો.

વેલજી શાહ ઝાઝું ભણેલા નહોતા એટલે એઓ દાન-ધર્મ જૂની રીતે કરતા, છતાં જૈનધર્મ ઉપર એમની અખંડ શ્રદ્ધા હતી. દેવદર્શન અને સેવાપૂજા બહુ જ પ્રેમથી તેઓ કરતા. પોતાના ધર્મની દરેક બાબતમાં એમને શ્રદ્ધા હતી. ધાર્મિક કાર્યોમાં તેઓ પ્રેમપૂર્વક ભાગ લેતા. દાનપુણ્યનો પ્રવાહ પણ વિશાળ પ્રમાણમાં એમણે વહેવડાવવા માંડ્યો હતો. એમણે સંવત ૧૯૧૪માં મોટી ધામધૂમથી કચ્છ-કોઠારામાં દેરાસરનો પાયો નંખાવ્યો. આખા કચ્છના હોશિયાર કારીગરોને બોલાવી એમણે આ દેરાસર બંધાવ્યું. ચાર વરસે આ દેરાસર તૈયાર થયું.

સંવત ૧૯૧૮માં દેરાસર શિખરબંધ તૈયાર થયું. વેલજી શેઠે પોતાનાં સગાં-સ્નેહીઓને એકઠાં કર્યાં, જ્ઞાતિબંધુઓને, મિત્રોને અને અન્ય સ્નેહીઓને આમંત્રણ પાઠવી બોલાવ્યા અને ત્યાંથી સંઘ બનાવી બધાં સિદ્ધાચળજીની યાત્રાએ ગયાં. યાત્રા કરી બધાં કચ્છમાં કોઠારા ખાતે આવ્યાં. ત્યાં ખૂબ ધામધૂમપૂર્વક દેરાસરજીની પ્રતિષ્ઠા કરાવી. આ વખતે આખા ગામને ધુમાડાબંધ જમાડવામાં આવ્યું હતું, હજારો સાધુ-સંન્યાસીઓને ત્યાં દાનપુણ્ય આપી જમાડવામાં આવ્યા હતા. આ દેરાસર જેવું ભવ્ય અને શિલ્પવાળું દેરાસર આજે પણ આખા કચ્છમાં ક્યાંય નથી. આ દેરાસર પાછળ વેલજી શેઠે લાખો રૂપિયા ખર્ચ્યા હતા.

વેલજી શેઠને નાનપણથી જ સારણગાંઠનું દર્દ હતું. એક વખત મુંબઈમાં આ ગાંઠ નીચે ઊતરી આવી. શેઠને સખ્ત પીડા થવા લાગી. આથી એમણે ગ્રાન્ટ મેડિકલ કોલેજના સિવિલ સર્જન ડૉ. ભાઉજી અને બીજા છ ડૉક્ટરોની દેખરેખ નીચે શસ્ત્રક્રિયા કરાવી. પરંતુ એમાં નિષ્ફળતા સાંપડી. વેલજી શેઠનો દેહોત્સર્ગ થયો. મરણ સમયે એમની ઉંમર ૫૬ વર્ષની હતી.

કચ્છના એક રખડુ ગામડિયા બાળકે મુંબઈમાં જઈને પોતાના આત્મબળથી અને ઉદ્યમી સ્વભાવથી જીવનમાં પ્રગતિ કરીને કરોડાધિપતિનું સ્થાન પ્રાપ્ત કર્યું હતું. તેઓ દયાળુ, ઉદ્યોગી, ખંતીલા હતા. ધાર્મિક વૃત્તિવાળા હોવાથી એમણે મોટા પ્રમાણમાં દાનપુણ્ય કર્યાં હતાં.

વેલજી શેઠના અવસાન પછી એમના મોટા પુત્ર ત્રિકમજીના હાથમાં સઘળો કારભાર આવ્યો. ત્રિકમજીએ થોડાંક વર્ષો સુધી સારી પેઠે કારભાર ચલાવ્યો, પરંતુ પાછળથી એમને કમભાગ્યે સટ્ટાનો ચેપ લાગ્યો. આથી એમનો વેપાર પડી ભાંગ્યો. વેલજી શેઠ જેવું ઉદ્યમીપણું અને વ્યાપારી બુદ્ધિ ત્રિકમજીમાં ન હોવાથી એમનો આ ધીકતો વેપાર થોડાં જ વરસોમાં વેરણછેરણ થઈ ગયો.

# રુસ્તમ પહેલવાન

"અલ્યા બેનફૂક, અહીં મોટો પથ્થર ગોઠવ, બેવડી દીવાલ બનાવ."

"અરે સકારજી, આ જગ્યાએ પેલી તોપ ખેંચી આણી દક્ષિણ બાજુ ગોઠવો."

"એય સદુ, અહીં રેતીની કોથળીઓ માણસપૂર ગોઠવવાની છે."

એક ઊંચો ગોરો પારસી જુવાન મુંબઈના કિલ્લાની મરામત કરાવતો હતો અને હલ્લા માટેના મોરચા ગોઠવાવતો હતો. મુંબઈ બેટનો એ ગવર્નર હતો, સેનાપતિ હતો, નાણાંપ્રધાન હતો અને સવારથી સાંજ સુધી મજૂરો પર દેખરેખ રાખનારો મુકાદમ પણ હતો.

કવાયતના મેદાન ઉપર અબુધ માછીમારો અને કોળીઓને તે અંગ્રેજી કવાયત શિખાડતો. એના બોલ ત્યારે પણ કઈંક નહોતો બનતા.

"અરે ગનુ, તારી ટુકડી તો જાણે નાચ કરતી હોય તેમ ચાલે છે. જો તો કોઈના ય પગ સરખા પડે છે! જુઓ, આમ પગ ઉપાડો—એક—દો...' રુસ્તમ ચાલી બતાવતો.

"અલ્યા, બંદૂક પણ તારાથી સરખી ઝલાતી નથી! જો આમ રાખ, હાં, બરાબર. જુઓ હીરાજી, તમારી ટુકડી ખોટી બાજુથી વળે છે. એય, તમારી ટુકડી, જુઓ. તમને હુકમ શું થયો અને વર્ત્યા કઈ રીતે!"

રુસ્તમ આવી રીતે માછીમારોને ચાલતાં, બંદૂક પકડતાં, તોપો ગોઠવતાં અને નેમ માંડતાં, કિલ્લાનો બચાવ કરતાં અને મરતાં પણ શીખવતો હતો. માછીમારો હસતાં હસતાં એના શિક્ષણને ઝીલતા હતા. કેપ્ટન પો પાસેથી રુસ્તમ લશ્કરી શિક્ષણ પામ્યો હતો, પણ અહીં આ માછીમારો અને કોળીઓને તે શિક્ષણ આપવાનું હતું જુદી જ રીતે.

કિલ્લાની બહાર મોગલોની વતી લડવા આવનાર જંજીરાનો હબસી સરદાર યાકૂબખાન મનમાં હસતોઃ "બીચારો પારસી છોકરો! અંગ્રેજ સિપાહીઓ ને અંગ્રેજ સેનાપતિ પણ મારી સામે ઊભા રહી શક્યા નહોતા તો આ બિચારાનો તે શો ભાર છે!"

એ હસવાનો જવાબ તો યાકૂબખાનને હારીને ઘેરો ઉઠાવી ચાલ્યા જવું પડ્યું તેમાં આવી જતો હતો.

મુંબઈનો ટાપુ પોર્ટુગીઝોના હાથમાં હતો. સને ૧૬૬૧માં પોર્ટુગીઝ લોકોના દેશ પોર્ટુગાલના રાજાની બહેન ઇન્ફેન્ટા કેથેરીનનાં લગ્ન ઈંગ્લાંડના રાજા બીજા ચાર્લ્સ સાથે થયાં. તેની રીતની પહેરામણીમાં મુંબઈના ટાપુનો અધિકાર ચાર્લ્સને મળ્યો હતો. મુંબઈના પોર્ટુગીઝ ગવર્નર ઉપર પોર્ટુગાલના રાજાએ નીચે મુજબ કાગળ લખ્યો હતો.

"એન્તોનિયો ડી મેલો કાસ્તરો,

મારા દોસ્ત, રાજાની સલામ. મારી વહાલી અને માનવંતી બહેનના લગ્નની રીત વિષયમાં મારા નામવર ભાઈ તથા પિતરાઈ જેઓ ઈંગ્લાંડના રાજા છે તેમની સાથે સંધિ થઇ છે. તમારી જાણ માટે તેની નકલ આ સાથે છે. સંધિપત્ર ઉપરથી તમે જોશો કે એ ટાપુ તેમને સોંપી દેવાની હું તમને આજ્ઞા કરું છું. એ ટાપુ ઉપર હવેથી એમની માલેકી છે. માટે જે કોઈ વ્યક્તિ ઈંગ્લાંડના રાજાનો પત્ર લઇને તમારી પાસે રજૂ કરી કબજો માગે તેને વિના

વિલંબે આ ટાપુનો કબજો સોંપી દેશો. સાટાખતની 'દરેકેદરેક શરતનું' યોગ્ય પાલન થાય તેની સંપૂર્ણ કાળજી રાખજો. યોગ્ય પહોંચ લઈ વિગતવાર હકીકત મને લખી મોકલશો એટલે સમ-સંધિની શરતોનું યોગ્ય પાલન થયાનું હું જાહેર કરી દઉં. સંધિની શરતો વાંચતાં તમને જણાશે કે ઇંગ્લાંડનો રાજા આ સંબંધને લીધે જરૂરને સમયે મને મદદ આપવા બંધાયેલો છે.

લિસ્બન: તારીખ ૯ મે, ૧૬૬૨.

(રાજાની સહી)

સને ૧૬૬૭માં મુંબઈની પેદાશ દર વરસે રૂપિયા પચીસ હજાર થાય તેવો અડસટ્ટો હતો. પરંતુ તેટલી પેદાશ મળતી નહોતી. માછીમારોની મુખ્ય વસ્તી હતી. તેમની માછલીઓ ઉપર કર નાખીને એ પેદાશ મેળવાતી હતી. સને ૧૬૬૭માં ત્રીસ લાખ રૂપિયા ખર્ચીને અંગ્રેજોએ 'બોમ્બે કૅસલ' નામે કિલ્લો બાંધ્યો હતો. તેની પાસે સમુદ્રમાં આડી ૧૫૦૦ ફૂટ દીવાલ બાંધી હતી. તે સિવાય પોર્ટુગીઝોએ બાંધેલા મજગામ, શીવરી, શીમ, માહિમ તથા વરલીના કિલ્લાઓનો પણ જીર્ણોદ્ધાર કર્યો હતો. રાજા ચાર્લ્સ બીજાએ સને ૧૬૬૮ના માર્ચ માસની ૨૭ તારીખે લખત કરી મુંબઈના ટાપુનો પટો ઇસ્ટ ઇન્ડિયા કંપનીને વાર્ષિક દશ લાખ પાઉંડ લઈને કરી આપ્યો હતો. સને ૧૮૫૮ સુધી ઇસ્ટ ઇન્ડિયા કંપની રાજાને પટાના રૂપિયા ભરતી હતી. ઇસ્ટ ઇન્ડિયા કંપની ઈંગ્લાંડના ગોરા વેપારીઓની હિંદમાં વેપાર કરવા માટે બનેલી કંપની હતી.

કંપનીએ કિલ્લાના રક્ષણનાં કામો મજબૂત કરાવ્યાં. તેની ઉપર ૧૨૦ તોપો ગોઠવી હતી, ઠેકાણે ઠેકાણે બચાવ માટે નાના કિલ્લાઓ ઊભા કર્યા હતા. આખું મુંબઈ શહેર તે વખતે માત્ર એક ચોરસ માઈલના વિસ્તારમાં હતું અને વસ્તી બહુ જ થોડી અને છૂટી છૂટી હતી. માછીમારો અને કોળીઓની જ મુખ્ય વસ્તી

હતી. અને ૧૬૯૮માં પણ ૬૦ હજારની જ વસ્તી હતી. મુંબઈની આસપાસ ધાન્યનાં ખેતરો હતાં. પાયધુની પાસે દરિયો હતો. ત્યાં આગળ ખારા પાણીએ પગ ધોવાતા એટલે તેનું નામ પાયધોણી કે પાયધુની પડ્યું.

દિલ્હીમાં એ વખતે મોગલ બાદશાહ ઔરંગઝેબ રાજ્ય કરતો હતો. મુંબઈના અંગ્રેજો એની આજ્ઞામાં રહેતા નહોતા, એટલે એણે જંજીરાના સુબા એબિસીનિયન સરદાર યાકૂબખાનને પચીસ હજારનું લશ્કર આપી સને ૧૬૮૯માં મુંબઈ ઉપર હલ્લો કરવા મોકલ્યો. એણે મુંબઈના કિલ્લા સામે મોટી તોપો ગોઠવી દીધી. સમુદ્રમાં પણ ઘેરો ઘાલ્યો. અંગ્રેજ સૈન્યની બે ટુકડીઓ મુંબઈનો બચાવ કરવા લાગી પણ મજબૂત મનના સેનાપતિ વિના બચાવનું કામ નબળું જ રહેતું હતું.

મુંબઈના ગવર્નર તરીકે એ સમયે સર જોન ચાઈલ્ડ આરોનેટ નામના વેપારી હતા. એણે બચાવના કામમાં બહાદુરી અને જાગૃતિ બતાવ્યાં નહિ. એની પાસે દારૂ, તોપો, સૈન્ય અને કિલ્લા ઇત્યાદિ સારી સામગ્રી હતી. છતાં દુશ્મન સામે તે ટકી શક્યા નહિ. યાકૂબખાને આસપાસના કિલ્લાઓ જીતી લીધા હતા. અને ઘેરો લાંબો સમય ચાલ્યો હતો એટલે મુંબઈના કિલ્લામાં ભૂખમરો શરૂ થયો. સૈન્ય અને વસ્તી બંને હેરાન હેરાન થઈ ગયાં. એટલામાં વિલાયતથી બે લડાયક વહાણો આવ્યાં એટલે મોગલો દરિયાઈ ઘેરામાં પાછા હઠ્યા અને મુંબઈમાં ખાધાખોરાકી પહોંચી. પણ તે લાંબા સમય માટે અનુકૂળ નહોતું આખરે સુરતની વડી ઓફિસને લખી દિલ્હી ખાતે બાદશાહની હજૂરમાં પ્રતિનિધિમંડળ મોકલી સુલેહ માટે યાચના કરી. ખૂબ નામોશીભરી શરતો કબૂલ કરીને પણ અંગ્રેજોને ઝઘડાની પતાવટ કરવી પડી. એમાંની ત્રણ મુખ્ય શરતો આ હતી:

(૧) બાદશાહને લડાઈનું ખર્ચ વર્તી આપવાનું. (આ પેટે ૫૦ લાખ રૂપિયા અપાયા હતા.)

(૨) ગવર્નર સર જોન ચાઇલ્ડને વિલાયત પાછો કાઢવો.

(૩) કંપનીના મુંબઈના સૈનિકોને ગુલામો તરીકે ગણવા.

અંગ્રેજોએ આ શરતો કબૂલી એટલે યાકૂબખાને ઘેરો ઉઠાવી લીધો.

યાકૂબખાન એક ઘેરો ઉઠાવીને ચાલતો થયો પણ પાછળ તે એક બીજો વધુ ભયંકર ઘેરો મૂકતો ગયો—તે મરકીનો. એના સૈન્યમાં મરકી ફાટી નીકળી હતી અને તેનો ચેપ મુંબઈના રક્ષણ કરનારા સૈન્યમાં પણ ફેલાયો હતો. અંગ્રેજ સિપાઈઓ ઉંદરોની પેઠે મરકીથી મરવા લાગ્યા. કેટલાકને સુરત મોકલી દેવામાં આવ્યા. ૧૬૯૧માં મરકીએ મુંબઈની ખૂબ ખરાબી કરી. લડાઈમાં માણસો મર્યા તે કરતાં મરકીએ મોટો ભોગ લીધો. મુંબઈમાં અંગ્રેજ સૈન્ય કંઈ રહ્યું નહિ. ગવર્નરને પણ પેલી નામોશીભરેલી શરતને અંગે ત્યાંથી બોલાવી લેવાયો હતો. કોઈ અંગ્રેજ બચ્ચો મુંબઈમાં રહ્યો નહિ.

આ વખતે ગવર્નરનો ચાર્જ શેઠ રુસ્તમજી દોરાબજી પટેલને સોંપાયો હતો.

એમના પિતા શેઠ દોરાબજી નાનાભાઈ પટેલ મુંબઈમાં સને ૧૬૦૦માં આવ્યા હતા. મુંબઈમાં પહેલા પારસી તરીકે તેઓ આવ્યા હતા. એમની પહેલાં કોઈ પારસી કે ગુજરાતી મુંબઈમાં આવ્યાની હકીકત નોંધાઈ નથી. સુરતમાં શેઠ દોરાબજી પોર્ટુગીઝોના સમાગમમાં આવ્યા હતા. તેઓ એમની ફિરંગી ભાષા સારી રીતે બોલી શકતા હતા. પચીસ વરસ સુધી એમણે પ્રમાણિકપણે ફિરંગીઓની જોખમદારીભરી નોકરી બજાવી હતી. જ્યારે પોર્ટુગીઝોએ મુંબઈનો ટાપુ અંગ્રેજોને સોંપ્યો ત્યારે શેઠ

દોરાબજીની નોકરી પણ ટ્રાન્સફર થઈ હતી. એમના મરણ પછી એમની જગ્યાએ એમના પુત્ર રુસ્તમને સ્વીકારવામાં આવ્યા હતા.

મુંબઈમાં આવી ભયંકર મરકીને લીધે યુરોપિયન સૈન્ય અથવા બચાવ માટેનું સૈન્ય પણ રહ્યું નથી. કોઈ ઉપરી અધિકારી પણ નથી, મુંબઈ બેટનો કબજો મેળવી લેવો સરળ છે એમ સમજી યાકૂબખાન દિલ્હીની મંજૂરી મેળવી મુંબઈ પર ફરીને ચડી આવ્યો.

પરંતુ જે હિંમત અને કુનેહ અંગ્રેજો પોતાને ખાતર પણ ન બતાવી શક્યા તે હિંમત અને કુનેહ પ્રમાણિક નોકરી બજાવવાના ખ્યાલથી રુસ્તમે બતાવી. માછીમારો અને કોળીઓને પ્રેમથી પોતાને વશ કરી લઈ તેમને આકરામાં આકરી લશ્કરી શિસ્ત શીખવી. અનાજ અને પાણીની અગા ઘેરામાં જે તંગી સહેવી પડી હતી તેનો ખ્યાલ કરી પુષ્કળ ખાધાખોરાકી અને દારૂગોળો કિલ્લામાં એકઠો કર્યો. પોતાનો મોભો અને થાકને ભૂલી જઈને રાતદિવસ અદના મજૂરની પેઠે એણે કિલ્લાનું સમારકામ બાહોશ ઇજનેરની પેઠે કરાવ્યું અને કુશળ સેનાપતિની રીતે મોરચા તૈયાર કરાવ્યા. સિપાહીઓને પહેરવાના પોશાક નહોતા તે પણ જેમતેમ કરીને મેળવ્યા. માછીમારોની નાની નાની ટુકડીઓ પાડી નાખી એમને પૂરતી સૂચનાઓ સાથે વહેંચી દીધા.

કેળવાયેલા સૈન્યની સાથે ખુલ્લામાં લડવા ઊતરવામાં જોખમ જોઇ એણે કિલ્લાની અંદર રહી બચાવનું જ કામ કરવા માંડ્યું. ટુકડીએ ટુકડીએ ફરીને રુસ્તમ સૂચનાઓ આપતો હતો. માર્યા ગયેલાઓને સ્થાને નવા સિપાહી મુકાઈ જાય, સિપાહીઓને ખાવાનું અને સંહારસામગ્રી બરાબર પહોંચે તે માટે તે જાતે ચિંતા રાખતો. પોતે પોતાનું કામ બજાવવામાં જેમ પાછું વાળી જોતો નહોતો તેમ બીજાઓને પણ પોતપોતાનું કામ બરાબર કરવાનું જોમ આપતો હતો.

યાકૂબખાન તો હસતો હતોઃ 'બિચારો પારસી! હાથી આગળ બિલાડું ભલે થોડી રમત કરી લે.' એણે પોતાની તોપોને ધમધમાવવા માંડી. સામે રુસ્તમની તોપો જવાબ આપતી હતી.

પણ ઘણો સમય વીત્યા છતાં કિલ્લાનું લશ્કર મોળું પડતું નહોતું એ જોઇને યાકૂબખાન વિચારમાં પડ્યો. પછી તો કિલ્લાની અંદરના ઉમંગી માછીમારોને એણે પારખ્યા, ક્યાંય પણ સુસ્તી કે ગફલત જોઈ નહિ એટલે એ મૂંઝાયો. એણે ઘણી યુક્તિઓ અજમાવી પણ બધી નિષ્ફળ ગઈ. એને લાગી ગયું કે આ વખતે જીત મેળવવી મુશ્કેલ છે. થાકીને એણે ઘેરો ઉપાડી લીધો.

રુસ્તમને યશ મળ્યો. સુરતની અંગ્રેજી પેઢીને એણે હેવાલ લખ્યો. ત્યાંથી એને બદલામાં શાબાશી મળી. શાબાશીની પાછળ અંગ્રેજી લશ્કર અને નવો અંગ્રેજ ગવર્નર આવ્યો. રુસ્તમે એને બધો કબજો સોંપી દીધો. રુસ્તમને માછીમારોનો પટેલ નીમવામાં આવ્યો. એમની પાસેથી વેરો વસૂલ કરવો, એમના કજિયા પતાવી દેવા, એમનાં લગ્ન-વિવાહ વગેરે કાર્યો કરાવી આપવાં ઉપરાંત સરકારી સ્ટીમરોને માલ પહોંચાડવો તથા મુંબઈના ખટારા વગેરેની વ્યવસ્થાનું કામ એમને સોંપાયું. ગોળીઓના તે પેઢી દર પેઢી પટેલ નિમાયા. એમની પાસે સારું ધન પેદા થયું. પ્રખ્યાત પટેલ-કુટુંબના તે મૂળપુરુષ ગણાયા મુંબઈમાં કોટમાં એમના નામથી મોટો પટેલ મહોલ્લો ઓળખાતો હતો. એ બધી જમીન એમની હતી. પાછળથી વેચાઈ ગઈ હતી.

પચાસ વરસની ઉંમર સુધી રુસ્તમ નિઃસંતાન રહ્યા હતા. તેઓ બે વાર પરણ્યા હતા પણ બંને પત્નીઓ મૃત્યુ પામી હતી. હવે પરણવાનો એમનો વિચાર મુદ્દલે નહોતો. પરંતુ એક અ-સ્માતે એમના જીવનમાં મોટો ફેરફાર થઈ ગયો.

પારસીઓના અસલ વતન ઈરાન દેશમાં હજી પણ થોડાક

પારસીકુટુંબો રહે છે. ઈરાનના એક ગૃહસ્થને ચાર અતિ સુંદર પુત્રીઓ હતી. એ કન્યાઓ ઉંમરલાયક થઈ એટલે એમના સૌંદર્યથી લલચાઈને ઈરાનના મુસલમાન અધિકારીઓ એમને બળજબરીથી ઉપાડી ગયા. આથી પારસી પિતાને ઘણું ખરાબ લાગ્યું. એમણે ઈરાન આવેલા એક જર્મનને પોતાની એક પુત્રી પરણાવી દીધી અને એની જ જોડે ચોથી પુત્રી પિરોજાને હિંદમાં લાયક પારસી શોધી કાઢી પરણાવી દેવાને માટે મોકલી. જર્મન ગૃહસ્થે એ કન્યાને મુંબઈના પારસી મહાજનને સોંપી દીધી. મહાજનના આગેવાન પટે-લના ઘરમાં સર્વે પારસી ગૃહસ્થો ભેગા થયા. પિરોજાની પસંદગી આખિર રુસ્તમજી ઉપર ઊતરી. રુસ્તમે એક વખત ના પાડતાં બીજી વખત ફરી પણ એની જ પસંદગી કરી. રુસ્તમજી છેવટે એ બાઈને પરણ્યા. બાઈ બહુ સંસારી નીવડી. એનાથી રુસ્તમને ચાર પુત્રો થયા. ધન, કીર્તિ અને મોટું કુટુંબ મૂકી રુસ્તમજી ૬૬ વર્ષની ૧૮ વયે બહિશ્તનશીન થયા. મુંબઈના પહેલા પારસી શહેરી અને ધનવાનની આ જીવનલીલા.

રુસ્તમજી પટેલના પુત્ર કાવસજી પટેલ પણ મોટા ધનવાન વેપારી હતા. એમણે પણ ઘણાં સારાં કામો કરીને સારી કીર્તિ મેળવી હતી. કાવસજી પટેલ (સી. પી.) ટેંક રોડ એમના નામ પરથી હતો. મુંબઈમાં આ મોટો રસ્તો હજી મોજૂદ છે. હમણાંની મુંબઈની પાંજરાપોળની જમીન પણ એમની હતી. એમણે મોટું તળાવ ખોદાવ્યું હતું અને બીજાં પણ પુણ્યકાર્યો કર્યાં હતાં. ચાર પેઢી સુધી એમની સાહેબી ચાલી. એમનું ખાનદાન ફાલ્યું-ફૂલ્યું છે અને તેમાં ઘણા પરોપકારી વેપારી થયા છે.

# દાનવીર જાદવજી નારાણજી

કચ્છ-કાઠિયાવાડના એ મોટા વેપારી હતા. એમનાં વહાણો જંગબાર, મસ્કત અને મલબાર-કાંઠા ઉપર મોટો વેપાર ચલાવતાં હતાં. એમની પાસે ૨૦-૨૫ વહાણો હતાં. તેથી એ સાગરો ખૂંદી વળતા હતા. દેશ-પરદેશોમાં મોટા વેપારી આડતિયાઓ સાથે એમને સબંધ હતો એમની હૂંડીઓ ઠેઠ આફ્રિકા સુધી પણ સ્વીકારાતી હતી. એમની પાસે સાહસિક નાવિકો અને સાગર-ખેડુ નાખુદા હતા. મલબારથી એમનું સાગનું લાકડું આવતું હતું. જંગબાર તરફથી નાળિયેર, લવિંગ, હાથી દાંત, રોગાન આવતાં હતાં મસ્કત અને બસરાથી ખજૂર-ખારેક આવતાં હતા કચ્છ-કાઠિયાવાડનાં બંદરો ખાતે એમનાં વહાણોની પુષ્કળ આવ-જા હતી.

મૂળ જામ-ખંભાળિયાના એ રહીશ હતા એમના પિતા નારાણજી વલ્લભદાસ પણ મોટા વેપારી અને વહાણવટી હતા. રાજ્યમાં એમનું સન્માન હતું જામનગરના જામશ્રીના એ માનીતા હતા માલ ઉપરની કેટલીક જકાતો ઘટાડવા માટે જામશ્રીને એમણે અરજ કરી પરંતુ જામસાહેબે તે મંજૂર રાખી નહિ આ ઉપરાંત જામસાહેબના કારભારી સાથે એમને બનતું નહોતું. કારભારીએ જામસાહેબના કાનમાં ઝેર રેડ્યું. નારાણજીના વેપારમાં અનેક વિઘ્નો પડવા માંડ્યાં. એમનાં વહાણોને વગર ફોગટની હાડમારીઓ ભોગવવી પડતી હતી. જામસાહેબને વારંવાર અરજ કરવા છતાં કારભારી-ની ભંભેરણીથી જામસાહેબે એની ફરિયાદો ઉપર ધ્યાન આપ્યું નહિ.

નારાણજીને આથી ઘણું માઠું લાગ્યું. એમણે ખંભાળિયાનો ત્યાગ કર્યો. કચ્છમાં અંજાર શહેરમાં એમની પેઢી હતી ત્યાં એમણે કુટુંબ સાથે આવી નિવાસ કર્યો. પાછળથી જામસાહેબે ઘણાં મનામણાં કર્યાં, પરંતુ નારાણજી અક્કડ સ્વભાવના હતા. એમણે ખંભાળિયામાં ફરી પગ મૂક્યો નહિ.

નારાણજીના વેપાર અને વહાણવટાને જાદવજીએ ખૂબ વધાર્યો. દેશ-પરદેશ ખાતે આડતિયા નીમી તેઓ મોટો વેપાર કરતા હતા. જુવાનીમાં એમણે વહાણોમાં બેસીને ઘણા દેશ-દેશાવરોનો જાત-અનુભવો મેળવ્યો હતો. પોતાની દેખરેખ નીચે કચ્છ તુણા અને માંડવીમાં એઓ વહાણો બંધાવતા હતા. દેશ-દેશાવરો ખાતે જાત જાતનો માલ મોકલતા અને મંગાવતા હતા. એ સમયે સ્ટીમર કે રેલવેનો જમાનો નહોતો. રસ્તાઓ પણ નહોતા. કાચી કેડીઓ પર ગાડાંઓ અને વણજારાની પોઠોની પીઠ ઉપર વેપાર ચાલતો હતો.

જાદવજી અનાજના મોટા વેપારી હતા. તેઓ દેશપરદેશથી અનાજ મંગાવી રાખતા હતા. તે વખતે ગોડાઉનમાં માલ ભરી રાખવાની ગોઠવણ નહોતી. જમીનમાં ઊંડી ખાણો ખોદાવી તેને સફેદ માટીથી લિંપાવતા. તેમાં એક અનાજનો થર અને તેના ઉપર છાણાં બાળીને બનાવેલી રાખનો પાતળો થર આવતો. એમ ઊંડી ખાણમાં અનેક થરો લગાડી અનાજનો સંગ્રહ કરી રખાતો હતો. મોસમમાં મોટા પ્રમાણમાં અનાજસંગ્રહ કરવાની ગોઠવણ જાદવજી રાખતા હતા. સેંકડો ખાણો એઓ ભરાવી રાખતા હતા.

એ સમય ખૂબ સોંઘારતનો હતો. અનાજના દાણા રૂપિયા એકમાં એક મણ જેટલા આવતા હતા. ઘી રોકડથી બે રૂપિયે મણ મળતું હતું. ગોળ પણ સવા રૂપિયે મણ મળતો હતો. ખાંડ પરદેશથી એટલે ગયા-કાશી તરફથી આવતી હતી. શેરડીની આ ખાંડનું મૂળ હિંદ છે. ખાંડ-ગોળ એ સૌ ગૃહઉદ્યોગો હતા અને

ખૂબ સસ્તા હતા. કાપડ પણ દરેક ગામમાં સાળોમાં તૈયાર થતું હતું. ઘરે ઘરે સ્ત્રીઓ રેંટિયાથી સૂતર તૈયાર કરતી હતી. આ સૂતરમાંથી કાપડ વણાતું હતું. ગામેગામના લોકો આત્મસંતોષી હતા. લોઢું, હથિયારો, કાપડ, અનાજ વગેરે બધાં ગામો પોતાની જરૂરિયાત મુજબ પેદા કરતાં હતાં એક આખા કુટુંબનું ગુજરાન પાંચ રૂપિયામાં થતું હતું.

કચ્છ—કાઠિયાવાડ એ દ્વીપકલ્પો છે. સાગરનાં ઘૂઘવાટ કરતાં પાણી એની તરફ ફરી વળ્યાં છે. અનેક કુદરતી બંદરો એને કાંઠે કુદરતે તૈયાર કર્યાં છે. હજારો વરસ થયાં એ બંદરો ખૂબ ધમધોકાર વહાણવટાથી ભરપૂર.છે. અંગ્રેજોના આવ્યા પહેલાં હિંદની પ્રજા સંસ્કૃતિ, સાહસ, વાણિજ્ય અને સોદાગરીમાં ખૂબ ઉચ્ચ દરજ્જો ભોગવતી હતી. સાદી રહેણીકરણી, સરલ વ્યવહાર, સોંઘારત ભરેલું જીવન અને સ્વરક્ષણ માટે સૌની તૈયારીઓ એ હિંદની પ્રજાની ઉન્નતિ હતી. સ્વાલંબનથી હિંદી પ્રજા આખા જગતમાં શ્રેષ્ઠતા મેળવી ચૂકી હતી.

દરિયામાં ચારે તરફ ચાંચિયાઓનો મોટો ત્રાસ હતો. તે સમયે જમીન અને સાગર બન્ને ભયસ્થાનો હતાં. લોકો ભયના સામ્રાજ્યમાં જ બાળપણથી બુઢાપા સુધીનો સમય વિતાવતા હતા. ભય અને સાહસ એ તો એમના જીવનમાં વણાઈ ગયાં હતાં. લૂંટારુઓ, ચોરો, રાજક્રાન્તિ, બહારવટિયાનો ભય-એમ અનેક ભયોનો લોકો હસીને સામનો કરતા હતા. ભયથી ગભરાવાની ટેવ જ લોકોને નહોતી. પોતાના કુટુંબના, ગામના અને દેશના રક્ષણ માટે નીકળી પડવું એ સૌનો ધર્મ મનાતો. પોલીસ જેવું એ વખતે હતું જ નહિ. સૌ હથિયારોનો ઉપયોગ જાણતા.

જાદવજી શેઠનાં વહાણોને સાગરમાં અનેક ત્રાસ સહન કરવા પડતા હતા. નાવિકો બધી જાતના ભયો માટે તૈયાર હતા. દરેક

ખાણુ ખોલાવા માંડી. પોતાનાં વહાણોને દૂર દૂરના દેશાવરોથી અનાજ લાવવા માટે એમણે રવાના કર્યાં. બીજા વેપારીઓનાં વહાણો પણ ચાર્ટર કરીને રવાના કર્યાં. લાખો મણ અનાજ મંગાવ્યું. શહેરોમાં પેઢીઓ ખોલી સસ્તા ભાવે અનાજ વેચવા માંડ્યું. ગરીબ અને નોધારાને એક પાયલી અનાજ મફત મળે એવી વ્યવસ્થા કરી. જાદવજી શેઠ જાતે ઊભા રહી દરેક કામની વ્યવસ્થા કરતા હતા. દરેક કામ ઉપર એમની જાતિ-દેખરેખ હતી. એમના વેપારનો અને વહાણવટાનો પ્રવાહ લોકોને દુકાળમાંથી બચાવવા તરફ વળ્યો હતો. જાદવજી અને એમના છોકરા લોકોની હારો કરાવીને અનાજ વહેંચતા હતા.

જે નાણાં આપી શકે તેમને માટે જુદી દુકાનો રાખી હતી. ઓછાં નાણાં આપે તેમના માટે ય જુદી દુકાનો હતી. જે બિલકુલ નાણાં આપી ન શકે તેમને માટે ગામ બહારની વિશાળ વાડીમાં મોટી જગ્યામાં સગવડ કરી હતી સ્ત્રીઓ અને બાળકો માટે જુદી સગવડો હતી દરરોજ મોટા જથ્થામાં અનાજ અપાઈ જતું. શેઠના મહેતાઓ અને ગામના પરગજુ માણસોના સહકારથી દુકાળના સંકટને નિવારવામાં એમને સફળતા મળી. ચારે તરફથી હજારો લોકો દરરોજ શેઠની ઉદારતાનો લાભ લેતા હતા.

બીજે વરસે ચોમાસુ સારુ નીવડ્યુ. સૂકાં ખેતરો પાછાં અનાજના છોડવાથી નીલાં નીલાં થઈ ગયાં. દુકાળનું મોઢું કાળું થયુ લોકોનાં મોઢાં ફરી હસતાં થયાં. લોકો દુકાળની આફત ભૂલવા લાગ્યા. હજારો માણસોએ જાદવજી શેઠને અંતઃકરણપૂર્વક આશીર્વાદ આપ્યા. એમની કીર્તિ દેશ-પરદેશમાં ફેલાઈ. શેઠના હૃદયને પણ મોટો સંતોષ થયો. આમાં લાખો કોરી ખર્ચાઈ હતી પણ તે સંતોષકારક રીતે ખર્ચાઈ હતી.

કચ્છના રાવશ્રી ગોડજી છડી સવારીએ અંજાર પધાર્યા.

એમણે એક મોટી સભા ભરી. કૈવતના મોટા શેઠિયાઓ, અધિકારીઓ અને આગાતો આવ્યા. મહારાવશ્રીએ જાદવજી શેઠના સન્માન માટે આ દરબાર ભર્યો હતો. મહારાવશ્રીએ જાદવજી શેઠની ઉદારતાના મુક્તકંઠે વખાણ કર્યાં. એમને શાલ–દુશાલા અને પાઘડીની ભેટ આપી. મહારાવશ્રીએ શહેર બહારની મોટી વાડી જાદવજીને વંશપરંપરા માટે કોઈ પણ મહેસૂલ વગર પસાયતા આપવાનો દસ્તાવેજ આપ્યો. રાજ્યમાં ગામઠી નિશાળોમાં કાગળ અને ખતો વિદ્યાર્થીઓને શીખરવામાં આવતા તેમાં શેઠ જાદવજી નારાણજીનું નામ દાખલ કરવા સૂચવ્યું. જાદવજીના વંશજોના હાથમાં હજી એ વાડી છે. ગામઠી નિશાળોમાં જાદવજી નારાણજીનું નામ કાગળ અને ખતોમાં હજી વિદ્યાર્થીઓ લખે છે.

*

મહારાવશ્રી ગોડજીના કુમાર રાયધણજી વિચિત્ર સ્વભાવના હતા. બાળપણથી જ કુંઠાદાર સ્વભાવના હોવાથી પિતા અને રાજાની આજ્ઞા માનતા ન હતા. યુવરાજ કુમાર રાયધણજીએ ક્રોધને વશ થઈ કોઈ ગંભીર ગુનો બાળપણમાં જ કરી નાખ્યો. મહારાવશ્રી ગોડજીના હૃદય ઉપર આથી સખત આઘાત થયો. કુમારને એમણે ભૂજમાંથી કાઢી મૂક્યા. રાજકુમારે પશ્ચાત્તાપ કર્યો નહિ. પિતાની માફી માગી નહિ. ઊલટા અમર્યાદ જવાબો આપ્યા. રાજકુમારને અંજાર મોકલવામાં આવ્યા. અંજારમાં અજયપાળનું મંદિર છે. એકાંતવાસમાં રાજકુમારને રાખ્યા. આસપાસ આરબોની સખત ચોકી રાખી. રાજકુમાર જ્યાં સુધી પશ્ચાત્તાપ કરીને રાવશ્રીની માફી માગે નહિ ત્યાં સુધી એમને ખાવાનું ન મોકલવું એવી રાજાની આજ્ઞા થઈ. પ્રજાની વચ્ચે ઢોલ પિટાવી સાફ પડાવી કુમાર રાયધણજી સાથે વાતચીત કે મેળાપ નહિ કરવા અને ખાવાનું પણ નહિ મોકલવા જણાવવામાં આવ્યું. જો કોઈ એનો ભંગ કરશે તો તેને સખત સજા થવાની ઘોષણા પણ થઈ.

જાદવજી શેઠને સાત પુત્રો હતા. મોટો પરિવાર અને અમીરાત ભરેલું એમનું જીવન હતું. જાદવજી શેઠનો ત્રીજો પુત્ર આણંદજી હતો. આણંદજી પણ માથાભારે, મનસ્વી અને સ્વેચ્છાચારી હતો. એણે સવારમાં પોતાને મળતાં દહીં, બાજરાનો રોટલો અને કેરડાંના અથાણાની શિરામણી ખાધી નહિ પણ છુપાવી રાખી. અંધારું થતાં જ તે અજયપાળના મંદિરના જંગલમાં ગયો. મંદિરની એક બાજુએ આંબલીનું મોટું ઝાડ હતું. તેની છાયા મંદિર ઉપર પડતી હતી. મધરાત સુધી આણંદજી એ જંગલમાં છુપાઈ રહ્યો. મધરાત પછી આણંદજી એ વૃક્ષ ઉપર ચડી ગયો. એની ડાળીઓ મંદિર ઉપર પડતી હતી. મંદિરના નીચેના ભાગમાં આરબો નિરાંતે ઊંઘતા હતા. મંદિરના ઉપરના ભાગમાં એકલા કુમાર રાયધણજી ઓટલા ઉપર બેઠા હતા. કોઈની સાથે વાતચીત નહિ. ત્રણ દિવસ થયાં મોઢામાં કોળિયો નાખ્યો નહોતો. બાળક છતાં દઢાગ્રહી હોવાથી નમવાનો અને માફી માગવાનો એમનો વિચાર નહોતો. ભૂખને લીધે સૂકેલા મોઢાવાળા કુમાર અર્ધરાત્રિ થયા છતાં નિદ્રા ન આવવાથી નિરાશ મોઢે બહાર ઓટલા ઉપર બેઠા હતા.

ઝાડની ઉપર કંઈક અવાજ થયો. કુમારે એ તરફ લક્ષ આપ્યું નહિ. ધીમે ધીમે ઉપરથી એક દોરડી નીચે ઊતરવા માંડી. કુમારના મોંઢા પાસે ધીમેથી એક બંધ દાબડો સહેજ અવાજ સાથે આવીને પડ્યો. કુમારે ચોંકીને ઉપર જોયું. ચંદ્રમાના અજવાળામાં કોઈ છોકરાએ ઉપરથી દોરી નમાવીને દાબડો મૂક્યો હતો. કુમારે તરત એ દાબડો લઈ લીધો. ઉઘાડીને જોતાં અંદર દહીં, બાજરાનો રોટલો અને કેરડાંનું અથાણું જોવામાં આવ્યાં. ભૂખ્યો કુમાર ખૂબ પ્રસન્નતાથી એ ખાઈ ગયો.

ત્રણ દિવસ સુધી એ રીતે કુમારને ખાવાનું મળ્યું. ચોથે દિવસે એક આરબને સહેજ ખાંસી આવતી એટલે રાત્રે નિદ્રા આવી

નહિ. પથારીમાં ખાંસતો એ બેઠો હતો. એણે દોરી અને દાબડાને જોયાં. બીજા આરબોને જગાડીને એણે આણંદજીને પકડ્યો ને તેને ભૂજ મોકલી દીધો.

વૃદ્ધ જાદવજી છોકરાને છોડાવવા રાવશ્રીની હજૂરમાં ગયા. રાવશ્રી વૃદ્ધને 'કાકા'ના નામથી બોલાવતા હતા. કાકાને સંબોધી રાવશ્રીએ પુષ્કળ ઠપકો આપ્યો. જાદવજી માથું નીચું કરી સાંભળી રહ્યા. પોતાના છોકરાને વશમાં નહિ રાખવા માટે રાવશ્રીએ વૃદ્ધને બે શબ્દો કહ્યા.

ધીમા શાંત અને મૃદુ અવાજે વૃદ્ધ માથું નીચું કરી બોલ્યાઃ 'બાવા ! આપ નામદારને એક જ કુમાર છે. સેંકડો દાસ–દાસીઓ અને ખિદમતગારો હોવા છતાં કુમાર રાજ–આજ્ઞા માનતા નથી. જો બધાં સાધનો છતાં એકના એક કુમાર કબજામાં રહી શકતા નથી, તો પછી સાધનો વગરનો અને બુઢ્ઢો–નબળો બાપ સાત સાત છોકરાઓને કબજામાં કેમ રાખી શકે ! બુઢ્ઢો બાપ સાત છોકરાઓની ચોકી કરવા રાતદિવસ કયાં જાગે ! '

રાવશ્રીએ આણંદજીને છોડી દીધો. રાવશ્રી રાયધણજી ગાદી પર આવ્યા ત્યારે એમણે આણંદજીને અંજારનો કારભારી બનાવ્યો.

# જગતશેઠ માણેકચંદ

ઉનાળાનો ધીકધીકતો અગ્નિ જેવો તડકો પ્રવાસીઓને ભરખી જતો હતો. ચારે તરફ ગરમાગરમ લૂના પ્રવાહ ઉપર પ્રવાહો શરીર અને મનને કરમાવી નાખતા હતા.

એવે સમયે એક પ્રવાસી મારવાડના રણને પસાર કરી રહ્યો હતો. તાપથી તેનું મોઢું સુકાઈ ગયું હતું. ઝીણી ઝીણી ગરમ રેતી તેના શરીર પર ભાલાંની જેમ લાગતી હતી. કંઠ પાણી વગર સુકાતો હતો. શરીરે સહેજ શામળો પણ પ્રભાવશાળી યુવાન પુરુષ તાપ, લૂ અને રેતીથી અતિ કષ્ટાતો જેમતેમ માર્ગ કાપી રહ્યો હતો. નાગોરગઢ મૂક્યું હતું ત્યારથી શરીરને વિસામો નહોતો. ક્ષુધાની તૃપ્તિ થઈ નહોતી. તૃષાથી પ્રાણ કંઠે આવ્યા હતા. એનાં ચીંથરેહાલ થીગડાંવાળાં વસ્ત્રો, ફાટેલાં કાંટારખાં, એની દીન મુદ્રા અને સરસામાનનો અભાવ એની ગરીબાઈ સૂચવતાં હતાં.

રણના કંઈ વૃક્ષો વચ્ચે એક નાની ઝૂંપડી જોવામાં આવી. આશાથી ઉત્સાહિત થઈ એ ઝૂંપડીમાં આવ્યો. એક ખાટ ઉપર એક વૃદ્ધ સાધુ સૂતો હતો. પાસે એનો ચીપિયો અને કમંડલ પડ્યાં હતાં. સાધુના શ્વાસોચ્છ્વાસ ચાલતા હતા. એના દીવાનું તેલ ખૂટ્યું હતું. પોતાના કિરતારને જવાબ આપવા માટે પ્રવાસ કરવાની તે તૈયારી કરતો હોય એમ જણાતું હતું. આગંતુકને એણે ધ્યાનપૂર્વક જોયો, પછી પોતાના મોઢા તરફ આંગળી કરી પાણીના

કુંજા તરફ દૃષ્ટિ કરી. અસહાય સાધુને આગંતુકે પાણી પાયું. પોતે પણ થોડું પાણી પીધું. થાકેલો છતાં સાધુની સેવા કરવા એણે ઇચ્છા બતાવી. સાધુએ એક પાત્ર તરફ આંગળી કરી. તે લઈ આંગતુકે સાધુના શરીરે ચોળ્યું. તેનાથી થોડી સ્ફૂર્તિ તો આવી પરંતુ વાચા આવી નહિ. મધરાત થતાં સાધુનો શ્વાસ વધ્યો. સાધુએ ચૂલાના ખૂણા તરફ આંગળી બતાવી ત્યાં ખોદવા ઇશારત કરી પ્રાણ મૂક્યો.

રેતીમાં ઊંડો ખાડો ખોદી આગંતુકે સાધુને દફનાવ્યો. પછી ઝૂંપડીમાંથી કોદાળી લઈને ચૂલાના ખૂણામાં એણે ખોદ્યું. ત્રણ ફૂટ ઊંડું ખોદતાં એક લાકડાનું પૂતળું મળી આવ્યું. દક્ષિણાભિમુખે તે ઊભું હતું. એની આંગળી પશ્ચિમ તરફ ચીંધાયલી હતી. તેના હાથની હથેળીમાં ત્રીસનો આંકડો લખેલો હતો. આગંતુક વિચારમાં પડ્યો. એણે એ પૂતળાની પશ્ચિમ તરફ ૩૦ ગજ માપીને જોયું તો એક મોટું ઝાડ દેખાયું. એણે ત્યાં પરમાત્માનું નામ લઈ ખોદવા માંડ્યું. ત્રણ ગજ નીચે ખોદતાં એક પિત્તળની પેટી સાથે તેની કોદાળી અથડાઈ. એણે તે પેટીને બહાર કાઢી અને તેને ઝૂંપડીમાં લઈ ગયો. એ પેટીને ખોલતાં અંદરથી સુવર્ણના દાગીના મળ્યા. આનંદમાં આવી જઈ તેણે પેટીને સંભાળપૂર્વક બંધ કરી. પેટી સાથે લઈ તેણે આગળ પ્રવાસ શરૂ કર્યો.

એણે બંગાળની રાજધાની ઢાકામાં જઈ એક નાની દુકાન માંડી ધંધો શરૂ કર્યો.

હીરાનંદે નાગોરગઢમાં ૨૫ વર્ષ ગાળ્યાં હતાં. અનેક શેઠ બદલાવ્યા પરંતુ દારિદ્રયે એનો કેડો મૂક્યો નહિ. ચંચળ લક્ષ્મીની મીઠી નજર એના ઉપર થઈ નહિ. શેઠ પૂરું કામ કરાવે પણ પગાર પૂરો આપે નહિ. કુટુંબનું પોષણ નાના પગારમાંથી થાય નહિ. એ ઉત્સાહી હતો. એનાં સ્વપ્નાં મોટાં હતાં. એણે નાગોરના

વસવાટમાં ઉન્નતિ જોઈ નહિ. એ દોરી-લોટા લઈ પંથે પડ્યો ને ઢાકામાં આવી એણે નાની દુકાન કાઢી. સમય કઠિન હતો. જરા ભભકો કે મોટો વેપાર જુએ તો મુસ્લિમ અધિકારીઓની શુક-દૃષ્ટિ એના ઉપર પડે. હીરાનંદ સમયને ઓળખતો હતો. મોટાઈ મેળવવી સહેલી છે પણ સાચવવી કઠણ છે તે વાત તે દીવા જેવી સમજતો હતો. એણે ધીમે ધીમે વેપાર વધાર્યો. અધિકારી-ઓનાં પગથિયાં પણ ઘસવા માંડ્યાં. મૂડી, સાહસ, ગણતરી, બુદ્ધિ અને સમય પ્રમાણે વર્તવાની તાલીમ એની પાસે હતી. આવા ભયંકર સમયમાં અક્કલવાળાઓ જ આગળ વધી શકે છે. હીરાનંદ બુદ્ધિમાન હતો. અધિકારીઓને સંતોષી તેમને પોતાની મૂઠીમાં લઈ એણે મોટા વેપાર કરવા માંડ્યા. હજારમાંથી લાખ, લાખમાંથી દસ લાખ-એમ એની મૂડી વધવા માંડી. ભૂખડી-બારસ હીરાનંદ હવે ખૂબ ધનવાન આગેવાન વેપારી અને અધિ-કારીઓનો માનીતો થયો હતો.

એ વખતે પ્રાંતોની વેપાર-જગાતોના ઇજારા અપાતા હતા. હીરાનંદે એમાંથી અઢળક લક્ષ્મી પેદા કરી લીધી. એના લાગવગ અને મોભો બન્ને ખૂબ વધી ગયાં. બંગાળના સૂબાએ એને પોતાનો ખજાનચી નીમ્યો. આખા પ્રાંતની પેદાશ એને ત્યાં ભરાય, તેમાંથી ખર્ચ પેટે ઉપાડ થાય. બાકી દિલ્હીની હૂંડી હીરાનંદ લખી આપે. એ સમયે હૂંડીપત્રનો વિશેષ પ્રચાર હતો. રોકડ નાણું લૂંટાઈ જવાનો ભય હોવાથી હૂંડીપત્રીનું કામ વેપારી-ઓ વચ્ચે વિશાળ પાયે ચાલતું હતું. હીરાનંદે પોતાના એક પુત્રને દિલ્હી મોકલીને ત્યાં પેઢી ખોલાવી હતી.

હીરાનંદની ઉન્નતિ દિનપ્રતિદિન થતી જતી હતી. એના મોટા પુત્ર માણેકચંદે દિલ્હીમાં શાહી દરબારમાં પગપેસારો કર્યો હતો. ઔરંગઝેબ બાદશાહને એણે ત્રણ લાખ રૂપિયા ધીર્યા હતા. હવે

એ શાહી શાહુકાર બન્યો હતો. એને ત્યાં મોટી હવેલી, ગાડી, ઘોડા, વાહનો અને ચોકી માટે ખાનગી સેનાના બસો સિપાહીઓ રહેવા માંડ્યા. પાલખીમાં બેસી હીરાનંદ સૂબાને મળવા જાય, પાછળ પોતાના ખાનગી ખાતાના પચાસ હથિયારબંધ ઘોડેસવારો હોય. એનો વૈભવ રાજ્યદરબાર જેવો થઈ પડયો.

હીરાનંદ પછી આ ધનસમૃદ્ધિ અને મોભાના વારસ માણેકચંદ થયા. એ પિતા કરતાં પણ વધારે વિચક્ષણ હતા. એના પાસા પોબાર પડવા માંડ્યા. સુલતાન મુઆઝિમ બહાદુરશાહને મદદ કરી એણે નાણું અણીને વખતે ધીર્યાં. એને ઢાકાની નગરશેઠાઈ અને છત્ર–ચામરનું માન મળ્યું. બાદશાહી ખજાનો રાખવા, સાચવવા અને ધીરધાર કરવાનો જન્મસિદ્ધ હક એને મળ્યો.

ફરૂખસિયર બાદશાહ સૈયદભાઈઓના હાથમાં રમકડું હતો. સૈયદભાઈઓએ એને જહાંગીરશાહ બાદશાહનું ખૂન કરીને દિલ્હીની ગાદીએ બેસાડયો હતો. ફરૂખસિયરને સ્વતંત્રતા જોઈતી હતી. માણેકચંદ શેઠે તે મેળવી આપવા ખૂબ ધન ખર્ચ્યું. સૈયદભાઈઓ હાર્યા, મરાયા અને ફરૂખસિયર બાદશાહ થયો. માણેકચંદ એની મૂઠનો ખાસ બન્યો. એને જગતશેઠની પદવી મળી. હાથી ઉપર સવારી, મોતીની પાદશાહને પહેરવાની માળા અને નગારાં, છત્રચામર સાથે મળ્યાં. દિલ્હીનું વાતાવરણ માણેકચંદ જગતશેઠને પસંદ આવ્યું નહિ. તે ઢાકા જઈને રહ્યા. બંગાળની મહેસૂલનો વહીવટ એઓ કરવા લાગ્યા. જગતશેઠની સમૃદ્ધિ અતિ મહાન હતી. શેર મુતખ્ખરીન નામના ફારસી ઇતિહાસકારે તે નીચે મુજબ વર્ણવી છે.

જગતશેઠની પાસે દોલત તો એટલી બધી હતી કે આખા હિંદુસ્તાનમાં ઉત્તર કે દક્ષિણમાં તેમની જોડીનો શાહુકાર શોધ્યો પણ ન જડે. બંગાળના બધા જ શાહુકારો કાં તો તેમના આડતિયા અથવા તો તેમના સગાઓ હતા. મરાઠાઓના હલ્લા વખતે

મીર હબીબ એકલો જગતશેઠના ઘરમાંથી બે કરોડ રોકડા સિક્કા ઉઠાવી ગયો. આટલી મોટી રકમ લૂંટાવા છતાં જગતશેઠ અને તેમના ભાઈને મન તો જાણે ઘાસનાં બે તરણાં ગયાં હોય એમ લાગ્યું. આ મોટી લૂંટની પછી પણ અગાઉની પેઠે તેઓ દિલ્હીની સરકારને માત્ર દર્શનની હૂંડીથી એક જ વખતે એકી સાથે જ એક કરોડ રૂપિયા ભરી શકતા હતા. એમના વૈભવની વાત હાલના જમાનામાં પણ અતિશયોક્તિ ભરેલી લાગે. જગતશેઠના મુનીમો પણ મોટા વૈભવ ધરાવી જમીનદારો બન્યા હતા.

ઔરંગઝેબની રાજ્યનીતિથી મોગલ શહેનશાહત નબળી બની ગઈ હતી. નબળા પાદશાહોને ખટપટી લોકો રમકડાંની પેઠે રમાડી વારંવાર પદભ્રષ્ટ કરતા હતા. સૂબાઓ સ્વતંત્ર થવાને માટે મથી રહ્યા હતા. પાદશાહની સત્તા નબળી પડી ગઈ હતી. ચારે તરફ અવ્યવસ્થા ફેલાઈ ગઈ હતી. બંગાળમાં એ સમયે અઝીમુશાન નવાબ હતો. પરંતુ શાહી સૂબા મુરશિદકુલીખાંએ કુલ સત્તા પોતાની મુઠ્ઠીમાં સૈન્યના બળથી સાચવી રાખી હતી, મુરશિદ-કુલીખાં બહુ ચતુર અને શૌર્યવાન પુરુષ હતો. તેનું પરાક્રમ અને કર્તવ્યબુદ્ધિ જોઈ ઔરંગઝેબે એને બંગાળનો સૂબો બનાવ્યો હતો. નવાબ અને સૂબા વચ્ચે કુસંપ હતો. કોઈ વ્યક્તિ સત્તાવાન ન બની જાય તે માટે ઔરંગઝેબ આવી ભેદનીતિને ઉત્તેજન આપતો. એના વંશજો પણ એ નીતિને અનુસરતા. માણેકચંદ જગતશેઠ અને મુરશિદકુલીખાં વચ્ચે ગાઢ મૈત્રી હતી. "આ નવાબ માત્ર નામનો જ છે છતાં પ્રજા ઉપર કેટલો જુલમ કરે છે ! મારાથી તો હવે આ સહેવાતું નથી. મારા હાથમાં ચળ આવે છે." મુરશિદ-કુલીખાંએ હુક્કો પીતાં પીતાં ઉદ્ગાર કાઢ્યા.

"પરંતુ એ સારી રાજનીતિ છે? પરિણામ વિચાર્યું છે? નવાબને કાઢશો તો પાદશાહની ખફગી થશે. નવાબના સૈનિકો

લાગિયાપાગિયા દુશ્મની કરશે. મરાઠાઓનો ભોજ ક્યાં ઓછો છે? બધેથી તકલીફોનો રાફડો ફાટશે." માણેકચંદ વિચારીને બોલ્યા.

"ત્યારે કરવું શું? આ નવાબનો જુલમ મૂંગે મોંએ સહન કરી જોયા કરવું? ઢાકા ઉજ્જડ થતું ચાલ્યું છે. જુલમી રાજ્યમાં કોણ ઊભું રહે? યુક્તિથી કામ લો." મુરશિદકુલીખાંએ પૂછ્યું.

"પહેલાં આ જૂની રાજધાનીનો મોહ મૂકો. નવી રાજધાની વસાવો. ઢાકાનાં ખંડેરોમાં ભલે નવાબ સજા કરે. સૈન્ય અને વેપાર નવી રાજધાનીમાં વસાવો. આ ઢાકાનો નવાબ સત્તા, વેપાર અને સૈન્ય વિના પોતે ગળી નાખશે થશે." માણેકચંદે સલાહ આપી.

"નવી રાજધાની વસાવવા માટે ધન જોઈએ, દિલ્હીની સંમતિ જોઈએ. એ બધું મારી પાસે ક્યાં છે? વેપાર નવી રાજધાનીમાં કોણ લાવે? એ બધું અસંભવિત છે."

"કાંઈ જ અસંભવિત નથી. ધન માટે તમારે ચિંતા કરવી જ નહિ. દિલ્હીથી પાદશાહ સલામતની પરવાનગી પણ હું મેળવી આપીશ. બંગાળનો વેપાર મારા ઇશારાથી નવી રાજધાનીમાં આવશે. એક પથ્થરે અનેક પક્ષીઓ મરશે. કેમ, તમોને ઠીક લાગે છે ને?"

'જો તમો સાથે લેતા હો તો હું તૈયાર છું. જો ટાઢે પાણીએ ખસ જતી હોય તો ગરમ પાણી કરવાની કડાકૂટમાં કોણ પડે! ભલે, તમો જે કરો તે મારે સ્વીકાર્ય છે."

ગંગાને તીરે નવું શહેર મુરશિદાબાદ વસ્યું. માણેકચંદ શેઠે દિલ્હીથી પરવાનગી મંગાવી આપી. પાદશાહને દસ લાખ રૂપિયા ભેટ આપવાથી આ બધું થઈ શક્યું. માણેકચંદ શેઠે એક કરોડ રૂપિયા આ નવી રાજધાની વસાવવા ધીર્યા. એમના ઇશારાથી બંગાળનો વેપાર મુરશિદાબાદમાં વધ્યો. એમણે પોતાની કોઠી મુરશિદાબાદમાં બાંધી પોતાને માટે મોટું મંદિર લાખોના ખર્ચે

તૈયાર કરાવ્યું. પોતાની ટંકશાળ બાંધી. આખા બંગાળ માટે સિક્કા પાડવાનો હક્ક માત્ર જગતશેઠનો જ હતો. સરકારી ખજાનો પણ એમને ત્યાં રહેતો હતો. બંગાળનું આખું સરકારી, વ્યાપારિક અને આર્થિક તંત્ર એઓ જ ચલાવતા હતા.

પાદશાહ ફરૂખસિયર એક વર્ષ થયા ગાદી ઉપર આવ્યા હતા. એમના હાથમાં નિરંકુશ સત્તા આવી હતી. આજે યુવાન ખૂબસૂરત મદભરેલ નયનોવાળી રાજપૂત રાજકન્યા સાથે એમના નિકાહ થવાના હતા. પાદશાહ સલામત ઓચિંતા એકદમ બીમાર બની ગયા. હકીમો–વૈદ્યોની ચિકિત્સા અને દવાદારૂથી જરા પણ ફાયદો થયો નહિ. અતિ મોજશોખ અને ભોગવિલાસથી જે રોગ સમૃદ્ધિશાળી સત્તાધારી પુરુષોને થાય છે તે રોગ પાદશાહ સલામતને લાગુ પડયો હતો. પીડા અને દર્દથી ગ્રસ્ત થયેલા પાદશાહ શય્યામાં પડ્યા પડ્યા ચિત્કાર કરતા હતા. સૌને આ જીવલેણ માંદગી માટે સાશંક ભય હતો. મોટા પ્રધાન ફરૂખ-ઉલ-મુલ્કે કોઈ પરદેશી સાથે પ્રવેશ કર્યો.

"કોણ છે આ ?" બાદશાહની આંખોએ પૂછ્યું.

"જહાંપનાહ! આ હેમિલ્ટન કરીને ફિરંગી હકીમ છે. એની દવા કરવાની મારી અરજ છે." હાથ જોડી વડા પ્રધાને ડૉક્ટરને ઓળખાવ્યો.

"એના માટે કોણ જવાબદાર છે?" બાદશાહી હકીમે સવાલ કર્યો.

"હું જવાબદાર છું. મેં એમની દવાના અને સૌજન્યના ફાયદા મેળવ્યા છે." વડા પ્રધાને અરજ કરી.

"અમો પણ એના ઋણી છીએ." સૈન્યના ત્રણ મોટા સેનાધ્યક્ષોએ સાક્ષી આપી.

પાદશાહે માથું હલાવી સંમતિ આપી. બાદશાહી હકીમનો વિરોધ નિષ્ફળ ગયો. ડૉક્ટર હેમિલ્ટનની દવા શરૂ થઈ. પહેલે જ દિવસે ચાર આની ફાયદો થયો. આઠ દિવસમાં તો બાદશાહ હરતાફરતા થઈ ગયા.

"હકીમ હેમિલ્ટન! માગો, માગો. જે માગો તે આપીશ." ભરદરબારમાં બાદશાહે અમીદૃષ્ટિથી ડૉક્ટર તરફ જોઈને કહ્યું. ડૉક્ટર વિચાર કરીને જ આવ્યો હતો. એના દારિદ્રયનો નાશ થઈ જાય તેમ હતું. ધન, સમૃદ્ધિ, અધિકાર, દાસ-દાસીઓ, મહેલ-જમે તે મળે તેમ હતું. ડૉક્ટરે પોતાના માટે કંઈ જ માગ્યું નહિ. એણે અસાધારણ દીર્ઘદૃષ્ટિ વાપરી: "આપ નામદારનું વચન મારા ઉપર છે. મારે એક જ વચન માગવાનું છે. બંગાળમાં ગંગાના કિનાર ઉપર કાસીકતા ગામની આસપાસનાં ચાલીસ પરગણાં મારા જાતભાઈઓ અંગ્રેજોને મળે એવી આજ્ઞા આપો." ઉપકારવશ બાદશાહે વગર વિચાર્યે એ ચાલીસ પરગણાં અંગ્રેજોને સોંપવાનો ખરીતો કરી આપવા આજ્ઞા આપી. અંગ્રેજોનો હિંદમાં રાજ્યસત્તા સ્થાપવાનો મૂળભૂત પાયો નંખાયો. આખા બંગાળના જમીનદારો, રાજદ્વારીઓ અને બાદશાહી સૂબાએ જ નો વિરોધ કર્યો અને સૂબાએ અંગ્રેજોને દાદ આપી નહિ.

અંગ્રેજોએ બાદશાહના ચરણે ફરી વિનતિ કરી. બાદશાહ ક્રોધથી ભભૂકી ઊઠ્યો. એણે ફરમાન કઢાવ્યું: મુરશિદકુલીખાને પદભ્રષ્ટ કરવામાં આવે છે. જગતશેઠ માણેકચંદને સૂબા તરીકે નીમ્યા. નવી આજ્ઞાનો અમલ કરાવવા તાકીદ કરવાની આજ્ઞા કરી. માણેકચંદ જગતશેઠ મુત્સદ્દી પુરુષ હતો. મુરશિદકુલીખાં લાયક સૂબો હતો. બંગાળનો બંદોબસ્ત એ બરાબર જાળવતો હતો. કોઈ પણ સૈન્યનો વિશ્વાસ ન ધરાવનાર અસૈનિક વ્યક્તિ સૂબાગીરી ચલાવી

ન શકે એ તો દીવા જેવી ચોખ્ખી વાત હતી. શેઠ પરબારા મુરશિદકુલીખાંને મહેલ ગયા.

"ભલે પધાર્યા નવા સૂબા સાહેબ, ક્યારે ચાર્જ લો છો! બંદા ચાર્જ આપવા તૈયાર છે. પરંતુ પરદેશી ભૂખ્યાં ગીધડાંઓને દાખલ કરી જન્મોજન્મ કાળી ટીલી લેવા તૈયાર નથી."

"આમ દુઃખ શું કરો છો, મુરશિદકુલીખાં! તમારી ઉપર-વટ થઈને હું આવું? મારું કુળ અને મૈત્રી લાજી મરે ને! હું સૂબાગીરીની વાંચ્છના રાખતો નથી."

"ત્યારે શું કરશો! બાદશાહી ફરમાનની અવગણના કરશો!"

"અરે, સાપ પણ ન મરે ને લાકડી પણ ન ભાગે એવો વચલો માર્ગ કાઢીયુ અગ્રેજોનો ગવર્નર મને કાલે મળવા આવ્યો હતો. મે એને સમજાવ્યો છે કે દેશના સર્વે સમર્થ પુરુષો અને ડચ-વલંદા, ફ્રેંચ વેપારીઓનો સર્વેનો વિરોધ વહોરીને તમો આ પરગણાં કેમ સાચવી શકશો! એ સાચવવા માટે તમોને પાંચ-સાત હજારનું સૈન્ય જોઇશે, વરસે એકથી દોઢ લાખની પેદાશવાળાં પરગણાં સાચવવા માટે દર વરસે ૧૦થી ૧૫ લાખ રૂપિયાનુ ખર્ચ કરવા તૈયાર છો? એ વેપારી બચ્ચો તુરત સમજી ગયો મે તેને એ પરગણાંઓમાં વગર જકાતે માલ આવવા દેવાની અને ખરીદવાની છૂટ આપી છે. અને વધુમાં કહ્યુ છે કે કાલીકત્તા બંદરનો વહીવટ પણ તમોને સોંપશુ. ગવર્નર તો આ વાતથી રાજી રાજી થઈ ગયો. એણે મને લેખિત સમતિ પણ આપી છે"

"પણ દિલ્હીનું શુ? બાદશાહ માનશે?"

"જો મિયાબીબી રાજી તો ક્યા કરે મિયાં કાજી! હું સૂબા-ગીરી સ્વીકારી મારા વતી તમોને સૂબા નીમીશ દિલ્હીનુ ફરમાન અમલમાં આણ્યું એમ બહારથી સમજાશે અગ્રેજોનુ સમતિપત્ર

પણ મોકલીશ. બાદશાહને ભેટ ધરવા રૂપિયા દસ લાખ પણ મોકલીશ. કેમ, હવે ઠીક ગોઠવણ છે ને ! મેં બાદશાહને મોકલવાના પત્રમાં તમારાં ભારે વખાણ કર્યાં છે, તે વાંચી મોકલાવી આપો."

મુરશિદકુલીખાં રુક્કો વાંચી જગતશેઠની બેઠી પડ્યો. એની આંખમાંથી આનંદ અને ઉપકારવશતાનાં આંસુઓની ધારા વહી રહી. મુરશિદકુલીખાં અને જગતશેઠની જોડીએ પંદર–વીસ વરસ સુધી વરતીને સુખ આપ્યું. બન્નેએ થોડા થોડા અંતરમાં સમય પૂરો થયે જગતમાંથી રજા લીધી.

# મથરાપંથી મથુરાદાસ લવજી

"ભાઈઓ, આ વલ્લભી-સંપ્રદાયના મહારાજો ધર્મના નામે ઘણાં ધતિંગો ચલાવે છે. તેઓ પોતાની પુત્રીઓ જેવી સેવિકાઓ સાથે વ્યભિચાર કરી ધર્મને બહાને ખૂબ અનાચાર ફેલાવે છે એમની સેવિકાઓ મહારાજોને સાક્ષાત શ્રીકૃષ્ણ પરમાત્મા તરીકે માને છે. મહારાજો પોતાની સેવિકાઓ સાથે શ્રીકૃષ્ણનો વેશ લઈને રાસ રમીને વસ્ત્રહરણ જેવી લીલાઓ કરે છે. આપણા મંડળ તરફથી આ ધતિંગ સામે મોટી જેહાદ ચલાવવાની જરૂર છે." મથુરાદાસે કહ્યું. "હું તનમનધનથી મદદ કરવા તૈયાર છું." ડૉ. ભાઉદાજીએ તત્પરતા બતાવી. "મારી પણ તત્પરતા છે." શેઠ લખમીદાસ ખીમજીએ સંમતિ આપી. "હું તો તૈયાર જ છું." શેઠ નાનાભાઈ રાણીનાએ કહ્યું. "આવા યજ્ઞમાં હું તો જરૂર અગ્રયું થઈશ." કવિ નર્મદાશંકરે પોકાર્યું. "આપ મદદ કરો તો હું 'સત્યપ્રકાશ' પત્ર કાઢી આપણા સુધારાનો ઝંડો ઊંચો કરું, પણ મને આર્થિક અને સાહિત્ય-સંબંધી પૂરી મદદ મળવી જોઈએ. હું તો સાધન વગરનો છું." ૩૨ વરસના યુવાન કરશનદાસ મૂળજીએ કહ્યું.

"બેફિકર રહો. હું તમને પુષ્ટિમાર્ગનું સંપૂર્ણ સાહિત્ય આપીશ. મારો અભ્યાસ ઊંડો છે. આર્થિક મદદનો ભાર પણ મારા ઉપર. લેખો કવિ લખી આપશે. હું પણ લખીશ." મથુરાદાસે જાહેર કર્યું.

શ્રી. કરશનદાસ મૂળજીએ 'સત્યપ્રકાશ' સંવત ૧૯૧૧ના શ્રાવણ વદ તેરશે ચાલુ કર્યું, હિંદુ બુદ્ધિવર્ધક સભાના સભ્યોએ

ખૂબ ઉત્સાહથી મદદ કરી. તેમાં શેઠ મથુરાદાસની મદદ સૌથી પ્રથમ વધારે હતી. સુધારાના સંબંધમાં સૌથી પ્રથમ આ પત્રે મોટો પ્રચાર કર્યો. બાળલગ્ન, વિધવાવિવાહ અને ધર્મના અનાચાર સંબંધી એમાં પુષ્કળ ચર્ચાઓ આવવા લાગી. મથુરાદાસે આમાં તનમનધનથી મદદ કરી.

"મથુરાદાસ, મેં જદુનાથજી મહારાજ સાથે શાસ્ત્રાર્થ કરવા નિશ્ચય કર્યો છે. તમે સાથે આવશો ?"

"જરૂર આવીશ. પણ તોફાન જરૂર થશે. સાથે બે લેવા લેજો. કૃષ્ણદાસ મહારાજ પોતાનો દંડો લઈ સાથે આવશે. ઘણું સારું, આપણા સભ્યો હાજર રહેશે."

મથુરાદાસે હવે ખુલ્લી રીતે ધર્મને નામે ચાલતા વ્યભિચાર સામે ખુલ્લો પ્રચાર ચાલુ રાખ્યો. પોતે વેપારી હતા છતાં ભારે સાહિત્યવિલાસી હતા. પોતે ગુજરાતી ત્રણ ચોપડી ભણ્યા હતા પરંતુ વિશાળ વાચનથી ગુજરાતી, મરાઠી, અંગ્રેજી, હિંદી, વ્રજ—એ ભાષાઓના પ્રખર વિદ્વાન બન્યા હતા. એમની ભાટિયા જ્ઞાતિ અતિ અંધશ્રદ્ધાળુ હતી, મહારાજોને સાક્ષાત ઈશ્વર માનતી હતી.

"હું તો લોકોમાં ખૂબ અળખામણો થયો છું. સગાંસંબંધી, ઓળખીતાપાળખીતા, કોઈ મને બોલાવતાં જ નથી." કવિ નર્મદાશંકરે હસતાં હસતાં વાત કરી. "અને આ મથુરાદાસ તો ભાટિયાની આખી જ્ઞાતિમાં મનથી બહિષ્કૃત થાય છે. અમારી ધાકથી એમને જ્ઞાતિ બહાર કોઈ મૂકી શકતું નથી બાકી સૌ એના ઉપર પાછળથી થૂંકે છે. સંબંધીઓ, ઓળખીતા, સ્નેહીઓ જ્યાં મથુરાદાસને બેસાડ્યા હોય ત્યાં એમના જવા પછી લીંપી નાખે છે. અમારા જીવનમાં આખી જ્ઞાતિમાં આવો આકરો પુરુષ કોઈ જોયો નથી. સ્ત્રીઓ એને 'પીટયા, નખોદિયા, મથરાપંથી' વગર બોલાવતી નથી. ભાટિયા જ્ઞાતિમાં એનાથી એકલો ગણી ઓછી

ગાળો ખાનાર કોઈ મળશે નહિ. છતાં આ મૂર્તિને કાંઈ થતું નથી." લખમીદાસ ખીમજીએ હસતાં હસતાં કહ્યું.

"સુધારકોની આવી જ દશા હોય. ગાળો ખાવા, માર ખાવા, ધિક્કાર મેળવવા જ તેઓનો આ જગતમાં જન્મ થયો છે. કેમ મથુરાદાસ?" ડૉ. ભાઉદાજીએ ટકોર કરી.

"અરે! એ તો થોડા વખત માટે છે. ભવિષ્યમાં અમે પૂજાશું, કેમ કવિ!" મથુરાદાસે ઉમેર્યું.

હિંદુ બુદ્ધિવર્ધક સભાના આગેવાન સભ્યો પ્રખ્યાત બૅરિસ્ટર મિ. એનેસ્ટીના ચેમ્બરમાં એને મળવા આવ્યા.

"મિ. એનેસ્ટી, જદુનાથ મહારાજે આ ભાઈ (કરસનદાસ મૂળજી) સામે લાયબલ કેસ માંડ્યો છે. તમે એમના બૅરિસ્ટર તરીકે રહેશો? તમારી વાજબી ફી હોય તે કહો. આ તો લોકકલ્યાણનો કેસ છે. તમે ઓછામાં ઓછી ફી લો એવું હું ઈચ્છુ છું. કરસનદાસ પાસે ફૂટી બદામ નથી, અમારે ભેગા કરી આપવા પડશે. આ રહ્યો બદનક્ષીના છાપાનો અંગ્રેજી તરજુમો." ડૉ. ભાઉદાજીએ કહ્યું.

છાપાનો અનુવાદ વાંચીને, 'આ તો આખા વૈષ્ણવ સંપ્રદાયને ડોળી સમજવાનો મોટો કેસ છે. આમાં અતિશય મહેનત છે. મને કોણ સમજાવશે? આ સંપ્રદાયના ગ્રંથોનો કોને અભ્યાસ છે?" મિ. એનેસ્ટી બોલ્યા.

"હું સમજાવીશ. એ ગ્રંથો મહારાજો છૂપા રાખે છે. મેં એ મેળવી રાખ્યા છે. એના તરજુમા હું કવિ નર્મદાશંકરની મદદથી પૂરા પાડીશ. બેફિકર રહો."

"મારી ફી પચ્ચીસ હજાર રૂપિયા થાય, પણ આ કામમાં મને રસ હોવાથી માત્ર પંદર હજાર લઈશ. પાંચ હજાર પહેલા આપવા પડશે, કબૂલ છે?"

"કાલ સવારના દસ વાગે તમને હું પાંચ હજારનો ચેક મોકલીશ, બીજા પણ સમયસર હું આપીશ." મથુરાદાસે ખાતરી આપી.

કેસ ચાલ્યો. આબરૂદાર સાક્ષીઓને મેળવવા, તેમને ફિટાવવા માટે વગદાર પ્રયત્નોને શિથિલ કરવાની મુત્સદ્દીગીરીમાં મથુરાદાસે રાત્રિદિવસ અથાગ મહેનત કરી. સામો પક્ષ અતિ-ધનવાન, વગદાર અને ધર્મરૂપી ભયંકર શસ્ત્રો ધરાવનાર હતો, ધર્મને નામે પ્રચંડ ઝનૂન ધરાવતો હતો. એને મહાત કરવા અનિશ્ચયીઓની જરૂર હતી. મથુરાદાસની મહેનતનો પાર ન હતો. એણે વ્રજભાષાનું સઘળું સાહિત્ય ભેગું કર્યું હતું. એનો અંગ્રેજી તરજુમો કરાવ્યો. બેરિસ્ટરને સમજાવવાનું ભારે કામ એણે મિત્રોના સહકારથી પૂરું કર્યું. સેંકડો ગ્રંથો વાંચી કેસમાં ઉપયોગી સાહિત્ય શોધી કાઢવું એ જેવુંતેવું કામ નહોતું. કેસ લાંબો ચાલ્યો. પૈસા ભેગા કરવામાં એને લખમીદાસ ખીમજીએ અજબ મદદ કરી. કરસનદાસ મૂળજી પણ રાત્રિદિવસ મહેનત કરતા હતા, પણ આ યુવકને અનુભવ, આર્થિક મદદ, સાહિત્ય, આબરૂદાર સાક્ષીઓ, શોધખોળ અને સર્વેમાં મથુરાદાસ લવજીની પૂરી અને અથાગ મદદ હતી

એકલા મથુરાદાસ લવજીથી બહાર નીકળી શકાતું નહોતું. એ રસ્તે પસાર થાય તો ઉપરથી એમની નજદીકની સગી ભાટિયા બાઈઓ એઠવાડ ઈરાદાપૂર્વક ફેંકતી હતી. જ્યાં જાય ત્યાં ફટ-ફટ-ભૂંડાના અવાજો ચાલુ નીકળતા હતા. ધિક્કાર, અનાદર, રોષ, અત્યાચાર, ગાળાગાળી. ફિટકાર, ધૃણાનો પાર નહોતો.

"મિ. એન્સ્ટી, કેટલાક ભાટિયા વગવાળા ગૃહસ્થોએ અમારી ઉપરવટ થઈ જ્ઞાતિની સભા ભરી આ કેસમાં મદદ નહિ કરવાનો નિશ્ચય કર્યો છે"

"આ ફોજદારી ગુનો ગણાય તમારી પાસે શું સાબિતીઓ છે!"

"આ રહી ઠરાવની નકલો. આ રહ્યાં સાક્ષીઓનાં નામ. આ રહ્યો સાક્ષીઓના કહેવાની જુબાનીઓનો સાર. અમારા જાણુ-ભેદુઓએ એવી હકીકતો ભેગી કરી રાખી છે." મથુરાદાસે કહ્યું.

"ઘણું સારું. હું પોલીસ કમિશ્નર અને જડજને મળી યોગ્ય કરું છું. ઈન્સાફ વિરુદ્ધ આ કાવતરાનો પાકો કેસ છે."

દસ ગૃહસ્થો ઉપર 'ભાટિયા કૉન્સ્પિરસી કેસ' ચાલ્યો. મિ. એન્સ્ટીની અરજથી નામદાર જડજોએ માત્ર દંડ કરવાનો હુકમ કર્યો. બે ગૃહસ્થોને એક એક હજાર રૂપિયા દંડ અને આઠને પાંચસો પાંચસો રૂપિયા દંડ થયો.

મૂળ કેસ ચાલ્યો લગભગ એક મહિના સુધી. કેસ પાછળ સખત જહેમત લઈ ૩૦ જેટલા આબરૂદાર સાક્ષીઓની જુબાની અપાવી. આરોપી કરશનદાસ હતા, પરંતુ મહેનત મુખ્યત્વે મથુરાદાસની હતી. મહારાજ લાયબલ કેસમાં ચીફ જસ્ટીસ સર માથ્યુ સાસ્રને અને સર એડિવન આર્નોલ્ડે મહારાજ ઉપર વ્યભિચાર કરવાનો આરોપ સિદ્ધ ગણ્યો. આવા કેસોમાં અતિ વગવાળા અને સમૃદ્ધિ-શીલ આરોપીઓ ઉપર એવા આરોપો સિદ્ધ કરવા એ અત્યંત કઠિન વાત છે, છતાં ડૉકટરો જેવા આબરૂદાર સાક્ષીઓ લાવી મથુરાદાસે આ વાત સિદ્ધ કરી આપી. તેમ જ હવેલીઓમાં મુખ્યત્વે વપરાતું આ સંપ્રદાયનું સાહિત્ય પણ દૂષિત છે એમ સર એડિવન આર્નોલ્ડે જાહેર કર્યું. કરશનદાસ મૂળજીનો વિજય થયો. એમને છોડી મૂકવામાં આવ્યા. મથુરાદાસે આમાં પોતાની સર્વ શક્તિઓ રેડી હતી.

આ સમયે મથુરાદાસે શાસ્ત્રોનો સારો અભ્યાસ કર્યો હતો. એમણે વારંવાર બોધ આપીને પોતાના મતના કેટલાક ગૃહસ્થોને મેળવી લીધા હતા. એમના મિત્રમંડળ અને એમના મતમાં ટેકો આપનારાઓમાં શેઠ લખમીદાસ ખીમજી, શેઠ ગોકુળદાસ તેજપાલ

વગેરે હતા. ભાટિયા જ્ઞાતિનો મોટો ભાગ મથુરાદાસને હળાહળ વિષની પેઠે ધિક્કારતો હતો, છતાં મથુરાદાસની કાર્યકુશળતા એટલી સરસ હતી કે શેઠ લખમીદાસ ખીમજી અને બીજા પોતાના મિત્રોની મારફતે જ્ઞાતિનું સુકાન ૨૫ વરસ સુધી યોગ્ય રીતે એમણે ચલાવ્યું હતું. દરેક સભામાં એમનું એક વક્તૃત્વ જૂની ખરાબ રાહરસમો, રીતભાત તોડવા અને પ્રગતિશીલ થવા તરફનું હોય જ. આખી જ્ઞાતિમાં તે સમયે વિચારવાન જ્ઞાતિપુરુષ તેઓ જ હતા, એટલે એમનું સૌને મને-કમને સાંભળવું પડતું.

યુવાન ગોકુળદાસ તેજપાળ અસાધ્ય રોગથી પીડાઈને પલંગ ઉપર સૂતા હતા. આસપાસ સગાંસંબંધીઓ, મિત્રસ્નેહીઓનો જમાવ થયો હતો. ડૉક્ટરોએ હવે જીવનદીપ બુઝાવાની અણી ઉપર હોવાનું જણાવ્યું. શેઠને માત્ર એક વિધવા પુત્રી સિવાય બીજી કંઈ સંતતિ નહોતી. વૃદ્ધ માતા અને સ્ત્રી શ્યામાબાઈ વારંવાર રોતાં રોતાં માથું કૂટતાં હતાં. ખૂબ કરુણા ભરેલું દૃશ્ય!

ગોકુળદાસ શેઠ રોગી છતાં પૂર્ણ શુદ્ધિમાં હતા.

"પૂતર કીં પુણ્યદાન કર." માતાએ રોતાં રોતાં કહ્યું.

"હેર નહિ કર્યો તો કડે કંધા?" સ્ત્રીએ આંસુ પાડતાં કહ્યું.

"પાંજે (આપણા) ગુરુ અને હવેલીએ મેં ધર્મદાન કર બચ્ચા!" માતાએ આંસુ દબાવીને કહ્યું.

માતા અને સ્ત્રી પોતાના સંસ્કારો અનુસાર હવેલી અને મહારાજોને દાન કરવા ખૂબ દબાણ કરવા લાગી. એટલામાં શેઠ મથુરાદાસ લવજી અને શેઠ લખમીદાસ ખીમજી આવી પહોંચ્યા. મથુરાદાસ વસ્તુસ્થિતિ સમજી ગયા. એમણે ડૉક્ટરોને કહ્યું કે આ સમયે રડાકૂટથી દરદીને ભારે આઘાત થાય છે માટે એમને શાંતિ આપવા એમને દૂર કરવાં જોઈએ.

"અમારું કોઈ માનતું નથી." ડૉક્ટરોએ કહ્યું.

"અત્યારે દરદી તમારા કબજામાં છે. તમે દબાવીને કહો. અમે પણ એમ કરશું." ડૉકટરોએ બધાંને આમ બહાર કાઢ્યાં.

મથુરાદાસ અને લખમીદાસે પોતાના મિત્ર ગોકુળદાસને ધનનો સદુપયોગ કરવા વિનવણી કરી. ગોકુળદાસના કહેવાથી મથુરાદાસે ત્યાં બેઠાં જ વીલ ઘડી કાઢ્યું. પંદર લાખ રૂપિયા ધર્માદામાં ખર્ચવાની ગોઠવણ થઈ. વીલમાં ટ્રસ્ટીઓ નિમાયા. જે ધન મહારાજો અને હવેલીને અર્પણ થવાનું હતું તે ધન શિક્ષણ, વૈદકીય મદદ, છાત્રવૃત્તિઓ અને બીજાં સત્કાર્ય માટે વપરાયું. શેઠ બીજે દિવસે સ્વર્ગવાસી થયા.

મથુરાદાસ વિદ્વાન હતા. ધનવાન નહોતા પરંતુ એમની સત્યનિષ્ઠા, વિદ્વત્તા અને નીડરપણાને લીધે આગળ તરી આવ્યા હતા. એમની જાહેર પ્રવૃત્તિઓને લીધે વેપાર ઉપર તેઓ લક્ષ આપી શકતા નહિ. હિંદુ ધર્મ અને ભાટિયા જ્ઞાતિને લગતાં કેટલાંક પુસ્તકો પણ એમણે લખ્યાં છે.

# સિંધનો 'માધવ'

ગુજરાતમાં કરણઘેલો થયો અને કરણનો પ્રધાન માધવ થયો.
સિંધમાં મીરો થયા અને મીરોનો પ્રધાન નાઉમલ થયો.
કામિની શું નથી કરાવતી!
વૈરવૃત્તિ શું નથી કરાવતી!
સિંધના કર્ણધારોએ જ સિંધનો નાશ કર્યો.

જે ભોજવાણી કુટુંબના વડવાઓએ ખરા રજપૂત જેવા વીરતાથી કરાચીને રક્ષ્યું ને વેપારી રીતે તેને વિકસાવ્યું તે જ ભોજવાણીના કુટુંબીએ સિંધને વેચ્યું—કઈ કિંમતે! એમાં વેપારીની ફતેહ હતી ખરી!

•

"હું મીરોનો પેગામ લાવ્યો છું: તમે અમારા લશ્કરને કરાચી બંદરનો કબજો સોંપી દો. મીરો તમારા વેપાર અને માલ-મિલકતનું રક્ષણ કરશે. દરિયામાં તમારા વહાણવટાને મીરો સાચવશે. ઝટ કરો, દરવાજાની ચાવીઓ અમને સોંપી દો."

"કરાચી બંદરનો કબજો! તમે જાણો છો, કરાચી અમે વસાવ્યું છે? કિલાતના ખાનની અમે પ્રજા બન્યા છીએ. એમની આજ્ઞા વિના કરાચીનો કબજો અમે ન સોંપીએ. જાઓ, કહી દો તમારા મીર સાહેબને." કરાચીના નગરપતિ ભોજમલ શેઠે મીરોના પ્રતિનિધિને જવાબ આપ્યો.

"ઓહ! તમે દીમતોળ—પોતિયાદાસ વાણિયાભાઈ આ જવાબ

આપવાની હિંમત કરો છો! વેશ્યા કદી સતી રહી શકી છે! જે દિવસે મીરોનું વીશ હજારનું લશ્કર તમારા કોટ–કિલ્લાની મિટ્ટી બનાવી દેશે, તમારાં વહાણો અને વેપારનો ભુક્કો કરી નાખશે એ દિવસે તમારા-માં એક શબ્દ બોલવાના પણ હોશ નહિ હોય એની કલ્પના છે! તમે તો વાણિયા! વાણિયાને વળી લડાઈ શી! નાહક શેખી શા સારુ?"

"તમારાથી થાય તે કરી લેજો. અમારો જવાબ એક જ છે–કલાતના ખાનના હુકમ વિના શહેર અમે કોઈને નહિ સોંપીએ. અમે હીંગતોળ અને પોતિયાંદાસ શું કરી શકીએ એમ છીએ એનું પારખું લેવા આવવું હોય તો અમે તમને ના નહિ કહીએ."

"વાહ વાહ! જમાનો પણ શું ચીજ આવ્યો છે–ગાયો અને બકરીઓ સિંહ સામે લડવા આવે છે! ગજું નાનું અને મોટું કામ રહેવા દો, નાહક રોળાઈ જશો. જલ્લાદ જ્યારે આવશે ત્યારે એનાં ભાંભરડાંને એની છૂરી નહિ સાંભળે. વિચાર કરો, તમને અને લડા-ઈને સો ગાઉનું છેટું કહેવાય. સાત પેઢીમાં પણ તમે તલવાર નહિ ઝાલી હોય. વાણિયા થઈને ગણતરીમાં ભૂલ કેમ કરો છો! આ કાંઈ પાપડ ભાંગવાનું કામ નથી–માટે વિચાર કરીને જવાબ આપો."

"વાણિયો પૂરો વિચાર કરીને જ હમેશાં જવાબ આપે છે. અને અમે આ કાંઈ પહેલી લડાઈ લડવા ઊભા નથી થયા, ઘણા ચાંચિયાઓ જોડે ભેટંભેટા કરી લીધી છે–તમે એક વધુ. તમને પણ અમારા ઘા જોવા મળશે. માટે, હવે ઝાઝી વાતનાં ગાડાં ભરાય. સો વાતની એક વાત થઈ ગઈ. તમે એકવાર જોઈ જાઓ કે અમારી સામે બાથ ભરતાં તમને કેટલી વીશે સો થાય છે!"

ભોજમલે ટૂંકો જવાબ આપી દીધો. સાંભળીને મીરોના સરદારની આંખો ચડી ગઈ. રોષથી રાતો થઈને એ ચાલતો થયો.

આજે સિંધનું પાટનગર કરાચી હિંદુસ્તાનના સાગરકિનારા ઉપર મુંબઈ–કલકત્તા પછી ગણી શકાય તેવું મોટું બંદર છે, હવાઈ

બંદર તરીકે તો પ્રથમ બંદર છે. આજથી બસો વર્ષ ઉપર તો એ કરાચી બંદરના કાંઠા ઉપર સ્ટીમરો અને વહાણોને બદલે થોડા માછીમારોનાં નાનકડાં હોડકાંઓ જ ફરતાં હતાં અને પાકા ધક્કાઓને ઠેકાણે રેતીના ઢગલાઓ જ હતા.

એ વખતે સિંધના ખારેક બંદરને કંઠે કચ્છ-કાઠિયાવાડ-મસ્કત અને રાતા સમુદ્રનાં બંદરોમાં વહાણો નાંગરતાં હતાં-સાહસિક વેપારીઓની પેઢીઓ ત્યાં રહીને દેશપરદેશ સાથે વેપાર ચલાવતી હતી. પરંતુ અકસ્માત દરિયાની રેતીની આ બંદરની ખાડી ભરાઈ ગઈ અને વહાણોની અવરજવર બંધ થઈ ગઈ. વેપારીઓ મૂંઝાયા. એમણે બીજા બંદરની શોધ કરવા માંડી અને એ શોધમાં એમને કલાચી ખાડી નામે એક કાંઠો મળી ગયો.

થોડા માછીમારોની વસ્તીવાળું આ કલાચી એ જ આજનું ધીખતું કરાચી. વહાણવટીઓએ ખાતરી આપી કે આ ઉજ્જડ ખાડી એક સારું બંદર થઈ શકશે, અને ભોજેમલ નામના એક વેપારીના પિતાએ ખાતરી આપી કે કલાતના ખાનના કબજાનો આ કાંઠો છે, પણ વેપારીઓનું થાણું બનાવવા માટે ખાન પાસેથી તેઓ મંજૂરી લાવી આપી, શકશે.

ખાનની મંજૂરી મળી ગઈ. અમુક ઊચક રકમ દેવાની બંદરનું મુહૂર્ત પણ થઇ ગયું. લૂંટારુઓથી રક્ષણ મેળવવા માટે ગામની આસપાસ મજબૂત ગઢ પણ બંધાઈ ગયો ને વધારામાં તે ઉપર તોપો પણ ચડી ગઈ. રહેઠાણનાં ઘરો, માલની વખારો અને ગુમાસ્તાની પેઢીઓ-બધું બંધાઈ ગયું. બંદર જામ્યું ને વસ્તી વધી; વેપાર વધ્યો અને વહાણોની અવરજવર વધી.

અને આવું ધીખતું બંદર જોઈને-આવી જાહોજલાલી જોઈને હૈદ્રાબાદના મીરોની દાઢ સળકી. એમણે કરાચીના નગરપતિ ભોજમલને કહેણ મોકલ્યું: "કરાચીનો કબજો અમને આપી દો."

જવાબમાં ભોજમલે કહી દીધું: "લઈ આવો તમારું લશ્કર."

ભોજમલે મીરોને તો સંભળાવી જ દીધું અને પછી ભાઈબંધ વેપારીઓ પાસે એ આવ્યા: 'બોલો ભાઈઓ, શું કરશું?'

"કરવાનું બીજું શું? તમે અમારા આગેવાન છો, તમારું વેણ એ અમારું સૌનું વેણ. કરીએ તૈયારી: આપણાં વહાણોની તોપો ઉતારી વહાણોના નાવિકોને તોપો અને દારૂગોળો આપો. આપણે પણ આપણો રંગ બતાવીએ." સૌ બોલ્યા.

ભોજમલ શેઠનો પણ મોટો રસાલો હતો. એ સૌને અને ખલાસીઓને કોટ ઉપર ગોઠવી સૌને બંદૂકો આપી. તોપો પણ યોગ્ય રીતે ગોઠવી દેવાઈ.

બીજે જ દિવસે મીરોનું આક્રમણ શરૂ થયું. સીડીઓ લઈ સિપાહીઓ કિલ્લા પર ચડવા લાગ્યા પણ વહાણના અનુભવી ખલાસીઓએ એમની ઉપર બરાબર તોપોનો મારો ચલાવ્યો. મીરોના પ્રચંડ લશ્કરે ઉપરાઉપરી હલ્લા કર્યા પણ જરા પણ અટક્યા વિના ચાલુ રહેલા તોપમારાએ એમને પાછા પાડ્યા. આખરે મીર ઘેરો ઉઠાવીને ચાલ્યો ગયો.

પણ બે માસ પછી ફરીને મીર ચડાઈ લાવ્યો. આ વખતે એ મોટી તોપો લાવ્યો હતો, પણ વેપારીઓએ મજૂતરી કરી રાખી હતી. તેમણે બહારથી વધુ તોપો મંગાવી રાખી હતી. પરદેશથી ખૂબ દારૂગોળો અને હથિયારો મંગાવી રાખ્યાં હતાં. મીરના લશ્કરે ખૂબ જોર કર્યું, કિલ્લામાં ગાબડાં પાડ્યાં. પણ તરત જ ગાબડાં પૂરી દેવામાં આવ્યાં અને સામનો મજબૂત બન્યો. મીરના લશ્કરની સોથ વળવા માંડી અને આખરે મીરને ઘેરો ઉઠાવી લેવો પડ્યો.

એ વખતે ચોમાસું આવ્યું હતું. ચોમાસું ઊતર્યું કે તરત પાછો મીર ચડી આવ્યો.

વેપારીઓને ચિંતા થતી હતી. કલાતના ખાનનો કંઈ જવાબ આવતો નહોતો. હલકારા ઉપર હલકારા મોકલવામાં આવતા હતા. આખરે સમાચાર આવ્યા: એ સમાચાર મોકલ્યા હતા એક નામર્દે. નામર્દ કલાતના ખાને સંદેશો મોકલ્યો કે અમે કંઈ મદદ કરી શકશું નહિ, તમે તમારું ફૂટી લો.

વેપારીઓને ખાન પ્રત્યે તિરસ્કાર છૂટ્યો. એવા નમાલા ધણીની ઓથ કરતાં આ ખંતીલો મીર શું ખોટો છે! એમણે મીરો સાથે સંદેશા ચલાવ્યા. વાટાઘાટો થઈ. શરતો નક્કી થઈ.

વેપારીઓએ મીરને કરાચી સોંપી દેવું. વેપાર, વહાણવટા કે જકાતમાં મીરો કોઈ દખલગીરી ન કરે. એમને જકાત પેટે અમુક ટકા મળે. મીરો સૈન્ય ઉપર પોતાનું વર્ચસ્વ રાખે, પરંતુ મુલકી ખાતું હિંદુઓના હાથમાં રહે. મીરો નાણાં સંબંધી કામકાજ હિંદુ દીવાનની સલાહ મુજબ ચલાવે. મીરો વેપારીઓનું મુલકમાં અને દરિયામાં રક્ષણ કરે.

કરારોનું બરાબર પાલન થતું હતું, પણ તકલીફ એક બીજી ઊભી થઈ. ધર્મઝનૂની મુલ્લાઓ ધર્મોપદેશથી હિંદુઓ ઉપર જુલમ કરતા હતા.

એ જ વખતે અંગ્રેજોએ મુંબઈ ઇલાકામાં પોતાના સામ્રાજ્યના પાયા નાખ્યા હતા. તેઓ પંજાબમાં વિજય મેળવવા ઇચ્છતા હતા, તે માટે સિંધનો માર્ગ ઇચ્છતા હતા. પણ મીરોને અંગ્રેજોનો જરાય વિશ્વાસ નહોતો એટલે અંગ્રેજો સિંધમાં પ્રવેશ પામતા નહોતા.

એ વખતે ભોજમલના વંશજો સારા વેપારીઓ અને મોટી લાગવગ ધરાવનારા થયા હતા. એમની મોટી જમીનદારી હતી. એમની પાસે પુષ્કળ પૈસો હતો. કચ્છ-કાઠિયાવાડમાં એમની પેઢીઓ હતી. મોટો વેપાર અને સારી ઇજ્જત એમના હતાં.

રાજ્યકારભારમાં પણ તેઓમાંથી કોઈ કોઈ વજીરોના અધિકારો ભોગવતા હતા. લાલમનદાસના પૌત્ર અને હોતચંદના પુત્ર નાઉ-મલ આ સમયે ભોજવાણી કુટુંબના ધન અને પ્રતિષ્ઠામાં શ્રેષ્ઠ એવા નબીરા હતા. તેઓ અત્યંત બુદ્ધિવાન અને પ્રખર કર્તવ્યનિષ્ઠ હતા. મીરોને સંપૂર્ણ સહકાર આપી તેઓ પોતાનો વેપાર ચલાવતા હતા.

એ વખતે એક કમનસીબ બનાવ બન્યો.

મીરોના એક હિંદુ વજીરની પુત્રવધૂ અતિ સ્વરૂપવાન બાઈ હતી. એક દિવસે એ દર્શને જતી હતી ત્યાં અચાનક મીરોના શાહજાદાની નજર એની ઉપર પડી અને શાહજાદાનું માથું ફરી ગયું. જાસૂસોએ એને ખબર આપી કે એ તો વજીરની કુલવધૂ છે, પણ શાહજાદાને અક્કલ ન આવી. એણે વજીરને કહેવરાવ્યું: "આજે રાત્રે હું આપનો મહેમાન થવાનો છું. આપની કુલવધૂને મારી સેવામાં મોકલજો."

સાંભળીને વજીર હબક ખાઈ ગયો. એ ઘેર ગયો. તરત જ સારામાં સારી સાંઢો મંગાવી કુટુંબ અને નજીકનાં સગાંવહાલાંઓ-ને માલમતા સાથે સિંધની બહાર છાનાંમાનાં મોકલી આપ્યાં.

રાત્રે શાહજાદો આવ્યો. વજીર એને માન આપીને ઘરની અંદર લાવ્યો. શાહજાદો અંદર આવીને હજી તો સ્મિત કરે ત્યાં વજીરની તલવાર નીકળી અને શાહજાદાની ગરદન પર પડી. શાહ-જાદો કપાઈ ગયો, પણ મરતાં મરતાં એણે પાડેલી ચીસે બહાર ઊભેલા સિપાહીઓના કાનને જગાડી નાખ્યા અને તેઓ અંદર દોડી આવ્યા.

વજીર પકડાયો. મીરોએ એને મારી નાખવા કરતાં રિબાવ-વાનું વધુ સારું ગણ્યું. વજીર કબરસ્તાનના મુજાવરને સોંપાઈ ગયો. ત્યાં એને કબરો ખોદવાનું કામ કરવાનું હતું જો એ બરાબર મજૂરી ન કરે તો એણે ચાબુકો ખાવાના હતા.

ઘોર ખોદવાનું કામ વજીર કરે ? વજીર અકળાયો. પણ એણે બુદ્ધિનો ઉપયોગ કર્યો. એણે મીઠી જબાન અને પૈસાનો ઉપયોગ કરી મુજાવરનું મોં બંધ કર્યું અને પછી ચોકીના દરવાજા ખુલ્લા કરી નાખ્યા. વજીર નાસી ગયો.

મુજાવરે બીજે દિવસે મીરને ખબર આપ્યા. મીરને શંકા ગઈ કે મુજાવરે જ વજીરને ભાગવા દીધો છે, એટલે મુજાવરે કહ્યું: "સાંઈ, મા શું કરિયા ? અંધારી રાતજો હિંદુએંજો હનુ-માન વડી ગદા વડી માંકે મારેલાય આયો. ઉનજે મોંમેથી અગન વસયો હો. ખાઉં ખાઉં કયો માંકે પકડેલાય ધોડ્યો મૂં તો અખ્યું બીં ભજી વ્યોસ. માંકે બઈ કી ખબર નાંઈ.—મહારાજ, હું શું કરું ? અંધારી રાતે હિંદુઓનો હનુમાન મોટી ગદા લઈને મને મારવા આવ્યો. એના મોંમાંથી અગ્નિ વરસતો હતો. ખાઉં ખાઉં કરી મને પકડવા આવ્યો. હું આંખો મીચીને ભાગી ગયો. મને બીજી કંઈ ખબર નથી."

હિંદુ વજીર અંગ્રેજોની પાસે પહોંચ્યો. એ વજીર હતો એટલે એની પાસે રાજ્યની તમામ ખાનગી અને જાહેર હકીકતો હતી. એણે અંગ્રેજોને સિંધનો વહીવટ, સૈન્ય, બચાવકામો, કિલ્લા, તોપો, હથિયારો, માર્ગો—એમ ઘણી ઘણી હકીકતો આપી દીધી.

નાઉમલ ભોજવાણીના પિતા હોતચંદ ઉપર કોઈ કારણથી મુલ્લાઓ નારાજ થયા, એમણે મસ્જિદને અપવિત્ર કરવાનો ખોટો આરોપ એના પર મૂક્યો, અને હોતચંદને તરત જ પકડવામાં આવ્યો. નાઉમલે પૈસો અને લાગવગ વાપરી પિતાને છોડાવવા ખૂબ પ્રયત્ન કર્યા, મીરોને ખાસ મળીને દયાની યાચના કરી, પણ કંઈ વળ્યું નહિ. ધર્માંધ મુલ્લાઓએ હોતચંદને મસ્જિદમાં લઈ જઈ બળજબરીથી મુસલમાન બનાવ્યો. હોતચંદ તે પછી હૈદ્રાબાદની બહાર ચાલ્યો ગયો. એણે જંગલમાં નાઉમલને બોલાવ્યો.

"નાઉ, માંજી મટ્રીકે ઘની જાલિમે પલીત કઈ. હણે માંજે જીવતરમેં ધૂડ પઈ.–નાઉ, મારી કાયા ભ્રષ્ટ થઈ, હવે મારા જીવતરમાં ધૂળ પડી."

નાઉમલે બાપાને ઘણા સમજાવ્યા કે એમાં કાંઈ વાંધો નહિ, તમને જુદું ઘર અપાવું; થવાનું થયું, હવે વધુ બગાડવું નથી. પણ હોતચંદને હવે ઘેર જવાનું ગમતું નહોતું. એ કચ્છમાં આવેલા નારાયણસરના અધિષ્ઠાતા દેવ ત્રિકમનાયજીને ચરણે જીવન પૂરું કરવા ચાલ્યા ગયા. નાઉમલ એમને અવારનવાર મળી આવતો.

પણ નાઉમલના દિલમાં વેરનો અગ્નિ ખૂબ પ્રજ્વલિત થઈ ગયો હતો. મીરો ઉપર વેર વાળવાનો વિચાર એને રાતદિવસ આવતો હતો.

મીરોએ અંગ્રેજોને પંજાબમાં જવા માટે સિંધમાંથી પસાર થવાની મંજૂરી ન આપી. એ વખતે નાઉમલ અંગ્રેજોને મળ્યો એટલે અંગ્રેજોએ એનો પૂરો લાભ ઉઠાવ્યો. અંગ્રેજો મીરોનો કાંઈ દોષ કાઢીને ચડાઈ કરવા માગતા હતા, પણ ઇતિહાસકારોના કથન મુજબ મીરોનો કાંઈ દોષ તેઓ કાઢી શક્યા નહિ, છતાં એમણે મીરો ઉપર ચડાઈ કરી.

નાઉમલે અંગ્રેજી જાસૂસોને કહ્યું: "તમે મને ખાતરી આપો કે તમે અંગ્રેજોના પ્રતિનિધિ છો, એટલે હું તમને સિંધ જીતવામાં મદદ કરું."

જાસૂસોએ એમને બધા ખાનગી દસ્તાવેજો બતાવ્યા. નાઉમલે કબૂલ કર્યું કે બધી જાતની મદદ છાતીમાની આવશે. રસ્તાઓ બતાવવા, લશ્કરને ખોરાક પૂરો પાડવો, વાહનો પૂરાં પાડવાં, મીરોના સૈન્યની બાતમી આપવી, નાણાં અને મજૂરો પૂરા પાડવા–જે જોઈએ તે બધી મદદ આપવાની એણે કબૂલાત આપી.

અને પછી નાઉમલે ગામડાંઓમાંથી છસો સાંઢા લાવી આપી,

પુષ્કળ અનાજ ભેગું કરી આપ્યું, મોટી રકમ અંગ્રેજી સૈન્ય માટે આપીને અંગ્રેજી હુંડીઓ લીધી. અંગ્રેજોને એણે પ્રાંતના રસ્તા બતાવ્યા અને મીરોની હિલચાલની ખબરો આપી. આટલી મદદ લઈને સર ચાર્લ્સ નેપિયરે સિંધ પર ચડાઈ કરી.

૧૮૪૩ની એ સાલ. આજથી સો વર્ષ ઉપરની જ વાત. અંગત ઝઘડાઓએ માતૃભૂમિને પરદેશીઓની એડી નીચે કચડાવા મૂકી દીધી!

મીરોએ તો બધું ખોયું, પણ નાઉમલે બદલામાં શું મેળવ્યું?

અંગ્રેજોએ પૂછ્યું: "નાઉમલ, તમારી મદદ માટે ઉપકાર. બદલામાં તમો શું માગો છો?"

નાઉમલે જવાબ આપ્યો: "મારી વેરશાંતિ થઈ એ જ મારો બદલો મને મળી ગયો."

આમ સિંધમાં ગુજરાતના માધવની પુનરાવૃત્તિ થઈ ગઈ!

# સર જમશેદજી જીજીભાઈ

અંગ્રેજી સત્તાના સૂર્યોદયનો એ સમય હતો. હિંદી જનસમૂહને શરૂઆતની અંગ્રેજી નીતિ ખૂબ જ ગમી ગઈ હતી. અંગ્રેજ અધિકારીઓ પણ હિંદી પ્રજાજનોના સંપર્કમાં આવતાં આનંદ અનુભવતા. બ્રિટિશ બેન્કો, બ્રિટિશ વેપારીઓ, પાશ્ચાત્ય ઢબની બ્રિટિશ ઑફિસો, બ્રિટિશ ન્યાયકોર્ટો–આ બધી નવી સંસ્થાઓ હિંદી જનતાને આકર્ષી રહી હતી. હિંદની જનતા માટે બ્રિટિશ રાજ્યપદ્ધતિ તદ્દન નવી હતી. હિંદી પ્રજાના મનમાં એ વેળા અંગ્રેજો પ્રત્યે અને એમની રીતભાત તેમ જ રાજ્યનીતિ પ્રત્યે ખૂબ માન હતું. અંગ્રેજોના પ્રશંસકો અને એમની રીતભાત તેમ જ સંસ્કૃતિના ઉપાસકોમાં શ્રી જમશેદજી જીજીભાઈનો પણ સમાવેશ થતો હતો. અંગ્રેજો પ્રત્યે માન જાહેર કરવાની કોઈ પણ તક એ વેળા તેઓ જવા દેતા નહિ. મુંબઈના એ વેળાના જાહેર જીવનની એકે પ્રવૃત્તિ એવી નહોતી કે જેમાં શ્રી. જમશેદજી જીજીભાઈ નં હોય.

જમશેદજીએ શરૂઆતમાં તો ૧૨૦ રૂપિયા જેટલી ગંજાવર(!) મૂડીથી વેપાર શરૂ કર્યો હતો. પરંતુ નસીબે એમની પાસેથી એ રકમ પણ ઝૂંટવી લીધી. વેપારમાં ખોટ ગઈ. આમ હાડમારીઓ ને મુશ્કેલીઓ વચ્ચે અથડાતી–કુટાતી એમની જીવનનૈયા ચાલતી હતી. સદ્ભાગ્યે ૧૮૦૭માં એ બધી મુશ્કેલીઓનો અંત આવ્યો. તેઓ મુંબઈમાં આવી વેપાર કરવા લાગ્યા. તેમનો વેપાર મદ્રાસ, કલકત્તા, કોલંબો, પિનાંગ, સિંગાપુર, સિયામ, સુમાત્રા, ચીન અને ઇંગ્લૅંડ-

નાં બંદરો ખાતે વિકાસ પામ્યો હતો. અને ૧૮૧૪માં એમણે પહેલું વહાણ 'ગુડ સકસેસ' ખરીદ્યું. પછી બીજાં વહાણો જહેરામગોર, બોમ્બે કેસલ, શાહબેટ, ફોર્ટ વિલિયમ, માર, એનાનીમા અને માનરિક ખરીદ્યાં. આ ઉપરાંત બીજાં ચાર-પાંચ વહાણો તેઓએ ચાર્ટર લીધાં હતાં. આમ તેઓ કુલ ત્રીસેક વહાણોનો કાફલો ધરાવતા હતા.

સર જમશેદજીની કંપનીમાં શરૂઆતમાં ત્રણ ભાગીદારો હતાઃ (૧) શેઠ મોતીચંદ અમીચંદ, (૨) પોતે, અને (૩) કોંકણી વેપારી શેઠ મોહમદઅલી રોગે. આ ત્રણેય જણ મૂળ પ્રમાણિક હોવાથી પૈસા અને આબરૂ સારી રીતે મેળવવા શક્તિમાન થયા. પાછળથી મતભેદ થતાં મોતીશાહ અને મોહમદઅલી છૂટા થયા. આમાંથી છૂટા થતી વેળા શેઠ મોતીશાહને ૩૫ લાખ રૂપિયા મળ્યા હતા. પરંતુ એના વારસદારે એ રકમ ગુમાવી દેવાથી જમશેદજીએ '૩૦૦૦૦)ની રકમ પોતાના મિત્ર મોતીશાહની યાદગીરીરૂપે પાંજરાપોળને આપ્યા.

ઈ. સ. ૧૮૨૧માં સર જમશેદજીએ મોટું સાહસ ખેડી ચીનથી આવતો બધો માલ એકઠ્ઠો કર્યો હતો. રેશમ, ચા, ચીની કાચ, આ બધો માલ એમણે લોકોની સહાયતાથી એકઠ્ઠો લઈને મન-ગમતા ભાવો ઉપજાવ્યા હતા. આથી એમની પૂંજી બેવડી થઈ. સર જમશેદજી આંટના સાચા હતા. બેનો તેમનો ખૂબ વિચાર કરતી. એઓ વેપારમાં જાતિ કે જ્ઞાતિભેદમાં માનતા નહિ. ઘણા વેપારીઓને મદદ કરવા તેઓ ચૂકયા નહોતા.

ઈ. સ. ૧૮૩૯-૪૦માં ચીન અને અંગ્રેજો વચ્ચે અફીણની બાબતમાં મહાયુદ્ધ જાગ્યું. અંગ્રેજોએ ચીનના બાદશાહની વિનંતિ નાકબૂલ કરી અને ચીનમાં જોરાવરીથી અફીણ મોકલાવ્યું. ચીની સત્તાધારીઓએ આ અફીણના જથ્થાનો નાશ કર્યો. અને સત્તાઓ

વચ્ચે યુદ્ધ મંડાયું. ચીન હાર્યું. આ સમયે સર જમશેદજીની પેઢીએ જેટલાં મળ્યાં તેટલાં વહાણો ભરી ભરીને અફીણ અને કપાસ ચીન ખાતે કરોડોની કિંમતના મોકલાવ્યાં હતાં. આ માલ લડાઈ પહેલાં ચીનમાં ચાલ્યો ગયો હતો. પાછળથી તે માલ ભારે મોટા ભાવે વેચાયો. એમાં કરોડો રૂપિયાનો નફો શ્રી. જમશેદજીને થયો.

આમ ઇ. સ. ૧૮૦૧થી ઇ. સ. ૧૮૪૦ સુધીમાં જમશેદજી કુલ બે કરોડ રૂપિયા કમાયા, એટલે સરેરાશ એક વર્ષની પાંચ લાખ રૂપિયાની આવક. આ સમયે હિંદમાં કોઈ પણ દેશી કે પરદેશી વેપારી સંસ્થા દર વરસે પાંચ લાખનો ચોકખો નફો નહોતી મેળવી શકતી. આમ આવકમાં જમશેદજીની કંપની અગ્રગણ્ય જ નહિ પરંતુ પ્રથમ-નંબરે હતી.

જમશેદજીને ગુજરાતીનું સારું જ્ઞાન હતું વળી જાહેરપ્રવૃત્તિને લીધે એમનું એ જ્ઞાન સારો વિકાસ પામ્યું હતું. પાછળથી તેઓ ચીની અને અંગ્રેજી ભાષાના પણ ઊંડા અભ્યાસી બન્યા હતા. તેઓ જાહેરપ્રવૃત્તિઓમાં ભાગ લેતા હોવાથી સારાં અને વિદ્વત્તાપૂર્ણ પ્રવચનો કરી શકતા. પરંતુ એમનાં ભાષણો અને વાતચીતોમાં વ્યાકરણદોષ તો રહેતો જ. પરંતુ એ માટે એ વખતે કોઈ વાંધો લેતું નહિ. એ સમયે એમની ગણના એક સારા અને અગ્રગણ્ય વિદ્વાન તરીકે થતી.

હિંદીઓના ભલા માટે ગવર્નર સર માઉન્ટ સ્ટુઅર્ટ એલ્ફિન્સ્ટને 'બોમ્બે નેટિવ એજ્યુકેશનલ સોસાયટી'ની સ્થાપના કરી. હિંદીઓને અંગ્રેજી જ્ઞાન આપવાની એમની મુખ્ય નેમ હતી. સર જમશેદજી એના સભ્ય બન્યા. સર ચાર્લ્સ ફોર્બ્સની પાર્લમેંટની લડતથી હિંદીઓને જૂરીમાં ચૂટાઈને બેસવાનો હક્ક સને ૧૮૨૮-માં મળ્યો. પહેલવહેલા હિંદી માંહ જૂરરોનાં નામોની નાની સંખ્યામાં શેઠ જમશેદજી મોખરે હતા.

હિંદના ખેતીવાડીખાતા સંબંધમાં Agricultural Horticultural Society સને ૧૮૩૩માં સ્થપાઈ. તેમાં પ્રથમના બે હિંદી સભાસદો સર જમશેદજી અને શેઠ ફરામજી કાવસજી બનાજી હતા. સર જમશેદજીના એક પુત્ર એના સેક્રેટરી હતા.

હિંદુઓ પણ જમશેદજી પ્રત્યે સારું માન ધરાવતા. કેટલાય હિંદુઓ જમશેદજીના જિગરજાન દોસ્તો હતા. એવા એક હિંદુ વેપારી મિત્રે ૧૮૩૩માં એક વહાણ બાંધી એનું નામ 'જમશેદજી જીજીભાઈ વહાણ' રાખ્યું હતું.

સને ૧૮૩૪માં 'જસ્ટિસ ઑફ ધ પીસ'ની સંસ્થા મુંબઈ ઇલાકામાં બ્રિટિશ સરકારે દાખલ કરી. તેમાં સૌથી પ્રથમ નામ પણ શ્રી. જમશેદજીનું જ હતું.

એ સમયે હિંદમાં હજુ મ્યુનિસિપાલિટી શરૂ થઈ નહોતી. રસ્તા સુધારવા અને અન્ય સુધરાઈનાં કામો કરવા સરકારે એક કમિટી નીમી હતી. એમાંના ત્રણ હિંદીઓમાં એક સર જમશેદજી હતા.

ઇ. સ. ૧૮૩૫માં સરકારી 'સેવિંગ્ઝ બૅંક'ની સ્થાપના હિંદમાં થઈ. એના પ્રથમ હિંદી ડિરેક્ટર શ્રી. જમશેદજી હતા. આ ઉપરાંત લંડનની 'રૉયલ સોસાયટી ઑફ બ્રિટન એન્ડ આયર્લૅન્ડ'માં હિંદીઓને પરદેશી સભ્યો તરીકે લેવાનો ઠરાવ થયો. આ સભ્યોમાં પહેલા શેઠ બમનજી હોરમસજી વાડિયા અને બીજા શેઠ જમશેદજી જીજીભાઈ હતા. ઇ. સ. ૧૮૪૨માં 'બોર્ડ ઑફ એજ્યુકેશન'ના એક દેશી સભ્ય તરીકે પણ શ્રી. જમશેદજી નિમાયા હતા.

રાજકીય કામો માટે કોઈ સારી સંસ્થા સ્થાપવાની જરૂર હતી. જાહેરજીવનમાં પડેલ મુંબઈના સઘળા ગૃહસ્થોએ જમશેદજીને એ વાત જણાવી. આથી જમશેદજીએ 'બોમ્બે એસોસિએશન'ની સ્થાપના કરી. તે સમયે મુંબઈના જાહેર પુરુષોમાં

કાવસજી જહાંગીર રેડીમની, શેઠ ખુરશેદજી નસરવાનજી કામા, શેઠ ફરામજી નસરવાનજી પટેલ, શેઠ નવરોજજી ફરદુનજી વગેરે સામેલ હતા. આ મંડળીને માટે ભંડોળમાં ૨૮૦૦૦) રૂપિયા ભરાયા હતા, જેમાં રૂ. ૩૦૦૦) સર જમશેદજીએ ભર્યા હતા.

સર જમશેદજી સ્વતંત્ર વિચારના હતા. તેઓ કોઈ પણ અધિકારીની ખુશામત કરતા નહિ. ગમે તેવા મોટા હોદ્દા અને લાગવગવાળા અધિકારીને તેઓ જરાય અચકાયા વિના સીધા અને સરળ ઉત્તર આપી દેતા. એમણે પોતાનો દાનપ્રવાહ અસ્ખલિત રીતે અને નાતજાતના કશાય ભેદભાવ વગર વહેવા દીધો હતો.

મુંબઈમાં 'ચિત્રજ્ઞાનદર્પણ' નામનું એક વર્તમાનપત્ર નીકળતું હતું. એમાં અનેક સ્થળો અને મહાપુરુષોનાં ચિત્રો અંગ્રેજી પુસ્તકો પરથી લેવામાં આવતાં હતાં. અંગ્રેજી લેખક સાઈમન ઓકલીના એક પુસ્તકમાંથી હજરત મહમદ સાહેબનું એક ચિત્ર એમના ચરિત્ર સાથે આપવામાં આવ્યું. આથી મુસ્લિમો ગુસ્સે થયા. ઇ. સ. ૧૮૫૧ના ઓકટોબરની ૧૭મીએ મુસ્લિમોએ હુલ્લડ મચાવ્યું. એમણે પ્રથમ પારસીઓનાં જ ઘરબાર લૂંટ્યાં. એ ઉપરાંત દરરોજ છૂટાંછવાયાં હુલ્લડનાં છમકલાં થવા લાગ્યાં. પારસીઓ જમશેદજી પાસે આવ્યા. જમશેદજીએ એમને સારી મદદ અને આશ્વાસન આપ્યું. જમશેદજીએ તનતોડ મહેનત લઈ આ મામલાને વધારે ગંભીર બનતો અટકાવ્યો.

પારસી પંચાયતની મુંબઈમાં સ્થાપના થઈ ચૂકી હતી. જ્ઞાતિના ઝઘડાઓ જ્ઞાતિ જ પતાવે તો બન્ને પક્ષોને આર્થિક નુકસાન થતું બચી જાય એ ઉદ્દેશથી હિંદુઓની પેઠે જ પારસીઓએ પોતાની પંચાયત સ્થાપી. આ પંચાયતમાં કેટલીક ક્ષતિઓ હતી. આથી જમશેદજીએ જાતે જ એક નાનું પુસ્તક લખી બહાર પાડ્યું, અને એમાં એમણે જણાવ્યું કે પંચાયત તરફથી ગરીબ કે તવંગર-

બધાને યોગ્ય ન્યાય મળવો જોઈએ અને પંચાયતે આપેલ ન્યાય પક્ષપાતથી પર હોવો જોઈએ.

શ્રી. જમશેદજી લાખોની સખાવત કરતા. પારસીઓના જમણ માટે એમણે 'એલાહિબાગ' ૭૦૦૦૦ રૂપિયાની કિંમતે બંધાવ્યો હતો. પારસી ધર્મખાતાનાં ફંડો પણ એમણે શરૂ કરાવ્યાં હતાં. આ ફંડ શરૂઆતમાં રૂ. ૨૦૦૦૦)નું હતું, પરંતુ ધીમે ધીમે વધતાં ઇ. સ. ૧૯૦૦માં એ ફંડ ૩૪ લાખ રૂપિયા જેટલે પહોંચી ગયું. મુંબઈમાં માહિમ તરફ સર જમશેદજીએ એક મોટો પુલ બંધાવ્યો. માહિમ અને વાંદરા વચ્ચેની ખાડી ઉપર બંધાવેલા આ વિશાળ પુલ ઉપર ૨૦૩૮૪૩નું ખર્ચ થયું હતું. આ પુલનું નામ 'લેડી જમશેદજી પુલ' સરકારે રાખ્યું હતું. આ પુલના ખર્ચમાં જમશેદજીનો ફાળો રૂ. ૧૫૫૮૦૦)નો હતો. આ સિવાય કોઈ પણ જાતના પક્ષાપક્ષ કે ભેદભાવ વિના લાખો રૂપિયાની સખાવતો એમણે ઉદાર દિલે કરી હતી.

મુબઈમાં જે જે નવા ગવર્નરો આવતા તે બધા જ સર જમશેદજીને મળવા બોલાવતા. વાઈસરોય પણ મુંબઈમાં પ્રથમ મુલાકાત સર જમશેદજીની જ લેતા. ઇ. સ ૧૮૪૦માં મુંબઈના ગવર્નર સર જેમ્સ કર્નાક પોતાના રસાલા સાથે જમશેદજીને ઘેર મળવા ગયા. ગવર્નરો સામાન્ય રીતે રાજરજવાડાં સિવાય અન્ય ખાનગી ગૃહસ્થોને ઘેર જતા નહોતા એટલે આ બનાવ મુંબઈ માટે પ્રથમ જ હતો.

ઇ. સ ૧૮૫૩માં મુંબઈમાં પહેલવહેલી રેલવે બંધાઈ. એના પહેલા મુસાફર તરીકે સર જમશેદજીએ પોતાનાં મિત્રો અને કુટુંબીઓ સાથે સ્પેશ્યલ ટ્રેનમાં થાણા સુધી મુસાફરી કરી હતી.

ઇ. સ ૧૮૪૩માં સર જમશેદજી દરિયારસ્તે વહાણમાં બેસીને ખંડાળે હવાફેર માટે ગયા. સરકારે આ વખતે એમને પોતાના રાજ્યના મહાન ઉમરાવ ગણી એમને મોટું માન આપ્યું.

ઈ. સ. ૧૮૫૦માં જમશેદજી પોતાના વતન નવસારીમાં આવ્યા. ત્યાં એમનું જૂનું ઘર પડું પડું થઈ રહ્યું હતું. એમની એક વૃદ્ધ પાડોશણ હજી જીવતી હતી, જેણે જમશેદજીને મુંબઈ જતી વખતે ભાતું આપ્યું હતું. આ બાઈને એમણે ભાતા જેટલું સોનું આપ્યું. પોતાના ઘરને નવેસરથી ચણાવી એ ઘર એમણે પોતાના ભાણેજને ભેટ આપ્યું. ત્યાં ગાયકવાડ સરકાર તરફથી પૂરદમામથી એમનું ભવ્ય સન્માન કરવામાં આવ્યું. નવસારીની એ માસની મુસાફરીમાં શ્રી. જમશેદજીએ પાંચ લાખ રૂપિયા વાપર્યા, અને આમાંનો ઘણોખરો ભાગ એમણે સખાવતમાં જ વાપર્યો હતો.

જાહેરજીવનમાં અને સખાવતોમાં જેમ શ્રી. જમશેદજી સારો રસ ધરાવતા, તેમ ગુજરાતી સાહિત્યમાં પણ તેઓ શિષ્ટમેર રસ લેતા. એઓ ગુજરાતી સાહિત્યના ઉપાસક હતા. ઈ. સ. ૧૮૧૨-માં ગુજરાતી ટાઈપનું પહેલું કારખાનું એમની મદદથી જ ખોલવામાં આવ્યું હતું. એમની ઉદારતા અને સખાવતને લીધે જ 'ગુજરાતી' વર્તમાનપત્ર પહેલવહેલું શરૂ થયું હતું શ્રી જમશેદજીએ સાહિત્ય પ્રત્યેની અપૂર્વ પ્રીતિને લીધે જ 'સર જમશેદજી જીજીભાઈ તરજુમા ફંડ' શરૂ કર્યું હતું. એમણે 'ખોલાસે પંચાત' નામનું એક પુસ્તક પણ લખ્યું હતું. એ ઉપરાંત 'મુંબઈ સમાચાર'માં એઓ વારંવાર ચર્ચાપત્રો મોકલાવતા.

ઈ., સ. ૧૮૨૨માં પહેલવહેલું ગુજરાતી વર્તમાનપત્ર 'મુંબઈ-સમાચાર' શરૂ થયું. એને ટકાવી રાખવા શ્રી. જમશેદજીએ સારી આર્થિક મદદ આપેલી. આ પત્ર મોબેદ ફરદુનજીએ શરૂ કર્યું હતું. એના પ્રથમના ગ્રાહકોની યાદીમાં ૧૪ યુરોપિયનો, ૮ હિંદુઓ, ૬ મુસલમાનો અને ૬૭ પારસીઓ હતા.

આ સિવાય જમશેદજી અનેક ગુજરાતી ગ્રંથકારોને અને સાહિત્યરસિકોને ઉત્તેજન આપતા હતા. ૧૮૩૨માં 'જામે જમશેદ'

નામનું પત્ર શ્રી. પેસ્તનજી માણેકજીએ શરૂ કર્યું. આ માટે પણ શ્રી. જમશેદજીએ સારી આર્થિક મદદ આપી હતી

સર જમશેદજી પહેલાં બહારકોટમાં બાટલીવાળાના મહોલ્લામાં રહેતા હતા. એમણે એ આખા મહોલ્લાની જમીન ધીમે ધીમે ખરીદી લીધી. પોતાના જૂના નોકરોને એ મહોલ્લામાં વસાવવા માટે નાનાં મકાનો બંધાવી આપ્યાં. આ સિવાય અનેક મિત્રો અને સગાંઓને એમણે આ સ્થળે પોતાના ખર્ચે ઘરો બંધાવી આપ્યાં.

આ સમયે મુંબઈમાં ત્રણ જ ગુજરાતી વર્તમાનપત્રો અસ્તિત્વમાં હતાં. 'જામે જમશેદ', 'મુંબઈ સમાચાર' અને 'મુંબઈ ચાબુક'. આ ત્રણે વર્તમાનપત્રો સર જમશેદજીની આર્થિક મદદથી જ શરૂ થયાં હતાં, વળી ત્રણે પારસી–માલિકીનાં જ હતાં. આમાંના 'મુંબઈ ચાબુકે' જમશેદજીને અનેક વખત પોતાની કટારોમાં ઉતારી પાડ્યા હતા. પરંતુ જમશેદજી એના પ્રત્યે જરાય તિરસ્કાર બતાવતા નહોતા. એ જ પત્રના માલિક આર્થિક સંકડામણના સમયે જમશેદજી પાસે આવ્યા. એમણે લાચારી બતાવી અને માફી માગી. જમશેદજીએ જરાય ઘૃણા બતાવ્યા વિના એને આર્થિક મદદ આપી. ગઈગુજરી ભૂલી જવામાં જ માનતા જમશેદજી પોતાના કોઈ પણ શત્રુનાં ભૂતકાળનાં કાર્યો પરથી એને ધિક્કારતા નહિ એટલું જ નહિ પરંતુ સમય આવ્યે એવા શત્રુઓને પણ યોગ્ય મદદ આપતા.

ઇ. સ. ૧૮૪૨માં જમશેદજી જીજીભાઈની જાહેર સેવાની કદર કરીને માર્ચની ૩જીએ નામદાર મહારાણી વિક્ટોરિયાએ એમને ગ્રેટ બ્રિટનના અમીર તરીકે જાહેર કરી 'નાઈટ'નો ઇલકાબ આપ્યો. હિંદના પ્રજાજનોમાં જમશેદજી પ્રથમ 'નાઈટ' હતા. એમને 'સર નાઈટ'ની સનંદ આપવા ગવર્નર મિ. એન્ડરસને ખાસ દરબાર ભર્યો હતો. આ માન અપાતી વખતે જમશેદજીએ પ્રવચન કરતાં જણાવ્યું હતું કે—

"આવું મોટું માન મેળવવાનો લોભ મેં રાખ્યો જ નહોતો. પાકપરવરદિગારની બક્ષિસથી જે મોટી દોલત મારા હાથમાં આવી છે તેનો કંઈક ભાગ મારા જાતભાઈઓ ને દેશબંધુઓના ભલા માટે અને એમનાં દુઃખોના નિવારણ માટે વાપરતાં મને જરાય ક્ષોભ થયો નથી. એ સખાવતો મારા હૃદયને સંપૂર્ણ સંતોષ આપે છે."

શ્રી. જમશેદજીએ પોતાના અમીરી ચિહ્‌ન ( Coat of Arms )નું સૂત્ર 'ઉદ્યોગ અને ઉદારતા' એવું રાખ્યું હતું.

મુંબઈની પ્રજા તરફથી તેમને માનપત્ર આપવામાં આવ્યું. પૂના, અહમદનગર, સતારા, જાલના, ઔરંગાબાદની પ્રજા તરફથી પણ એમની કદર કરીને માનપત્રો અપાયાં. ભરૂચ, અંકલેશ્વર, સુરત, નવસારી, બીલીમોરા, ગણદેવી, વલસાડ, ઉદવાડા, દમણ અને નારગોલ વસ્તીએ પોતપોતાનાં પ્રતિનિધિમંડળો આ સમારંભમાં મોકલ્યાં હતાં. અને એ શહેરોની જનતા વતી પણ એમને માનપત્ર અપાયાં હતાં.

ઈ. સ. ૧૮૪૨માં સર જમશેદજીને મહારાણી વિક્ટોરિયાએ સોનાનો હીરાજડિત ચાંદ બ્રિટિશ સરકાર તરફથી ખાસ ભેટ તરીકે મોકલ્યો હતો. તેમાં એમની ઉદારતા અને સ્વદેશાભિમાન માટે આ ચાંદ અર્પણ કરાયાનું કોતરેલું હતું.

ઈ. સ. ૧૮૨૭માં 'નેટિવ એજ્યુકેશન સોસાયટી'ને હાઈસ્કૂલ સ્થાપવા માટે દસ હજાર રૂપિયા એમણે આપ્યા. આ સિવાય ગુજરાતમાં જુદાં જુદાં શહેરોમાં શાળાઓ સ્થાપવા માટે એમણે આર્થિક મદદ કરી હતી, જેમાંની કેટલીક શાળાઓ તો એમના જ ખર્ચે ચાલતી હતી. આમ પરચૂરણ પરચૂરણ મળી લગભગ એક લાખ રૂપિયા એમણે નાની શિક્ષણસંસ્થાઓને મદદ તરીકે પણ આપ્યા હતા.

ઈ. સ. ૧૮૪૪માં સર જમશેદજીએ ત્રણ લાખ રૂપિયા રોકડા અને પંચાવન શેરો બૅન્ક ઑફ બેંગાલના સરકારને સોંપી 'એનું ૭ ટકા લેખે વ્યાજ દર વરસે રૂ. ૪૦૦૦૦) થાય તે શિક્ષણના કામ માટે વાપરવા સંબંધી ગોઠવણો કરવા અરજ કરી. આ પ્રમાણે

'સર' જમશેદજી જીજીભાઈ પારસી બેનિવોલન્ટ ઇન્સ્ટિટયુશન' ની શરૂઆત થઈ. આમાંથી અનેક શિક્ષણખાતાઓને આર્થિક મદદ અપાવી શરૂ થઈ. આ ફંડનો પોતાની અને બીજાઓની મદદથી સર જમશેદજીએ વિકાસ કર્યો. ૧૮૫૦માં સાત લાખ રૂપિયા અને ૧૮૯૯માં બાર લાખ રૂપિયાનું આ ફંડ થયું.

સર જમશેદજીએ આ ફંડમાંથી કોટ, મુંબાદેવી અને ઘોબી-તળાવ ખાતે ત્રણ મોટી સ્કૂલો ચાલુ કરી. તેમાં કુલ ૧૦૦૦ છોકરાઓ નાતજાતના ભેદભાવ વગર શિક્ષણ લેતા. કન્યાશાળાઓ પણ ચાલુ કરી.

તા. ૨૩ ઑક્ટોબર ૧૮૪૩ને દિવસે સર જમશેદજીએ સરકાર-ને પત્ર લખી એક લાખ રૂપિયાનો ચેક મોકલાવ્યો, અને ' સર જમશેદજી જીજીભાઈ હૉસ્પિટલ 'ની શરૂઆત થઈ. સરકારે પણ તેટલી જ રકમ આપી. મકાનફંડમાં પણ સર જમશેદજીએ પચાસ હજાર રૂપિયા આપ્યા. પાછળથી રૂ. ૧૦૦૦૦) બીજા પણ તેમણે આપ્યા હતા.

ઇ. સ. ૧૮૫૦માં સર જમશેદજીએ ' સર જમશેદજી સુવાવડખાતું ' સ્થાપવા માટે રૂ. ૩૦૦૦૦) આપ્યા હતા.

પૂનાના ગરીબ લોકોને પાણી પૂરું પાડવા માટે સરકારને કોઈ નળોની યોજના તૈયાર કરવા સર જમશેદજીએ અરજ કરી. મુલા અને મુઠા નદી ઉપર બંધ બાંધવાના ખર્ચમાં સર જમ-શેદજીએ રૂ. ૭૫૦૦૦ આપ્યા. સાંચાકામ એમણે પોતાને ખર્ચે મંગાવી આપ્યું. તેના રૂ. ૯૮૦૫૦) થયા. બીજા ૭૦૦૦ રૂપિયા પરચૂરણ ખર્ચના થયા. આમ કુલ ૧૮૦૦૫૦) રૂપિયાના ખર્ચે ' સર જમશેદજી બંધ અને વૉટરવર્ક્સ 'નું કામ પૂરું થયું. એના ઉપર એક સુંદર બાગ બનાવવામાં આવ્યો છે. ઇ. સ. ૧૮૪૪માં શરૂ થયેલું આ કામ ૧૮૫૦માં પૂરું થયું. પાછળથી આ સ્થળે વધારાના સાંચાઓ ગોઠવવાની જરૂર પડી. સર જમશેદજીના પુત્ર ઑનરેબલ રુસ્તમજીએ રૂ. ૮૦૦૦૦) પૂરા પાડી આ કામ કર્યું.

ઇ. સ. ૧૮૫૫ની ૧૪ એપ્રિલે લંડનના લોર્ડ મેયરે ત્યાંની

બધી આગેવાન સંસ્થાઓની સૂચના અને સહકારથી સર જમશેદજીને લંડનના છૂટાપણાનું માન ' Freedom of the city of London ' આપ્યું હતું. એક હિંદીને આવું મોટું માન પહેલી જ વખત અપાયું હતું. એમના પછી એમના પુત્ર રુસ્તમજીને વિલાયતમાં બે લાખ રૂપિયાની સખાવત કરવા માટે એ માન મળ્યું હતું. તે પછી કોઈ હિંદી લંડનનું છૂટાપણું મેળવી શક્યો નથી.

ઇ. સ. ૧૮૫૫માં સર જમશેદજીની ઉંમર સિત્તેર વરસની હતી. તેઓ હવે કામધંધામાંથી નિવૃત્ત થયા હતા. ના. ગવર્નર લૉર્ડ એલ્ફિન્સ્ટનના પ્રમુખપણા નીચે મુંબઈના શેરિફે એક સભા બોલાવી. એમની યાદગીરી માટે એમની કદર તરીકે એમની પ્રતિમા (પૂતળું) ઊભી કરવાનો ઠરાવ થયો. તે માટે રૂ. ૪૬૩૪૬)નું ફંડ એકઠું કરી સંગેમરમરનું એક પૂતળું બનાવી રૉયલ એશિયાટિક સોસાયટીના મકાનમાં ખુલ્લું મૂકવામાં આવ્યું. આ પૂતળાની બનાવટ માટે ઇટાલિયન કારીગર મારોસેટીને રૂ. ૪૦૦૦૦) અપાયા હતા.

ઇ. સ. ૧૮૫૭ની ૬ ઑગસ્ટે મહારાણી વિક્ટોરિયાએ જમશેદજીને બૅરોનેટ બનાવ્યા. આ વખતે સર જમશેદજીની ઉંમર ૭૪ વરસની હતી. એમણે પચીસ લાખ રૂપિયાની સરકારી પ્રોમિસરી નોટો પોતાના વારસદારોને બૅરોનેટ પદવીનું મહત્ત્વ નિભાવવાનું બની શકે તે માટે સરકારમાં અનામત મૂકી હતી. સર જમશેદજીના વારસદારોમાં સૌથી વડીલ હોય તે વંશપરંપરા સર જમશેદજી જીજીભાઈ બૅરોનેટ તરીકે ઓળખાય એમ સરકારે સ્વીકાર્યું હતું. રૂપિયા પચીસ લાખનું વ્યાજ બૅરોનેટને જિંદગીપર્યંત આપવાનું સરકારે કબૂલ્યું હતું. એ બૅરોનેટ માટે મઝગાંવ કૅસલવાળો બંગલો હમેશાં રહે તે માટે સરકારને સોંપવામાં આવ્યો હતો. બૅરોનેટની વિધવાને દર વરસે દસ હજાર રૂપિયા સાલિયાણા તરીકે આપવાની પણ શરત હતી. આ રીતે હમણાં ઘણું કરીને ચોથા સર જમશેદજી જીજીભાઈ બૅરોનેટ આ પેદાશ અને બંગલો વાપરે છે.

સર જમશેદજી ખૂબ કમાયા હતા. હવે તેઓ વૃદ્ધ થયા હતા. આથી એમણે પોતાના ત્રણ પુત્રો (૧) ખુરશેદજી (૨) રુસ્તમજી અને (૩) સોરાબજીને વેપારનો સઘળો વહીવટ સોંપી દીધો. છતાંય એમનો દાનપ્રવાહ તો એવો ને એવો અસ્ખલિત રીતે વહી રહ્યો હતો. સર જમશેદજીને એક પુત્રી પણ હતી. એમનું નામ પિરોજબાઈ.

ઇ. સ. ૧૮૫૮ની શરૂઆતમાં જ તેઓ અશક્ત થયા. એમણે પોતાની ઉપરની બધી સામાજિક, વ્યવહારિક અને રાજકીય જવાબદારી એમના પુત્રોને સોંપી દીધી. તા. ૧૪મી એપ્રિલ ૧૮૫૮ના દિવસે એમનો સ્વર્ગવાસ થયો. એમના જેવા સપુત અને દાનવીરના અવસાનથી આખા હિંદમાં સ્થળે સ્થળે શોકની ઘેરી છાયા વ્યાપી ગઈ. મુંબઈના ગવર્નર લૉર્ડ એલ્ફિન્સ્ટન જાતે એમને ત્યાં ગયા અને એમના કુટુંબ પ્રત્યે દિલસોજી દર્શાવી. સ્થળે સ્થળે શોકસભાઓ ભરાઈ હતી અને એમના કુટુંબ પ્રત્યે દિલસોજી અને લાગણી દાખવી હતી.

સર જમશેદજીએ અઢળક સંપત્તિ પ્રાપ્ત કરી હતી. જુદી જુદી અનેક સખાવતોમાં ૨૫ થી ૩૦ લાખ રૂપિયા વાપરવા છતાં તેઓ પોતાના મરણ પછી મોટી દોલત મૂકી ગયા હતા. તે સમયની મુંબઈની સુપ્રીમ કોર્ટમાં એમના વસિયતનામાનું પ્રોબેટ લેવામાં આવ્યું હતું તેમાં એમની દોલત ૮૫ લાખ રૂપિયા જણાવવામાં આવી હતી.

સર જમશેદજી ગરીબીમાં જન્મી ગરીબીમાં જ ઊછર્યા હતા, છતાં જ્યારે દરરોજ એક રૂપિયો કમાતા ત્યારે પણ અર્ધો હિસ્સો એ ગરીબોને આપતા. કરોડો રૂપિયા કમાયા ત્યારે એમણે લાખો રૂપિયાનાં દાનપુણ્ય કર્યાં. એમના જેટલું માન એ વેળા હિંદના કોઈ પણ પ્રજાજનને મળ્યું નહોતું. સાહિત્ય, શિક્ષણ, લોકોપયોગી યોજનાઓ અને અન્ય કાર્યોમાં એમણે જરાય અચકાયા વિના લાખોને દાન આપ્યાં છે. ધન્ય હો એ પારસી દાનવીરને!

# સર થારિયા ટોપણ

"અરે છોકરા, જા તો, કૂવાથંભ પર ચડીને સઢને જરા કસીને બાંધ!" તરત જ બારેક વરસનો એક કુમાર વાંદરાની પેઠે કૂવાથંભ પર ચડી ગયો. સઢને ખેંચીને એણે કસકસાવ્યો.

"જા છોકરા, હુક્કો ભરી આવ!"

તરત છોકરો માલમનો હુક્કો ભરી આવ્યો.

"જા છોકરા, ભંડારિયામાં ઝાડુ વાળી આવ!"

છોકરે ઝાડુ ઉપાડી ભંડારિયું સાફ કરી નાખ્યું.

વહાણ બેટ (કાઠિયાવાડ)ના બંદરે નાંગર્યું હતું. બધા ખલાસી દરિયામાં નાહવા પડ્યા છોકરો પણ એમની સાથે નાહવા પડ્યો. એ ભારે તરવૈયો હતો. ઓચિંતી એક ખલાસીએ રાડ નાખી. એનો હાથ શાર્ક માછલીએ પકડ્યો હતો. બીજા ખલાસીઓએ નાસભાગ કરી મૂકી. આ છોકરાની કમરે માછલીઓ કાપવાનો એોટો છરો હતો. એણે હિંમત કરીને શાર્ક માછલીની આંખ ઉપર જોરથી છરો હુલાવ્યો. માછલીની આંખમાંથી લોહીની ધાર થઈ. એ ખલાસીનો હાથ મૂકીને ભાગી. ખલાસી બચી ગયો.

રસ્તામાં પછી વહાણને અનુકૂળ ઋતુ રહી. પરંતુ હિંદી મહાસાગરમાં એને ભારે તોફાન નડ્યું. દરિયાનાં મોટાં મોજાંઓ પાસે વહાણ તણખલાની પેઠે ઊડવા માંડ્યું. વહાણની આલાત (દોરડાં–દોરડીઓ) વગેરે હવાના જોરથી તૂટી ગયાં. સઢ પણ ફાટી ગયો. તોફાનમાં વહાણ ઘૂમરીએ ચડ્યું. પવનનું જોર ખૂબ

હતું. સુકાનીના કાબૂમાં એ ન રહી શક્યું. વહાણને ભયમાં જોઈને માલમે સઘળો માલ વામી દીધો. વહાણ હળવું થયું એટલે કંઈક સરખું થયું. જેટલી ઝડપથી વહાણ તોફાનમાં સપડાયું હતું એટલી જ ઝડપે તોફાન બંધ થઈ ગયું. આમ વહાણ જંગબાર પહોંચ્યું.

*

કચ્છના રોપણ મુખીનો દીકરો થારિયો ભારે તોફાની હતો. એના બાપ પોતે વાડીઓમાં બકાલું વાવતા. બજારમાં એ વેચવા પણ પોતે જ જતા. એને ભાત પણ વાડીમાં જ આવતો. ફક્ત સૂવા માટે રાત્રે એ ઘેર જતા. તોફાની થારિયો વાડીમાં બાપને ક્યારેક મદદ કરે અને ક્યારેક સરકી જાય. પોતાના જેવા તોફાની છોકરાઓને ભેગા કરી, એકબીજી શેરીઓનાં કૂતરાંઓને લડાવવાની મોજ એ કરતો. આંબલીની ઊંચી ડાળે ચડી તળાવમાં ઠેકડા મારે, કૂવાઓમાં ઊંચેથી પડતું મૂકે, દડે, ગંગડી રમે. આમ આખો દિવસ એ રમતમાં જ ગાળતો. એનો બાપ એને ખૂબ મારતો, પરંતુ મારથી એ નફ્ફટ બનતો. ઘરમાંથી લાગ જોઈને પાઈ-પૈસા એ ચોરી જાય. ગામમાં દુકાનેથી ખાવાનું લઈ રખડ્યા કરે. બાપ લાચાર થયો. છોકરાનાં તોફાન બહુ વધી ગયાં હતાં. એક દિવસ એક જણની દુકાન રેઢી જોઈ હિંમત કરી થડાની ગૂણી નીચેથી ગોદે પૈસાની મૂઠી ભરી. દુકાનદાર દૂર હતો. એણે કોલાહલ મચાવ્યો. છોકરો નાઠો. પાછળ દુકાનદાર અને બીજા માણસો 'પકડો, પકડો' એવા બુમાટા કરતાં દોડતા હતા. છોકરાએ ફુરજાનો રસ્તો લીધો. એ દરિયામાં કૂદી પડ્યો. માલ લઈને એક વહાણ ઊપડવાની તૈયારીમાં હતું. થારિયો ફાળકામાં ગૂણીની ચડી નીચે લુપાઈ ગયો. વહાણ ઊપડ્યું. બે દિવસ સુધી તો છોકરો વહાણમાં સંતાઈ રહ્યો, પણ ભૂખ ન સહન થવાથી એ પછી બહાર આવ્યો. માલમે અને બીજા ખલાસીઓની નજર એના પર

પડી. પૂછગાછ કરતાં ખબર પડી કે આ છોકરો તો બકાલી ટોપણ મુખીનો છે. વહાણ તો પોતાનો રસ્તો કાપ્યે જતું હતું. એટલી છોકરાને કોઈ વહાણ સાથે પાછો મોકલી દેવાનો આલમનો ઇરાદો હતો. પરંતુ રસ્તામાં કોઈ વહાણ ન મળ્યું એટલે થારિયો જંગબાર પહોંચ્યો.

આ સમયે જંગબારમાં શેઠ જેરામ શિવજીનો સિતારો તેજ હતો. જંગબારના સુલતાન સૈયદ માજિદ જેરામ શેઠના મુનીમ લધાભાને પોતાના ભાઈ જેવો ગણતા હતા. લધાભા પણ પ્રતાપી પુરુષ હતા. એમણે શેઠને કરોડાધિપતિ બનાવ્યા હતા અને પોતે પણ લક્ષાધિપતિ બન્યા હતા. મોટો વેપાર, મોટું વહાણવટું, સલ્તનતમાં જબરી લાગવગ અને સુલતાનના સંપૂર્ણ વિશ્વાસથી લધાભાની લાગવગ જંગબારમાં અસાધારણ હતી. લધાભા પણ સામાન્ય સ્થિતિમાંથી આટલા ઊંચા પદે પહોંચ્યા હતા. કોઈ પણ ગુજરાતીને માટે એનાં દ્વાર ખુલ્લાં હતાં. હિંદુ–મુસલમાનનો એને ત્યાં ભેદ નહોતો. એને મન બધા સમાન હતા. એ મુખ્ય વેપારી અને મહાજનના મુખી હતા. હમણાં જ જંગબાર પહોંચેલા એમના વહાણના માલમે એમની પાસે આવી પેલા છોકરાને સોંપ્યો અને જે બન્યું હતું તે લધાભાને કહ્યું. છોકરાને તરત તો વખારે જમવા-સૂવાની સગવડ કરી આપી અને પછી કોઈ વહાણમાં પાછો મોકલવાનું નક્કી કર્યું. આમ થારિયો શેઠ જેરામ શિવજીની વખારે રહ્યો.

અહીં એના જીવનમાં પલટો આવ્યો. તોફાની, બેફિકરા અને અલમસ્ત છોકરાને બદલે એ શાણો બની ગયો. વખારમાં ઝાડુ કાઢવાનું, બત્તીઓ કરવાનું વગેરે છૂટક કામ એ કરવા લાગ્યો. એના ગામના એક–બે મહેતાજીઓ હતા. થારિયાના બાપ ટોપણ મુખીને ઓળખતા એટલે એમણે છોકરા ઉપર મીઠી નજર રાખવા માંડી. એમાંના એકે એને બારાખડી શીખવવા માંડી. થારિયો ઘણો ચાલાક

હતા. એમણે અમેરિકા અને ફ્રાન્સ સાથે પરસ્પર સંધિઓ કરીને આ સલ્તનતમાં પોતાની લાગવગ વધારી હતી.

સુલતાન લાચાર થઈ પડ્યો. એની પાસે ધરેણે મૂકેલ જમીન છોડાવવા માટે નાણાં ન હતાં. એના ટાપુઓ અને ઈલાકાઓ યુરોપિયનોના હાથ નીચે હતા. એમની પાસેથી લીધેલી રકમો આપવાની મુદત પૂરી થતી હતી. પોતાની લેણી નીકળતી રકમ સુલતાન સમયસર ભરી શક્યા નથી એમ બહાનું આપીને તેઓ એ મુલકો જપ્ત કરવા માગતા હતા.

આ સંકડામણમાંથી છૂટવા માટે સુલતાનને મુદત જોઈતી હતી. ફરી નવા પટા કરી આપવા એ તૈયાર હતો. આ કામ માટે કોઈ વિશ્વાસુ અને લાગવગવાળો અધિકારી એને જોઈતો હતો. સુલતાનની પસંદગી થારિયા શેઠ પર ઊતરી. પોતાની ખાસ દેખરેખ નીચે સુલતાને આ કામ થારિયા શેઠને સોંપ્યું. આમ થારિયા શેઠ સુલતાનના વજીર બન્યા. સુલતાને એને મોટો પગાર કરી આપ્યો અને એને રહેવા માટે ઘર અને વાહનની સગવડ આપી.

યુરોપિયનો અને થારિયા શેઠ વચ્ચે વાટાઘાટ શરૂ થઈ. આ બધી વાતો યુરોપનાં ત્રણે રાજ્યોના પરદેશખાતાં પાસે રજૂ થઈ. સમજાવટ કરવામાં થારિયા શેઠ ભારે બુદ્ધિમાન અને ખબરદાર હતા. સ્થાનિક યુરોપિયન અધિકારીઓને તો તેઓ સમજાવી શક્યા અને અમેરિકા અને ફ્રાન્સને તો નવા લખતો પણ કરી આપ્યાં. પરંતુ મોટું કામ અંગ્રેજો સાથે હતું. વિલાયતથી નવાં લખતો કરવાની મંજૂરી ન મળી. અહીંના અધિકારીઓને આ બાબતની સંમતિ વિલાયતથી મળી નહિ. આમ કામ ખૂબ ગૂંચવાયું અને સુલતાન માટે આ એક મોટો વિમાસણનો પ્રશ્ન થઈ પડ્યો.

"નામદાર સુલતાન! મને લંડન જવાની રજા આપો. હું ત્યાં જઈને એ લોકોને સમજાવી શકીશ." થારિયા શેઠે હિંમત કરી.

"થારિયા! ત્યાં તમને દાદ નહિ મળે." સુલતાનને હવે આશા રહી ન હતી.

"આપણું વલણ અને કામ ન્યાયી અને વાજબી છે એટલે મને જરૂર ફતેહ મળશે." આમ સુલતાનને ગળે વાત ઉતરાવી થારિયા શેઠ વિલાયત ગયા. ત્યાં પરદેશખાતાના અધિકારીને એણે ખૂબ સમજાવ્યો. એણે બધી વાતની એની સાથે ખુલ્લા દિલથી ચર્ચા કરી. બધી વાતને અંતે પરદેશખાતાએ એના મુદ્દા સ્વીકાર્યા અને કામમાં ફતેહ મેળવી થારિયા શેઠ પાછા જંગબાર આવ્યા.

સુલતાને પ્રસન્ન થઈ એને એક લાખ રિયાલ બક્ષિસ આપ્યા. અંગ્રેજોએ એને નાઈટહૂડનો ઇલકાબ આપ્યો. રખડુ થારિયો સર થારિયા ટોપણ થયો. એણે જ જંગબારમાં ખોજાભાઈઓનો પગપેસારો કરાવવા માટે ભારે જહેમત ઉઠાવેલી. સર થારિયા ટોપણ પછી મૃત્યુ પામ્યા. આજે પણ એની સુકીર્તિ વિખ્યાત છે.

અને બુદ્ધિશાળી હતો. એ જલદી જલદી શીખવા માંડ્યો. વાંચવા-લખવાનું શીખવાની એને ચીવટ થઈ. થોડા વખતમાં એ અક્ષરો શીખી ગયો. એને થપેડા ઘૂંટવાનું કામ દેવાયું. એના અક્ષરો મોતીના દાણા જેવા હતા. એને ઉઘરાણીનું કામ સોંપવામાં આવ્યું અને તે સારી રીતે એ કામ કરવા માંડ્યો. એનું કામ ધીમે ધીમે લધાભાની નજરે ચડ્યું. એનો પગાર શરૂ થયો. એની હોશિયારી જોઈને લધાભાએ એને જોખમભરેલાં કામો સોંપવા માંડ્યાં. આ કામોમાં પણ થારિયાએ લધાભાને પૂરતો સંતોષ આપ્યો. આમ દસ વરસ એણે જંગબારમાં ગાળ્યાં. બાવીસ વરસની ઉંમરે દેશ જઈને તેણે લગ્ન કર્યું. ટોપણ મુખી દીકરાની પ્રગતિ જોઈ ઘણા રાજી થયા.

લગ્ન કરીને થારિયો પાછો જંગબાર આવ્યો. આ સમયે લધાભાએ તેને કસ્ટમ્સનો મદદનીશ અમલદાર બનાવ્યો. છેલ્લાં વીસ વરસ થયાં ફરદાનુ (કસ્ટમ્સનું) કામકાજ જેરામ શિવજીની પેઢી ઇજારે લેતી હતી. એ લાખ રૂપિયા વાર્ષિકથી ઇજારાની શરૂઆત થઈ. વધીને વાર્ષિક ત્રીસ લાખ રૂપિયા સુધીની પેદાશ આ ઇજારાથી સુલતાનને મળવા લાગી. મુખ્ય પેદાશ હાથીદાંત, લવિંગ અને ગુલામોની જકાતની થતી હતી. થારિયા ટોપણે પોતાનું કામ એટલી હોશિયારીથી બજાવ્યું કે છેવટે તેને કસ્ટમ્સનો મુખ્ય અધિકારી નીમ્યો. એણે રોકડની પેદાશ ખૂબ વધારી આપી અને લધાભાની શાબાશી મેળવી.

કસ્ટમ્સના કામકાજને અંગે થારિયાને સુલતાન માજિદના સમાગમમાં અવારનવાર આવવાનું થતું. આ છોકરો ભારે બુદ્ધિમાન અને કાર્યદક્ષ છે એની ખાતરી સુલતાને કરી લીધી. એણે બે-ત્રણ મુશ્કેલ કામો થારિયાને સોંપ્યાં. સુલતાનને સંતોષ થાય એ રીતે એ કામો પાર પડ્યાં. સુલતાને એની કદર કરી અને લધાભાની સંમતિ લઈને થારિયાની સેવાઓ પોતાનાં છૂટક છૂટક કામો માટે એણે મેળવી લીધી.

આ સમયે અંગ્રેજ, અમેરિકન અને ફ્રેન્ચ વેપારીઓ મોટા વેપાર ખેડવા માટે પોતપોતાના મુલકમાંથી જંગબારને કિનારે ઊતરી આવ્યા હતા. એમની કોન્સલેટો પણ સ્થપાઈ હતી. આ બધા પરદેશીઓ સુલતાનને મોજમજા માટે નાણાં ધીરી બદલામાં સુલતાનનો મુલક અમુક પટે મેળવતા હતા. કસ્ટમ્સમાં થારિયા ટોપણ આ પરદેશીઓના સંસર્ગમાં આવ્યો. એણે પોતાના પ્રમાણિકપણાની ઊંચી છાપ એ સૌના પર પાડી. આ પરદેશીઓમાં થારિયા શેઠની લાગવગ ખૂબ વધી. લધાભા માટે પણ આ પરદેશીઓને ખૂબ માન હતું અને એમના પ્રતિનિધિ તરીકે થારિયા શેઠને પણ પરદેશીઓ તરફથી સારો આદર મળવા લાગ્યો.

પછી તો સુલતાન માજિદ મરણ પામ્યા. એની જગાએ સુલતાન બરગેસ સુલતાન થયા. લધાભા પણ આ સમય દરમિયાન આ દુનિયા છોડીને ચાલ્યા ગયા. એમની પેઢી સાથે નવા સુલતાનને બનતું નહોતું. આથી ઇજારાનું કામ એક–બે નવી પેઢીઓને સોંપ્યા પછી સુલતાને પોતાને હસ્તક જ રાખ્યું અને એના પહેલા મુખ્ય અધિકારી તરીકે થારિયા શેઠની નિમણૂક કરી.

સુલતાનને પરદેશીઓ સાથે ખૂબ કામ પડતું. માજી સુલતાન માજિદ મોજીલો અને ખર્ચાળ હતો. એણે પોતાના મુલકના અમુક હિસ્સા ઘરેણે મૂકીને યુરોપિયન મહારાજ્યો પાસેથી નાણાં લીધાં હતાં. સુલતાન બરગેસને પણ સૈન્ય અને નૌકાઓ નિભાવવા પાછળ મોટો ખર્ચ કરવો પડતો હતો. આ અને અન્ય ખર્ચો પેદાશમાંથી માંડ પૂરા થતા. આ સંજોગોમાં યુરોપિયન રાજ્યોનાં લેણાં નાણાં ભરાઈ શકતાં નહોતાં. યુરોપિયન રાજ્યોએ કરારની શરતોનો પોતાની તરફેણમાં ઉપયોગ કરીને ઘરેણે રાખેલા પ્રાંતો કબજે કરી લીધા અને સુલતાનના અધિકારીઓને કાઢી મૂક્યા. સૌથી મોટા નાણાં ધીરનાર અને વિશાળ પ્રાંતોનો કબજો મેળવનાર અંગ્રેજો

હિંદી પ્રજાના દાદા

# દાદાભાઈ નવરોજજી

તા. ૪થી સપ્ટેંબર ૧૮૨૫ના દિવસે મુંબઈ શહેરમાં માંડવી લત્તામાં ખડક પાસેના એક નાનકડા ઘરમાં એક ગરીબ પારસી કુટુંબમાં પુત્રનો જન્મ થયો. કુટુંબ ઘણું જ ગરીબ હતું. નવરોજજી દોરડીવાલા માંડ પોતાના ગુજરાન પૂરતું પેદા કરતા હતા. એમનાં પત્ની માણેકબાઈ એક ઘરરખ્ખુ સ્ત્રી હતાં અને એમના પતિ જે કંઈ થોડુંક કમાઈ લાવતા એમાંથી આડાઅવળા પાટા બાંધીને પણ ઘરનું પૂરું કરતાં. નવરોજજી થોડુંક ગુજરાતી ભણેલા અને ધર્મ-ગુરુના વંશજ હોવાથી પારસીઓને ધાર્મિક ક્રિયા કરાવી પોતાનું ગુજરાન ચલાવતા. એમના પુત્ર દાદાભાઈ આવા ધાર્મિક સંસ્કારમાં ઊછર્યા હતા અને છેવટ સુધી સાચા અને પવિત્ર જરથોસ્તી તરીકે એમણે જીવન વિતાવ્યું હતું.

આ કુટુંબ નાનકડા ઘરમાં રહેતું હતું. આસપાસ પાડોશમાં એમના જેવા જ બીજા ગરીબ પારસીઓનો વસવાટ હતો. એક દિવસ ઓચિંતો આ કુટુંબ ઉપર એક મોટો વજ્રાઘાત થયો. નવ-રોજજી દોરડીવાલાનું અવસાન થયું. આ વખતે દાદાભાઈ પાંચ જ વરસના હતા. કુટુંબનો કમાનાર અને ભરણ-પોષણ કરનાર મોવડી આ બાળકને આવડો નાનો મૂકીને ચાલી નીકળ્યો. અને મૃત્યુએ આ કુટુંબને આમ લાચાર બનાવ્યું.

અસલ નવસારીનું વતની આ કુટુંબ જીવનનિર્વાહને અર્થે

મુંબઈમાં આવી વસ્યું હતું. ઘરમાં ગરીબી તો પહેલેથી જ હતી. કુટુંબની ભાવિ આફતો માટે કંઈ બચત કરેલી નહિ. માણેકબાઈએ હૃદય કઠણ કરીને નાના દાદીના ઉછેરનો ભાર ઉપાડી લીધો. પારસીઓમાં એકબીજાની મુશ્કેલીમાં ઊભા રહેવાની અને સહકારથી કામ કરવાની ભાવના પહેલેથી જ છે. એક કોમ તરીકે તેઓ કોમની અંદર અને બહાર પોતાનો મદદનો હાથ લંબાવી જાણે છે.

વિધવા માણેકબાઈને સગાંસંબંધીઓએ સહકાર આપ્યો. પોતે પણ મહેનતુ હતાં એટલે પોતાનું અને છોકરાનું ગુજરાન કપરા સંજોગોમાં પણ હિંમતથી ચલાવવા લાગ્યાં. આમ ને આમ દાદાભાઈ સાત વરસના થયા. પિતાની તો તેમને બહુ યાદ નહોતી અને માનાં પ્રેમ અને વાત્સલ્યને કારણે એમને ઘરમાં કોઈ જાતની ઊણપ જણાતી નહિ.

આ સમય દરમિયાન કેટલાક વિદ્યાપ્રેમીઓએ 'નેટિવ એજ્યુકેશન સોસાયટી' નામની સંસ્થાની સ્થાપના કરી હતી. આ સંસ્થા ગુજરાતી શિક્ષણની શાળા ચલાવતી હતી. આ શાળામાં ગરીબ વિદ્યાર્થીઓને ગુજરાતી શિક્ષણ મફત અપાતું હતું. નાનો દાદી આ શાળામાં જોડાયો. મહેતાજી જોઈતારામ પાસે એકડે એક ઘૂંટીને એ આગળ વધ્યો. ગુજરાતી લખવા-વાંચવાનું શિક્ષણ એણે અહીં રહીને પૂરું કર્યું. એના પિતા અને સગાંસંબંધીઓએ તો થોડુંક ગુજરાતી ભણીને સંસારના સાગરમાં પોતાનાં નાવોને ઝુકાવ્યાં હતાં. પરંતુ દાદાભાઈને આગળ ભણવાની ધગશ હતી. પોતાને અંગ્રેજી ભણવું છે એ વાત એણે માતાજીને કાને નાખી. માતાજીએ પુત્રના કલ્યાણ માટે આ વાત સ્વીકારી. દાદાભાઈ એલ્ફિન્સ્ટન ઇન્સ્ટિટ્યૂટની પ્રાથમિક શિક્ષણની શાળામાં દાખલ થયા. હવે ભણતર ઉપર દાદાભાઈનો ખરો રસ જાગ્યો. એ ખૂબ ધ્યાન આપીને પાઠો તૈયાર કરવા લાગ્યા. એમની યાદદાસ્ત પણ ખૂબ

સારી હતી. વર્ગમાં પહેલો નંબર રાખી એ પરીક્ષાઓ ઊંચે નંબરે પસાર કરતા જતા હતા. આમ એમની કેળવણી આગળ વધી. સાથે સાથે એમની હોશિયારી અને ચીવટ પણ વધતાં ગયાં. શિક્ષણની પ્રગતિ માટે આ સમયે સરકાર અને ધનવાનો તરફથી શિષ્યવૃત્તિઓ (સ્કૉલરશિપ્સ) મળતી. દાદાભાઈ પહેલા નંબરનાં ઇનામો જીતી જઈ શિષ્યવૃત્તિઓ મેળવતા હતા. શાળાનો ખર્ચ અને ઘરખર્ચ ટયુશનોમાંથી ચાલતો હતો.

ગુજરાતી ભાષામાં પુસ્તકો મોટા પ્રમાણમાં પ્રકટ થવાનો સમય હજી શરૂ થયો નહોતો. દાદાભાઈએ ગુજરાતી ભાષાનાં 'શાહનામું,' 'જરથોસ્તીની ફરજો' વગેરે પુસ્તકો વાંચ્યાં હતાં. 'શાહનામા'માંના પ્રાચીન જરથોસ્તીઓનાં શૌર્ય, ઉદારતા અને ધર્મપ્રેમની વાતોની તેમના હૃદય ઉપર બહુ અસર થઈ હતી. અંગ્રેજી વાંચતાં આવડ્યા પછી અંગ્રેજી સાહિત્ય તેઓ સારી રીતે વાંચવા માંડ્યા. એમના જીવન ઉપર એક પુસ્તકની મોટી અસર થઈ. વિલ્બરફોર્સ નામના એક પરોપકારી ગૃહસ્થે જગતમાંથી ગુલામી નાબૂદ કરવા માટે કેવા મોટા ભોગો આપ્યા અને આ મહાન કાર્યમાં એમણે પોતાનું જીવન કેવી રીતે રેડ્યું હતું એ વાતો એમણે વારંવાર વાંચી હતી અને હૃદયમાં જડી લીધી હતી.

દાદાભાઈએ એલ્ફિન્સ્ટન ઇન્સ્ટિટ્યુટમાં પોતાનું અંગ્રેજી શિક્ષણ પૂરું કર્યું. આ વખતે હજી વિશ્વવિદ્યાલયો (યુનિવર્સિટી)ની સ્થાપના થઈ નહોતી. મૅટ્રિકની કે ગ્રૅજ્યુએટની છાપ વિદ્યાર્થીઓને હજી મળતી નહોતી. દાદાભાઈ પણ આ છાપ મેળવી શક્યા નહિ. પરંતુ પોતાની શાળામાં મળી શક્યું એટલું પાકું અંગ્રેજી જ્ઞાન એમણે મેળવી લીધેલું એટલે એ જ શાળામાં પ્રાથમિક શિક્ષણ આપનાર એક નીચા દરજ્જાના શિક્ષક તરીકે એમણે નોકરી શરૂ કરી. એમનો શરૂઆતનો પગાર પણ પચીસેક રૂપિયા જેટલો હતો.

પોતાનો છોકરો કમાય છે એ વાતથી માણેકબાઈનો હરખ ક્યાંય માતો નહોતો.

આવો કમાઉ છોકરો કાંઈ કુંવારો રહે? આ સમયે પારસીઓમાં પણ બાળવિવાહ થતા. એમાં દાદાભાઈ ૨૦ વરસના થયા ત્યાં સુધી વિવાહ ન કર્યો એ તો પારસી કોમનાં બૈરાંઓ માટે ભારે કુતૂહલની બિના ગણાતી. ઘણી કન્યાઓનાં માબાપ ઉતાવળ કરતાં, પણ દાદાભાઈ પોતાનું ભણતર પૂરું કર્યા વિના વિવાહ માટે ના પાડતા હતા પરંતુ આખરે માતાજીના આગ્રહને વશ થઈને એક દસ-અગિયાર વર્ષની કન્યા સાથે એમનો વિવાહ થયો.

દાદાભાઈ નાનપણથી જ ઉમંગી અને ઉત્સાહી હતા. પોતાના વિકાસની એમને ભારે ધગશ હતી. જ્ઞાન પ્રાપ્ત કરવા માટે એમણે ભારે પ્રયત્નો કરવા માંડ્યા. શાળાના આઠ-નવ કલાક ભણાવે, સવાર-સાંજ ટ્યુશનો આપે અને રાત્રે મોડે સુધી વ્યાકરણ, ઇતિહાસ, ભૂગોળ અને સાયન્સને લગતું જ્ઞાન મેળવવા માટે અભ્યાસ કરે. આમ તેઓ દરરોજના ચૌદ કલાક કામ કરતા. ત્રણેક વરસમાં એમણે ઠીક ઠીક જ્ઞાન મેળવી લીધું. તે વખતે ઊંચી પરીક્ષાઓ નહોતી, પણ અંગ્રેજ પ્રોફેસરો ખાનગીમાં આવી પરીક્ષાઓ લેતા હતા.

પ્રિન્સિપાલ પેટન એક અંગ્રેજ ગૃહસ્થ હતા. એક દિલસોજ અને પ્રમાણિક સજ્જન હતા. એમણે દાદાભાઈને આગળ વધવામાં ઘણી મદદ અને સહકાર આપ્યાં હતાં દાદાભાઈની જ્ઞાનસમૃદ્ધિ જોઈને એમણે એ જ એલ્ફિન્સ્ટન ઇન્સ્ટિટ્યુટમાં એમને પ્રોફેસર તરીકે નીમ્યા. હવેથી તેઓ પ્રોફેસર દાદાભાઈના નામે ઓળખાવા લાગ્યા. એમની લાગવગ અને માન-મરતબો વધ્યાં. માણેકબાઈને તો હવે સ્વર્ગ એક વેંત જ દૂર રહ્યું.

દાદાભાઈને નાનપણથી જ પ્રજાની સ્થિતિ સુધારવાની ભારે ઝંખના હતી. કોમના અને પરકોમના માણસોનું ભલું કેવી રીતે

કરવું એ વિષે એ બહુ આતુર હતા. પોતે મેળવેલા જ્ઞાનનો લાભ પ્રજાને પણ મળે એ વિષેનો એમનો ઉત્સાહ જબરો હતો. પોતાનાથી બને એટલી મદદ બીજાને કરવા તેઓ હમેશાં તત્પર રહેતા. વિચારે દાદાભાઈ સુધારક હતા. જૂના રીતરિવાજોના એ વિરોધી હતા. આમ છતાં પોતાની કોમને અને બીજી કોમોને વિદ્યાનો લાભ આપીને આગળ વધારવાના તરંગો એ સેવતા હતા.

આ સમયે એમનાં માતુશ્રી માણેકબાઈ બહિસ્તનશીન થયાં. આનો આઘાત આ માતૃવત્સલ પુત્રને બહુ લાગ્યો. માણેકબાઈ બિલકુલ અશિક્ષિત હતાં. એમને લખતાં-વાંચતાં આવડતું નહોતું. છતાં જગતની વ્યવહારશાળાનો એમનો સારો અનુભવ હતો. એમણે ઘણા તડકા-છાંયા જોયા હતા. એમનામાં ડહાપણ પણ ખૂબ હતું. છોકરાને એમણે પોતાનાં કાંડાંના જોર પર ઉછેર્યો હતો અને શિક્ષણ આપ્યું-અપાવ્યું હતું. છોકરાને ખરાબ સોબતે ચડતાં એમણે બચાવી લીધો હતો. માણેકબાઈ હતાં તો જૂના વિચારનાં ને ભિખ્યાં હતાં પણ જૂની માન્યતાના વાતાવરણ વચ્ચે, છતાં સંસારસુધારાના તેઓ પક્ષપાતી હતાં. સ્ત્રી-કેળવણી માટેના એમના વિચારો પણ સુધારક જેવા હતા. આવાં સદ્ગુણી, ઘરરખ્ખુ, ડાહ્યાં અને વૃદ્ધ માતુશ્રીના સ્વર્ગવાસથી દાદાભાઈને ઘણો આઘાત લાગ્યો. દાદાભાઈ કહેતા કે આજે હું જે છું તે મારી માતાના પ્રતાપે છું. મારું ઘડતર એમના હાથે થયું છે. માતા અને પિતા બંનેનું વહાલ અને લાડ એકલાં માતાએ જ એમને આપ્યાં હતાં. મહાપુરુષોના જીવનઘડતરમાં આમ માતાઓનો હિસ્સો મોટો હોય છે.

હવે દાદાભાઈ સમાજસેવાના કાર્યમાં પણ પોતાનો હિસ્સો આપવા માંડ્યા. આ સમયે પારસીઓમાં તેમ જ હિંદુઓ અને મુસ્લિમોમાં અજ્ઞાન, નિરક્ષરતા અને જૂના વહેમોનું સામ્રાજ્ય હતું. દાદાભાઈએ શરૂઆતમાં નિરક્ષરતા-નિવારણનાં મંડાણ માંડ્યાં.

એમણે પોતાના ઘરથી દૂર એક ઓટલા ઉપર છોકરાઓની એક રાત્રિશાળા શરૂ કરી. પોતે એક પ્રોફેસર હતા અને સારો એવો પગાર પણ મેળવતા હતા છતાં નાનામોટાં નિરક્ષર બાળકોને ઉમળકાથી શીખવતા હતા. ગરીબ અને ખરાબ આર્થિક સ્થિતિનાં બાળકો માટે પાટી, પેન્સિલ અને પુસ્તકો પોતાના પૈસાથી જ પોતે ખરીદી આપતા. એમનો આવો ઉમંગ જોઈ બીજા કેટલાક યુવાનો આ કામમાં એમના સહકારી બન્યા. દરરોજ રાત્રે બે કલાક આ ઓટલા ઉપર-શાળા ચાલતી હતી. આવડી નાનકડી શરૂઆતને દાદાભાઈ ખૂબ મહત્ત્વ આપતા અને આ શાળાની ઉત્સાહથી વાતો કરતા.

આ સિવાય એમને બીજી પણ ઘણી પ્રવૃત્તિઓ વધી સવારના છથી રાતના દસ વાગ્યા સુધી હમેશાં તેઓ એક યા બીજી લોકહિતની પ્રવૃત્તિમાં લાગ્યા રહેતા. ચપળ મગજ, સખત પરિશ્રમ, લોકકલ્યાણની ભારે ધગશ અને ઉત્સાહી સ્વભાવને લીધે એમનો જીવનક્રમ પ્રગતિશીલ થતો ગયો. પોતાના મિત્રો સાથે મળીને એમણે 'સ્ટુડન્ટ્સ લિટરરી ઍન્ડ સાયન્ટિફિક સોસાયટી'ની સ્થાપના કરી. અરદેશર ગાંધી અને બીજા મિત્રો એમની સાથે આમાં જોડાયા. ગરીબ, દલિત વર્ગના લોકો અને સ્ત્રીઓને શિક્ષણ આપવાના ઉદ્દેશથી આ સોસાયટીની સ્થાપના થઈ હતી. દાદાભાઈ એના પ્રમુખ હતા.

સોસાયટીએ પોતાનું કાર્યક્ષેત્ર વિસ્તાર્યું. એણે શાળાઓ શરૂ કરી. આ માટે એના કાર્યકર્તાઓને સર બાર્ટલ ફ્રિયર, સર ચાર્લ્સ ફોર્બ્સ, પ્રિન્સિપાલ પેટન એલ્ફિન્સ્ટન વગેરે અધિકારી અંગ્રેજોએ સારું ઉત્તેજન આપ્યું હતું. પરંતુ સોસાયટીના પ્રગતિશીલ વિચારો જૂના વિચારના માણસોને ગમ્યા નહિ. બંને વિચારના માણસો વચ્ચે વિરોધ જાગ્યો. સુધારક વિચારના માણસો તો આંગળીના વેઢા પર ગણાય એટલા જ હતા તેઓ બહુ પૈસાપાત્ર

પણ નહોતા. છતાં તેઓ સાચા દિલના અને જાગૃત હતા. જૂના વિચારના માણસોની ગાળો અને અપમાન ખૂબ સહન કર્યાં છતાં પણ તેઓ પોતાના ધ્યેયથી જરા પણ પાછા હઠ્યા નહોતા. સોરાબજી શાપુરજી બંગાળી, નવરોજજી ફરદુનજી અને બહેરામજી ગાંધી વગેરે સુધારક પક્ષે હતા. જૂના વિચારવાળાઓ એમને 'સોસાયટીના પોરિયાઓ'ને નામે ઓળખતા હતા.

આ સમયે દાદાભાઈ ખૂબ ધમાલમાં રહેતા. એ સ્ત્રી–શિક્ષણ માટે ભાષણો આપતા. સ્ત્રી–કેળવણીની કેટલીક સંસ્થાઓ પણ આ સમયે ઉઘાડવામાં આવી હતી. સ્ત્રી–શિક્ષણના વિષયમાં આથી સહેજ જાગૃતિ આવી. આ કામમાં પડેલા દાદાભાઈ અને તેમના સાથીદારો ધધાદારી માણસો હતા. સવારના ૭ થી ૧૦ સુધી સ્ત્રીઓને કેળવણી આપવાનું કામ તેઓ કરતા. પારસી કુટુંબની બાળાઓ અહીં ભણવા આવતી, પરંતુ હિંદુબાળાઓ હજી આવતી નહોતી. એમને માટે સોસાયટીએ જુદી શાળાઓ ખોલી. આ બધી શાળાઓ ખૂબ સારી રીતે ચાલવા માંડી. લૉર્ડ ફૉકલેન્ડની સરકારે આ બાબતમાં પોતાનો અભિપ્રાય નીચે પ્રમાણે આપ્યો હતો:

"The institution is an epoch in the history of education in the Bombay Presidency, from which, it is hoped, will in due time be traced the commencement of a rapid, marked and constant progress."

દાદાભાઈ લિટરરી સોસાયટીના લાંબા વખત સુધી પ્રમુખ રહ્યા. એ સોસાયટીની એક શાખા તરીકે પ્રચાર કરવાને માટે દાદાભાઈની આગેવાની નીચે સુધારકોએ જ્ઞાન પ્રસારક મંડળીની સ્થાપના કરી. દાદાભાઈએ એ મંડળીના આશ્રય નીચે ઘણાં ભાષણો આપ્યાં હતાં. એમણે એટલેથી સંતોષ ન લેતાં જ્ઞાન પ્રસારક

મંડળીના આશ્રયે 'જ્ઞાન પ્રસારક' માસિક કાઢ્યું. એના અધિપતિ પણ દાદાભાઈ પોતે જ હતા. ૧૮૪૫-૫૦થી સંસારસુધારાનું કામ દાદાભાઈએ મિત્રોની મદદથી શરૂ કર્યું હતું. લોકોમાં ખૂબ વહેમો, અજ્ઞાનતા અને અંધશ્રદ્ધા હતાં. આ વખતે ખાસ પારસી કોમમાંથી સાંસારિક અને ધાર્મિક બદીઓ દૂર કરવાને માટે ૧૮૫૨માં 'રાહનુમાય માઝદય સનાન' સભા દાદાભાઈના પ્રમુખપણા નીચે સ્થપાઈ. આ મંડળે સુધારાનું કામ ઝડપથી ઉપાડ્યું. એમને આર્થિક સહકાર મળ્યો એટલે પુસ્તકો, માસિકો અને લેખો દ્વારા ખૂબ પ્રચાર કરવામાં આવ્યો. ઘણા માણસો આ સંસ્થાનો જાહેર વિરોધ પણ કરતા. પરંતુ ધીમે ધીમે કામ વિકસતું ગયું.

પ્રો. દાદાભાઈ એક નાના પ્રોફેસર તરીકે એલ્ફિન્સ્ટન કૉલેજમાં કામ કરતા હતા. સાંજે કૉલેજમાંથી પાછા ફર્યા પછી તેઓ સામાજિક, સ્ત્રી-કેળવણી અને શિક્ષણની પ્રવૃત્તિઓ કરતા અને રાત્રે ગણિતનો અભ્યાસ કરતા. એમનો અભ્યાસ જોઈ પ્રિન્સિપાલ પેટન ખુશી થયા અને એમને ગણિત જેવા અગત્યના વિષયના પ્રોફેસર બનાવ્યા. દાદાભાઈને રાત-દિવસ મગજની કસરત કરવી પડતી. જૂના વિચારવાળાઓની ટીકાનાં તીરો એમની સામે છૂટથી ઊડવામાં આવતાં હતાં. દાદાભાઈ એટલે પ્રવૃત્તિની સાક્ષાત પ્રતિમા. એમણે સુધારાની વિશાળ જાહેરાત કરવા 'રાસ્ત ગોફતાર' નામનું પત્ર શરૂ કર્યું. આ પત્રના અધિપતિ તેઓ જ હતા. આ માટે એમને ઘણાં લખીણો લખવાં પડતાં અને ઘણી તકરારોમાં પણ ઊતરવું પડતું.

૧૮૫૫માં એમને ખૂબ થાક લાગ્યો. એઓ વિલાયત હવાફેર માટે ગયા. પરંતુ કામ વિના એમને ચેન પડતું નહોતું. લંડનની યુનિવર્સિટીની કૉલેજમાં ગુજરાતી ભાષાના પ્રોફેસર તરીકે એમની નિમણૂક થઈ. ઈરાનમાં થોડાક જરથોસ્તીઓ હતા. મુસ્લિમો

એમના પર બહુ જુલમ કરતા હતા. ઇરાનના શાહ વિલાયતમાં આવ્યા ત્યારે એમને મળી દાદાભાઈએ આ વાત કહી. પછી અરજીઓ અને પત્રો લખી એમણે ઘણા સુધારા કરાવ્યા. મુંબઈમાં સર દીનશા માણેકજી પીટીટને લખી ઈરાનના જરથોસ્તીઓ માટે મોટું ફંડ ભેગું કરાવ્યું.

દાદાભાઈ હવે રાજકીય વિષયોનો અભ્યાસ કરવા માંડ્યા. હિંદ અગાઉ ધનધાન્ય અને સમૃદ્ધિમાં સુખી હતું. અંગ્રેજોના આગમન પછી એની એ સમૃદ્ધિ ચુસાવી શરૂ થઈ, હિંદમાં અંગ્રેજ અમલદારોને સરકારે મોટા હોદ્દાઓ આપવાથી તેમ જ કરો અને જકાતો દ્વારા તેમ જ વેપાર દ્વારા હિંદી સમૃદ્ધિ દિવસે ને દિવસે વધારે ને વધારે નષ્ટ થતી જતી હતી. આંબાનો રસ પોતે પી જતા અને ગોટલા–છોતરાં તેઓ હિંદીઓને આપતા હતા આ ઉપરાંત હિંદનાં આર્થિક અને રાજકીય હિતો કેવી રીતે જોખમાતાં હતાં તેનો અભ્યાસ પણ દાદાભાઈએ ખૂબ સૂક્ષ્મ રીતે કર્યો. વિલાયત જઈ 'ઈસ્ટ ઇન્ડિયન એસોસિયેશન' નામનું મંડળ એમણે સ્થાપ્યું. આ કામમાં હિંદ પ્રત્યે દિલસોજી ધરાવનાર અંગ્રેજ મિત્રોએ પણ એમને ખૂબ સહાયતા આપી. બધા રાજદ્વારી પ્રશ્નોનો ઊંડા ઊતરીને અભ્યાસ કરીને તેઓ લેખો અને ભાષણો દ્વારા ખરી સ્થિતિ અંગ્રેજી પ્રજા સમક્ષ મૂકતા હતા. આમ એમણે પોતાનું જીવન હિંદની રાજકીય પ્રગતિને અર્પણ કરી દીધું.

દાદાભાઈને અનેક માણસો વિવિધ પ્રકારના પ્રશ્નો પૂછતા. તેઓ બધાને સંતોષકારક ઉત્તરો આપતા. હિંદમાં રહીને રાજકીય પ્રવૃત્તિઓમાં પૂરતો ભાગ લઈ શકાતો નહિ, કારણ કે હિંદના અંગ્રેજ અમલદારો આવી રાજકીય પ્રગતિને મૂળમાંથી જ દાબી દેતા હતા આથી વિલાયતમાં રહી, ત્યાંની સ્વતંત્ર આબોહવામાં આ પ્રવૃત્તિ વધારે અસરકારક બનશે એમ મિત્રોએ અભિપ્રાય આપવાથી

તેઓ વિલાયત વારંવાર જતા હતા. પોતાના નિભાવ માટે એમણે વિલાયતમાં મેસર્સ કામાવાળાઓની પેઢીના મેનેજર તરીકે કામ કરવાનું શરૂ કર્યું હતું. આમ વેપારી–પ્રવૃત્તિ સાથે રાજકીય પ્રવૃત્તિ પણ તેઓ જોસભેર ચલાવતા હતા.

મુંબઈના આગેવાન રાજદ્વારીઓ સાથે એમને પત્રવ્યવહાર હતો. પરસ્પર વિલાયતની અને હિંદની પરિસ્થિતિ બાબત વિચારોની આપ-લે થતી આમાં ઘણી બાબતમાં રૂબરૂ વાતચીત કરવાની આવશ્યકતા ઊભી થતી. આ માટે તેઓ અવારનવાર મુંબઈ આવતા. પોતાના વેપાર–ધંધા માટે અને કામાજી શેઠિયાઓને મળવા માટે પણ એમને અવારનવાર મુંબઈ આવવું પડતું.

એમની રાજકીય સેવાઓએ હવે પ્રજાનું ખૂબ ધ્યાન ખેંચવા માંડ્યું હતું. અને તેઓ હવે સારી પેઠે આગળ આવતા જતા હતા. તેઓ ચોથી વાર વિલાયત જવા ઊપડ્યા ત્યારે એમની સેવાની કદરમાં સર ફિરોજશાહ મહેરવાનજી મહેતાની આગેવાની નીચે એક જાહેરસભા મુંબઈની પ્રજાએ બોલાવી. નાણાંની ત્રાગી એવી રકમની થેલી એમને અર્પણ કરવામાં આવી. વિલાયતમાં જઈને એમણે આ નાણાંનો ઉપયોગ ત્યાં ભણતા હિંદી વિદ્યાર્થીઓને આર્થિક મદદ અને પુસ્તકો ખરીદી આપવામાં કર્યો. વિલાયતમાં હિંદની રાજકીય પ્રવૃત્તિઓ એમણે જોરશોરથી ઉપાડી હતી. પાર્લમેંટના સભ્યોને મળવું. ત્યાંનાં વર્તમાનપત્રોમા લેખો લખવા, ત્યાંના હિંદી વિદ્યાર્થીઓને મળી જોઈતી મદદ કરવી અને સાથે વ્યાપારી પ્રવૃત્તિ પણ ચલાવવી વગેરે બધાં કાર્યો એમણે એકી સાથે ચાલુ કર્યાં.

આ બધી રાજકીય પ્રવૃત્તિઓમાં દાદાભાઈને એક અગત્યની ઊણપ લાગી. હિંદને પાર્લમેંટમાં પ્રતિનિધિ મોકલવાનો હક્ક નહોતો. પાર્લમેંટની બહાર આને અંગે ખૂબ દિલચાલ થઈ શકતી, પણ

હિંદની ચાવી પાર્લમેંટના હાથમાં હોવાથી અંદર જઈને હિલચાલ કરવાની ખાસ અગત્ય હતી. આથી બ્રિટિશ મતદારો અને લાગવગવાળા માણસોને એમણે મળવા માંડ્યું. એમની અગાઉ બાબુ લાલમોહન ઘોષે પાર્લમેંટમાં બ્રિટિશ મતદારોના ટેકાથી દાખલ થવાની પ્રવૃત્તિ કરી હતી, પણ તેમાં એમને નિષ્ફળતા સાંપડી હતી. દાદાભાઈને ત્યાંના કેટલાક ગૃહસ્થોએ સારો સત્કાર આપ્યો. હિંદના માજી વાઈસરૉય લૉર્ડ રીપને પણ એમને સારો સત્કાર આપ્યો. દાદાભાઈ સેન્ટ્રલ ફીન્સબરીના પરગણામાંથી પાર્લમેંટમાં પ્રથમ હિંદી સભાસદ નિમાયા. અહીં એમણે હિંદના રાજકાજ વિષય ઉપર જોસ અને લાગણીભર્યું પ્રવચન આપ્યું હતું.

તેઓ પાંચ વરસ સુધી પાર્લમેંટના પહેલા હિંદી સભાસદ તરીકે રહ્યા હતા. બીજી વારની ઉમેદવારીમાં એમને નિષ્ફળતા મળી હતી.

ગુજરાતમાં વડોદરાનું મોટું ગાયકવાડી રાજ્ય આવેલું છે. હિંદમાં વસ્તી, વિસ્તાર અને પેદાશમાં નિઝામ પછીનું એ બીજા નબરનું દેશી રાજ્ય ગણાય છે. ૧૮૭૪ માં ત્યાં મલ્હારરાવ ગાયકવાડ રાજ્ય કરતા હતા. મલ્હારરાવ ઓછું ભણેલા, અવિચારી અને ઉદ્ધત પ્રકૃતિના હતા. એમણે સ્વેચ્છાનુસાર રાજ્યની પેદાશ પોતાનાં અંગત ખાનગી કાર્યોમાં ઉડાવવા માંડી. એમના જુલમ અને અંધેરથી રાજ્યની વ્યવસ્થા તૂટતી જતી હતી, આવકમાં ઘટાડો થતો જતો હતો, અને ખર્ચ વધતું જતું હતું. દાદાભાઈનું નામ કોઈ હિતેચ્છુએ ગાયકવાડને સૂચવ્યું ગાયકવાડે સરકાર પાસે દીવાન તરીકે દાદાભાઈની માગણી કરી. ૧૮૬૯ થી ૧૮૭૫ સુધી દાદાભાઈ હિંદમાં રહેતા હતા હિંદમાં રહી એમણે મુંબઈની મ્યુનિસિપાલિટી, પારસી ખાતાંઓ અને લેજિસ્લેટિવ કાઉન્સિલમાં ઉલટભેર અને આગેવાનીભર્યો ભાગ લીધો હતો. એમાં એમને

સારો યશ પણ સાંપડયો હતો. આથી જ ગાયકવાડે દીવાન તરીકેની પસંદગી એમના પર ઉતારી હતી અને સરકારે દીવાન તરીકે એમને નીમ્યા પણ ખરા.

વડોદરામાં દીવાન તરીકે આવ્યા પછી ગાયકવાડને એમણે ઘણી સારી સલાહ આપી. અને પ્રજાના સહકારથી તેમ જ કાયદેસર રાજ્ય કરવા વિનંતિ કરી. પણ ગાયકવાડે પોતાની મરજી મુજબ હુકમો કાઢી ફરી ખરાબ રીતે રાજ્ય કરવા માંડયું. દાદાભાઈએ એમાં સુધારો કરવા ઘણા પ્રયત્નો કર્યા. ગાયકવાડ શરૂઆતમાં તો એમનું માન સાચવીને ઠીક ઠીક સાંભળતા, પરંતુ પાછળથી એમની સલાહ એને માટે કડવી ઝેર જેવી થઈ પડી. રાજ્યમાં મોટી ખટપટ અને ઝેરવેરના દાવપેચ ખેલાતા હતા. ગાયકવાડના કાંધિયાઓ પ્રજાને ખૂબ ત્રાસ આપતા હતા. એમાં કોઈ દખલગીરી કરી શકતું નહિ. દાદાભાઈ આથી કંટાળી ગયા અને એમણે રાજીનામું આપ્યું. ગાયકવાડે દિલગીરી દર્શાવી એમને રહેવા સમજાવ્યું, પરંતુ દાદાભાઈએ ચોખ્ખી ના પાડી અને નિવૃત્તિ લીધી.

હિંદ દોઢસો વરસ થયાં બ્રિટિશ શાસન નીચે છે. હિંદ ઉપરનું બ્રિટિશ શાસન હિંદને માટે ખૂબ વિનાશક અને નિર્ધનતા આણનારું થઈ પડયું છે. બ્રિટિશ અધિકારીઓ હિંદીઓને ભલું કરી શકશે એવો પ્રચાર બ્રિટન તરફથી અન્ય દેશોમાં થતો હતો, પણ ખરી રીતે બ્રિટિશ હિંદની સમૃદ્ધિ ચૂસતા જતા હતા. આ વાતની પ્રથમ જાણ હિંદીઓને શ્રી દાદાભાઈએ કરી. સરકારી રિપોર્ટ અને આંકડાઓથી એમણે સિદ્ધ કર્યું કે બ્રિટન હિંદને ખૂબ ચૂસે છે અને બ્રિટનના રાજ્યશાસનથી હિંદ આજે નિર્ધન બન્યું છે. આ વાતની જાણ દાદાભાઈએ એક ચોપાનિયા મારફતે કરી. પછી એમણે 'Poverty and British rule in India.' નામનું પુસ્તક લખી જગત સમક્ષ મૂકયું.

હિંદમાં બ્રિટિશ શાસને જે પોલાદી ભીંસ યોજી હતી, તે અંગેની રાજદ્વારી હિલચાલ ઘણી જૂની છે. પાર્લમેંટમાં એ ઝુંબેશ-ની પ્રથમ શરૂઆત કરનાર મહામના એડમન બર્ક હતા. એમણે હિંદ તરફ ભાવભીની દિલસોજી દેખાડી હતી. ૧૮૪૭માં બીજા એક ગૃહસ્થ જોન બ્રાઈટ પાર્લમેન્ટમાં દાખલ થયા. તેઓ હિંદના ખાસ મિત્ર હતા. અને નિયમસર સવાલો પૂછી હિંદ સંબંધી વિષયો પર ખૂબ પ્રકાશ પાડતા. સને ૧૮૫૩માં સર ચાર્લ્સનું ઈન્ડિયા બિલ પાર્લમેંટમાં રજૂ થયું. પરંતુ હિંદીઓને એકે હક્ક આપવામાં આવ્યો નહિ. આની સામે જોન બ્રાઈટ ખૂબ લડ્યા પણ એમને સફળતા મળી નહિ.

ઈ. સ. ૧૮૫૮માં હિંદનો મહાન ઇતિહાસ-પ્રસિદ્ધ બળવો પૂરો થયો. હિંદનું રાજ્ય કંપનીના હાથમાંથી સરકારના હાથમાં આવ્યું ત્યારે હિંદીઓને કંઈક હક્કો આપવાનો ખરડો સર જોન બ્રાઈટે રજૂ કર્યો. આમાં પણ એમને સફળતા મળી નહિ. જોન બ્રાઈટ પછી હેન્રી ફોસેટ, ચાર્લ્સ બ્રેડલો, મિ. હ્યુમ, સર હેન્રી કોટન, સર વિલ્યમ વેડમ વગેરે હિંદના મિત્રોએ હિંદીઓને રાજકીય સત્તા આપવાની હિલચાલ ઉપાડી. દાદાભાઈ એમની સાથે ખભે-ખભા મિલાવી પ્રવૃત્તિ ચલાવવા માંડ્યા. દાદાભાઈ એ 'વૉઈસ ઓફ ઇન્ડિયા' નામનું એક અંગ્રેજી પત્ર શરૂ કર્યું. અને એમાં અનેક નિબંધો લખી જાહેર સભાઓમાં વાંચવા માંડ્યા. તેઓ પાર્લમેંટના સભ્ય ન હોવા છતાં બહાર રહી ખૂબ જોરશોરથી પ્રચાર કરતા હતા.

ઇન્ડિયન સિવિલ સર્વિસની પરીક્ષા વિલાયતમાં લેવાતી. નાના-થી માંડીને મોટે સુધીના અધિકારો અંગ્રેજોના હાથમાં હતા. ઠેઠ ગવર્નર સુધીની પદવી એમને જ મળતી. આ સિવિલ સર્વન્ટોમાં હિંદીઓને નીમવામાં આવતા નહોતા. વિલાયતમાં પરીક્ષા આપી પસાર થનારને જ સિવિલ સર્વિસમાં દાખલ કરવામાં આવતા હતા.

વિલાયત ખાતે ત્રણ વરસ રહી પરીક્ષા આપવી એ હિંદી વિદ્યાર્થીઓ માટે મોટું ખર્ચાળ કામ હતું. ૧૮૭૫-૮૦ના સમયમાં મિ. રુસ્તમ વાડિયા નામના એક પારસી નવયુવાન વિલાયતમાં સિવિલ સર્વિસની પરીક્ષા આપવા ગયા, પણ એની ઉંમર કંઈક વધારે છે એવું બહાનું બતાવી એમને પરીક્ષામાં બેસવા દેવામાં ન આવ્યા. આ વખતે લોર્ડ સેલિસબરી ઇંગ્લંડના વડા વજીર હતા. અગાઉ જ્યારે દાદાભાઈ પાર્લમેંટના સભ્ય હતા ત્યારે એમણે એમને 'Black man of India' કહ્યા હતા. લોર્ડ સેલિસબરીએ હિંદનો કોઈ યુવક વિલાયતની સિવિલ સર્વિસમાં દાખલ ન થઈ શકે એ માટે ઉંમરની હદ ઘટાડી ૨૩માંથી ૧૯ની કરી હતી. દાદાભાઈએ એની સામે છાપાંઓમાં અને જાહેર સભાઓમાં સખ્ત હિલચાલ ઉપાડી. પણ હિંદમાં હજી જાહેર કાર્યો કરવા જેટલી હિંમત આવી નહોતી. હિંદ હજી અજ્ઞાનતાના અંધારામાં હતું.

સિવિલ સર્વિસના વિષયમાં હિંદમાં દાદાભાઈના ઉત્સહથી ખૂબ જોરશોર હિલચાલ શરૂ થઈ. શહેરોમાં સભાઓ ભરાઈ અને સિવિલ સર્વિસમાં હિંદીઓને લેવા માટે આગ્રહ કરાયો. હિંદના અગ્રગણ્ય રાજદ્વારી ગૃહસ્થોએ આ વાત ઉપાડી લઈ હિંદીઓને એમાં દાખલ કરવાની સૂચના કરી. ઇ. સ. ૧૮૭૮માં દિલ્હી દરબાર પૂરો થયો એટલે મોટા મોટા હિંદીઓએ મળી પાર્લમેંટ ઉપર એક અરજી મોકલાવી. એમાં સિવિલ સર્વિસમાં હિંદીઓને દાખલ કરવાની છૂટ માગી. દાદાભાઈ નવરોજજી અને બીજાઓએ આ અરજીમાં સહીઓ કરી હતી. દાદાભાઈનાં તીવ્ર આંદોલનોથી બ્રિટિશ પાર્લમેંટે હિંદીઓને માટે ૧૮૭૮માં એક કાયદો પસાર કરાવ્યો. તેમાં હિંદીઓ માટે આ દિવ્ય નોકરીઓમાં દાખલ થવાનું શક્ય બન્યું, પણ એ કાયદો એટલો પોલાદી હતો કે વધારે હિંદીઓ એમ દાખલ થઈ શકે જ નહિ.

ઈ. સ. ૧૮૮૫ માં હિંદી મહાસભાની શરૂઆત થઈ. એલન ઓક્ટેવિયન હ્યુમ એ મહાસભાના પ્રથમ મંત્રી અને પ્રેરક હતા. દાદાભાઈનો એમને ઘણો સહકાર હતો. દાદાભાઈએ પ્રથમ ભાઉદાજી, જગન્નાથ શંકરશેઠ, જમશેદજી જીજીભાઈ, નવરોજજી ફરદુનજીની મદદથી 'બોમ્બે પ્રેસિડન્સી એસોસિયેશન' ફરામજી નસરવાનજીના કોટના મકાનમાં સ્થાપી હતી. પરંતુ પાછળથી લોર્ડ ડફરીનના સમયમાં મહાસભાની સ્થાપના થઈ હતી. શરૂઆતમાં બહુ થોડી વ્યક્તિઓએ આમાં ભાગ લેવા માંડેલ. એલ્ફિન્સ્ટન કૉલેજના પ્રિન્સિપાલ વર્ડ્ઝવર્થના દીવાનખાનામાં એ ઠરાવોએ આકાર લીધો.

ગોકુલદાસ તેજપાલ હાઈસ્કૂલમાં શ્રી ડબ્લ્યુ. સી. બેનરજીના પ્રમુખપણા નીચે મહાસભાની પહેલી બેઠક મળી. એમાં દાદાભાઈ નવરોજજી, ફિરોઝશાહ મહેતા, તેલંગ, રાનડે, દિનશા વાચ્છા, ચંદાવરકર, રહેમતુલ્લા સૈયાની, ગણેશ અમાકર અને ઝવેરીલાલ યાજ્ઞિક આગેવાનીભર્યો ભાગ લીધો હતો.

મહાસભાનું બીજું અધિવેશન શ્રી. દાદાભાઈના અધ્યક્ષપણા નીચે કલકત્તામાં મળ્યું. પહેલા અધિવેશનમાં માત્ર ૧૦ પ્રતિનિધિની હાજરી હતી જ્યારે બીજા અધિવેશન વખતે એ સંખ્યા ૪૧૬ને આંકડે પહોંચી હતી. એમાં બંગાળના આગેવાન નેતાઓ ડૉ. રાજેન્દ્રનાથ મિત્ર, શ્રી. સુરેન્દ્રનાથ બેનરજી અને બીજા પ્રાંતોના શ્રી. રામકૃષ્ણ ભાંડારકર, પંડિત મદનમોહન માલવીય વગેરે આગળ આવ્યા હતા.

દાદાભાઈ તે પછી વિલાયત પાછા ગયા અને ત્યાં 'ઇન્ડિયા એસોસિયેશન'ની આગેવાની લીધી.

૧૮૯૩ની મહાસભાની બેઠક લાહોરમાં મળી. એના પ્રમુખપદે પણ દાદાભાઈ હતા. પંજાબે એમને અનુપમ માન આપ્યું. ત્યાર પછી ૧૯૦૪માં લોર્ડ કર્ઝને બંગાળના ભાગલા પાડ્યા.

બંગાળીઓને આથી સખત આઘાત લાગ્યો. મહાસભામાં જહાલ અને મવાલ એમ બે પક્ષો ૨૫૫૮ રીતે તરી આવ્યા. આથી મહાસભામાં મતભેદો અને ઉગ્ર-વિચારભેદો ઊભા થયા. આ શમાવવા માટે વિલાયતથી ૮૧ વર્ષની ઉંમરે હિંદના દાદા (દાદાભાઈ નવરોજજી)ને આવવું પડ્યું. લો. તિલક ઉગ્રમતવાદી હતા. ગોખલે, ફિરોજશાહ મહેતા, સુરેન્દ્રનાથ બેનરજી એઓ મધ્યમ વિચારકોના મોવડીઓ હતા. દાદાભાઈની સૌમ્ય પ્રતિષ્ઠાથી એ સમય પૂરતો વિખવાદ શાંત પડ્યો, પરંતુ પાછળથી ફરી જ્વાલામુખી સળગી ઊઠ્યો. ૧૯૦૬ની કલકત્તાની મહાસભાના પ્રમુખ તરીકે શ્રી. દાદાભાઈની વરણી થઈ દાદાભાઈએ લોકોની પસંદગીને સાચી ઠરાવી બતાવી. આ મહાસભાના મંચ ઉપરથી પહેલવહેલો 'સ્વરાજ' શબ્દ એ મહર્ષિના મોઢામાંથી નીકળ્યો. એમણે પ્રથમ ઉચ્ચારેલા આ જાદુઈ શબ્દને આજ સુધી હિંદે પોતાના આદર્શનો શ્રેષ્ઠ શબ્દ માન્યો છે. વ્યાખ્યાનના અંતમાં દાદાભાઈએ ગદ્‌ગદિત કંઠે નીચે મુજબ ઉદ્‌ગારો કાઢ્યાઃ

"હવે મારા આયુષ્યનાં જે થોડાં વરસો બાકી રહ્યાં છે, તેમાં હું કઈ કઈ શુભ વાતો જોવા પામવાનો છું, એ તો હું કાંઈ જાણતો નથી. પરંતુ મારી માતૃભૂમિ અને મારા દેશબંધુઓ પ્રત્યે સ્નેહ અને ભક્તિના બે બોલ હું મૂકી જઈ શકું એમ હોય, તો કહું કે એકતા સાધો, મંડ્યા રહો અને સ્વરાજ મેળવો; કે જેથી આજે જે લાખો માણસો દરિદ્રતાથી, ભૂખમરાથી મહામારીથી મરણ પામે છે, અને જે કરોડો માણસો પૂરતા અન્નને અભાવે ભૂખમરો વેઠે છે તેઓ બચવા પામે, અને હિંદ ફરી એકવાર જગતની સર્વ શ્રેષ્ઠ સંસ્કૃત પ્રજાઓમાં પોતાનું પુરાણકાળનું ગૌરવવંતું સ્થાન પ્રાપ્ત કરે."

કેવા પયગંબરી શબ્દો દાદાજીના છેલ્લા વસિયતનામા રૂપે

કચ્છનો મંત્રીશ્વર

# દેવકરણ શેઠ

'દરબાર ઉપર ભયંકર આફત આવી પડી છે. આપણો દેશ પરદેશીઓથી આક્રમણ પામ્યો છે. ચારે તરફ એમનાં ભયંકર પગલાંઓના પડઘા પડે છે. કોઈ વીરનર છે કે આપણા દેશનું રક્ષણ કરે!' રાવશ્રી દેશળજીએ પાનના બીડાને ઉપાડવા સભાજનોને આવાહન કર્યું.

'બાવા, કેડી વડી આફત આવી આય! કુરો (શું) થયો આય!' વૃદ્ધ ભાયાત મોકાજી જાડેજાએ ઊભા થઈ રાવને પૂછ્યું.

'અમદાવાદનો સૂબો શેર બુલંદખાન પચાસ હજારનું મોટું સૈન્ય લઈ ઓચિંતો કચ્છનો વિજય કરવા આવ્યો છે. આપણી પાસે કાંઈ તૈયારીઓ નથી. કોઈ વીરનર માતાજી 'આશાપુરાનો બીડો ઉપાડવા તૈયાર છે!'

'ઈનકે કચ્છમેં કેર તેડી અચેતો (આવે છે)?' સાંધાણના મોકાજીએ પૂછ્યું.

'મોરબીનો કાયોજી આપણો ભાયાત છે. એનો કચ્છ ઉપર દાવો છે. એણે પાંચ લાખ કોરી લાંચ આપી સૂબાને કચ્છ જીતી આપવા ઉશ્કેર્યો છે.'

'સૂબેજો લશ્કર કેટલે છેટે આય?' સુથરીના ભાયાતે પૂછ્યું.

'હજી રણ ઓળંગ્યું નથી. દસ-બાર દિવસ લાગશે, તેમાં આપણે સૌએ તૈયારીઓ કરવાની છે. આપણા સૈન્યને વ્યવસ્થિત

કરી સૂબાની સામે ટક્કર ઝીલવી છે. આમાંથી કોણ તૈયાર છે? છે કોઈ માઈનો પૂત!'

કોઈ ઊભું થયું નહિ. રાવશ્રી શૂરવીર પણ સુસ્ત પ્રકૃતિના હતા. એમણે સૈન્ય ભેગું કર્યું નહોતું. હથિયારો સજાવ્યાં નહોતાં. ખજાનો ખાલી હતો. બધું એકડે એકથી ઘૂંટવાનું હતું. આવા અપજશનાં કામમાં કોણ હિંમત કરે?

'અરે, કોઈ મરદ નથી! કોઈ કચ્છી માઈનો પૂત નથી! શું બધાઓએ ઘાઘરા પહેર્યા છે?' બીજી વખત બીડું ફેરવતાં રાવશ્રી દર્દભર્યે અવાજે બોલ્યા.

રાવશ્રીનું મુખ એકદમ નિસ્તેજ થઈ ગયું. એમની આંખો વિષાદમય થઈ ગઈ. એ ફાટી આંખે ચારે તરફ જોવા માંડ્યા. 'આય કોઈ મરદ?'

એક પચીસ વરસના ગૌર શરીર, ઊંચું લલાટ, તેજસ્વી મુખ-મુદ્રાવાળા યુવકે ઊભા થઈ રાવશ્રી પાસેથી બીડું લેવા પગ ઉપાડ્યો.

'તું કોણ છો? તારું શું કામ છે? તને યુદ્ધવિદ્યા આવડે છે? તારો કોણ જામીન છે?' રાવશ્રીએ એક સાથે ઘણા પ્રશ્નો પૂછ્યા.

'મારું નામ દેવકરણ શેઠ છે. હું વેપારી છું, પરંતુ હમણાં મહારાણીશ્રી માનકુંવરબાનો કામદાર છું. કાસમ જમાદાર મારો જામીન થાશે.'

કાસમ જમાદાર એબિસીનિયાનો મહાકાય સીદી હતો. આખા કચ્છમાં સરસ સમશેરબાજ લડવૈયો હતો. દેવકરણ એનો જ પટ્ટશિષ્ય હતો.

'કાસમ! તુમ ઈસ શેઠકું પિછાનતે હો?'

'દેવકરણ શેઠ! બડે મરદ શમશેરબાજ હૈં. ઉસને મેરેકું બહુત બખત સિકસ્ત દી હૈ.' બીજા સૈન્યના જમાદારોએ દેવકરણની મરદાનગીનાં વખાણ કર્યાં.

ઉચ્ચારવામાં આવ્યા છે? એમણે જોયું તે બીજાઓએ પણ વરસો પછી જાણ્યું.

મહાસભાની ૧૯૦૬ની બેઠક પછી દાદાભાઈનું સ્વાસ્થ્ય સારું રહેતું નહિ. ડૉક્ટરોએ દેશમાં આવી આરામ લેવા સલાહ આપી. તેઓ લંડનનો નિવાસ મૂકી મુંબઈ આવ્યા અને વરસોવાના દરિયા કિનારે રહેવા લાગ્યા. મુંબઈના ગવર્નર લૉર્ડ સીડન હામ અને હિંદના વાઇસરૉય લૉર્ડ હાર્ડિંગ એમને મળવા વરસોવા આવ્યા.

૧૯૧૬માં ૯૧ વરસની ઉંમરે મુંબઈ યુનિવર્સિટીએ ભવ્ય સમારંભ કરી એમને એલ.એલ. ડી.ની માનવંતી ઉપાધિ આપી. મુંબઈએ તે દિવસે દેશના દાદાને અનુપમ માન આપ્યું.

ઇ. સ. ૧૯૧૭ના જૂનની ૩૦ તારીખે ૯૨ વરસની પાકી ઉંમરે દાદાભાઈએ આ દુનિયામાંથી વિદાય લીધી. મુંબઈની મલબાર ટેકરી ઉપર આવેલા દખમા સુધી એમને વળાવવા આખા મુંબઈના અગ્રગણ્ય લોકો આવ્યા હતા. લાખો લોકોના એ શાંત સમૂહે હિંદના દાદા પ્રત્યેનાં પ્રેમ અને કૃતજ્ઞતા દેખાડ્યાં હતાં.

મહાત્મા ગાંધીજીએ દાદાભાઈ વિશે કહ્યું હતું કે—

એ પવિત્ર પુરુષના જીવનમાંથી નિયમિતપણું, અનન્ય દેશભક્તિ, સાદાઈ, ગરીબાઈ અને અથાગ ઉદ્યોગનો પાઠ હું શીખ્યો. અને મારા જેવા ઘણા યે શીખ્યા છે. જે સમયે સરકારની ટીકા કરવી એ રાજદ્રોહ ગણાતો હતો, અને સત્ય સંભળાવવાની ભાગ્યે જ કોઈની હિંમત ચાલતી હતી. તે સમયે દાદાભાઈએ સરકારની સખતમાં સખત ટીકા કરી હતી; અને અંગ્રેજી રાજતંત્રની ખામીઓ નીડરપણે બતાવી હતી. જ્યાં સુધી હિંદુસ્તાનની હયાતી રહેશે ત્યાં સુધી હિંદુસ્તાનની પ્રજા દાદાભાઈને પ્રેમપૂર્વક યાદ રાખશે એ વિશે મને જરા પણ શંકા નથી.

મહર્ષિ રાનાડે લખી ગયા છે કે—

મેં શ્રી દાદાભાઈનાં દરેક લખાણો, દરેક ભાષણોનો બહુ જ બારીકીથી અભ્યાસ કર્યો છે. જે કામ માટે એમણે કમર કસી છે તે કામનું નાવ કિનારે આવે તે પહેલાં અનેક ખરાબાઓથી ભરેલ મોટા સાગર ઓળંગવો પડશે. આ કામ માટે એમને ખૂબ સહન કરવું પડ્યું છે અને પડશે. આજે અર્થ વગરના આક્ષેપો એમને સહન કરવા પડે છે તેથી એમના તરફના લોકોના પ્રેમમાં જરા પણ ફરક પડનાર નથી. એમનાં લખાણો પાકટ અભ્યાસ અને અનુભવ પછી જ કરાયાં છે. હિંદની અસલ જાહોજલાલી લાવવાના જે રસ્તાઓ શ્રી દાદાભાઈ સૂચવે છે, તે મનન કરવા લાયક અને હિંદનું સાર્થક કરે તેવા છે.

શ્રી ગોપાળકૃષ્ણ ગોખલે લખી ગયા છે કે—

શું દાદાભાઈની મહાન જિંદગી હતી! એમની સાદાઈ, દૃઢ નિશ્ચય, સ્વચ્છ અંતઃકરણ, દિવ્ય જાહેર હિંમત, હિંદ માટે તેમનો પરમપ્રેમ, લોકોના હિત માટે એમની ચાલુ લડત, આત્મભોગ એ સર્વે એમનાં કાર્યો અને લખાણો ઉપરથી આપણને જણાય છે ત્યારે મહર્ષિ રાનાડેના નીચેના શબ્દો યાદ આવે છે—"ત્રીસ કરોડ હિંદીઓમાંથી આવા એક જ પુરુષનો જન્મ દેશ માટે આશાસ્પદ છે."

જય જય હિંદના દેશભક્ત! જય જય હિંદના દાદાજી!

દેવકરણને સેનાધ્યક્ષ નીમવામાં આવ્યો. દીવાનની પાઘડી પણ એને બંધાવી.

દેવકરણ શેઠે તરત જ ભાયાતોને પોતાનાં સૈન્યો સાથે આઠ દિવસની અંદર ભુજમાં હાજર થવા તાકીદ કરી. ગેરહાજરોને પોતાની ટુકડીઓ લઈને હાજર થવા લખ્યું. લોહારો અને સરાણિયા બેસાડી કટાઈ ગયેલી તલવારો અને બંદૂકો તૈયાર કરાવવા માંડી; અંજાર, મુંદરા, માંડવીથી આરબો તેડાવી લીધા. ભુજમાં ચારે તરફથી લડવૈયાઓ આવવા લાગ્યા. તેમને માટે એક મોટી ભોજનશાળા ખોલવામાં આવી. ભુજના મોટા કિલ્લામાં પુષ્કળ અનાજ પાણી ભરવામાં આવ્યું. વહોરાઓને બોલાવી તોપો માટે દારૂગોળાની વ્યવસ્થા થઈ. ભુજ આખું સૈન્યનગરમાં ફેરવાઈ ગયું. દેવકરણ રાતદિવસ જાગૃત રહીને ભારે તૈયારીઓ કરવા લાગ્યો. એનાં ઉદ્યોગ, ધીરજ, એકાગ્રતા અને કર્તવ્યનિષ્ઠાનો પાર નહોતો.

'મહારાણી સાહેબા, હું એક વિનંતિ કરવા આવ્યો છું.'

'શું છે દેવકરણ!'

'કચ્છ ઉપર અમદાવાદનો સૂબો ચઢી આવ્યો છે. કચ્છની સ્વતંત્રતા, રાજ્યવંશ, પ્રજાનું સાહસ, ધન–ઐશ્વર્ય સૌ ચાલ્યાં જશે. જીવસટોસટનો મામલો છે. કચ્છના ઇતિહાસમાં આવો કપરો સમય ક્યારેય આવ્યો નથી. બધાં ખલાસ થશું.'

'તમે મરદો કેસરિયાં કરશો અને ખલાસ થશો ત્યારે અમે તરવારો લઈને લડવા નીકળશું. અમે તૈયાર છીએ. બેફિકર રહો. મારી ત્રણસો દાસીઓ શત્રુઓ પાસેથી પૂરો હિસાબ લેશે.'

'તે મને પૂરો ભરોસો છે. પણ મને બીજું કાંઈ જોઈએ છે. રાજ્યનો ખજાનો ખાલી છે. પૈસા વગર યુદ્ધ કેમ લડાશે! હું તમારો કામદાર છું તેથી જાણું છું કે તમારી પાસે રાણીઓનો મોટો ખજાનો અનેક પેઢીઓથી ચાલ્યો આવે છે. સાસુરાણી વહુરાણીને અંતકાળે

એની ચાવી ખાનગી રીતે સોંપે છે. કચ્છના જીવન માટે આ ખજાનો મને સોંપો, નહિ તો એનો ભવિષ્યમાં કાંઈ ઉપયોગ રહેશે નહિ–છતે પાણીએ આપણે ભસ્મીભૂત થઈશું.'

રાણીએ થોડો વિચાર કરી દેવકરણને બેસવા કહ્યું. થોડી વારમાં જ રાણીવાસમાંથી ત્રણસો દાસીઓએ પોતાને ખભે અંદરથી ભરેલી કોથળીઓ લાવી આખો ઓરડો ભરી મૂક્યો.

'આ એક કરોડ કોરીઓનો ખજાનો છે. દસ રાણીઓની વંશપરંપરાની કરકસરનો સંગ્રહ છે. આવા જીવનમરણના પ્રસંગે રાજ્યરક્ષા માટે એ ખજાનાનો ઉપયોગ કરવાનો હતો. મારે હાથે એનો સદ્‌ઉપયોગ થાય છે તેથી હું કૃતાર્થ થઈ છું. ખુશીથી લઈ જાઓ અને શત્રુઓને હાંકી કાઢો.

સૂબાને રણ ઊતરતાં વાર લાગી. રસ્તામાં દેવકરણ શેઠે બધા કૂવાઓમાં ઝેર નંખાવ્યું હતું, તેમ જ કચ્છના પ્રસિદ્ધ મિયાણાઓ વારંવાર ઓચિંતા હલ્લા કરીને શત્રુસૈન્યને મુશ્કેલીમાં નાખતા હતા. સૂબાને ભૂજ આવતાં વીસેક દિવસ નીકળી ગયા. એટલામાં દેવકરણ શેઠે વીસ હજારનું સૈન્ય સર્વ સાધનસામગ્રી સાથે તૈયાર કરી ભૂજિયાની કિલ્લેબંદીમાં મૂકી દીધું. ચારે તરફ પેગામો મોકલી નવું સૈન્ય ભરતી કરવા અને ભૂજ મોકલવા વરદીઓ ગઈ. ભૂજિયાની કિલ્લેબંદી પર્વતમાળા ઉપર અતિ મજબૂતી અને ઊંચાઈ ઉપર મહારાવશ્રી ખેંગારજીએ બાંધી હતી. સૂબાએ આવી ભૂજિયાને ઘેરો ઘાલ્યો. પોતાને ચાલુ ખોરાક મળે તે માટે થોડેસવારોને લૂંટ માટે મોકલ્યા. એણે હજારો સીડીઓ તૈયાર કરાવી પોતાની ચુનંદી ટુકડીઓને કિલ્લાઓ જીતવા મોકલી.

ભૂજિયાના કિલ્લાઓની ટેકરીઓ ઉપર ભારે ધમસાણ મચ્યું. મોગલો નિસરણી સાથે નિસરણીઓ જોડી ઉપર ચડવા માંડ્યા. રક્ષણ કરનારાઓ એમના ઉપર બળબળતા અંગારનાં લાકડાં, પથ્થરો,

તીરો અને લોઢાની ભારે વસ્તુઓ ફેંકવા માંડ્યા. વીસ-પચ્ચીસ ઠેકાણે સીડીઓ મંડાઈ. પઠાણો, તુર્કો, મોગલો કીડીઓની માફક ઉપર ચડવા લાગ્યા. ચારે તરફથી આક્રમણનાં મોજાં આવવા લાગ્યાં. ઉપર કોઠામાં ઊભા રહી ચારે તરફ ઊડતાં તીરોની દરકાર કર્યાં વગર રક્ષણ કરનારાઓ મોટાં લાકડાં ભરાવી સીડીઓને ઉથલાવી નાખવા માંડ્યા. લડાઈ ખૂબ જામી, પરંતુ હજી એક પણ શત્રુ કિલ્લાના ગઢ ઉપર પહોંચી શક્યો નહોતો. એ દિવસે બુલંદખાનને હાર ખાઈ પાછા ફરવું પડ્યું. શાહદેશળ અને દેવકરણ શેઠ પોતાના સૈનિકોને આખો દિવસ ઉત્સાહ આપતા ઊભા હતા.

રાત્રિના હજારો મોટી સીડીઓ તૈયાર કરવામાં આવી. બીજે દિવસે સૂબાએ વધારે બળવાન હલ્લા શરૂ કર્યા. પચાસ ઠેકાણે સીડીઓ માંડવામાં આવી. એક ઊથલે એટલે બીજી તેની જગ્યા લે. સૂબો શેર બુલંદખાન જાતે દૂર ઊભીને હુકમ આપ્યા કરતો હતો. કિલ્લા ઉપરની તોપોએ થોડું નુકસાન કર્યું હતું, પરંતુ આક્રમણ કરનારાઓએ એને ઉથલાવીને નિરુપયોગી બનાવી દીધી હતી. કચ્છી સૈન્યે ભારે હિંમતથી સામનો કર્યો, પરંતુ ધીમે ધીમે એને પાછા હઠવું પડ્યું. ઉત્તરે કિલ્લેબંદીનો બહારથી રક્ષણ કરતો ભુંડાસરો નામનો કોઠો (કિલ્લો) શત્રુના હાથમાં ગયો. જાડેજા રજપૂતોએ ત્રણ વાર કિલ્લો પાછો લેવા કેસરિયાં કર્યાં. પણ નિષ્ફળ નીવડ્યા. સ્થિતિ ગંભીર હતી. છતાં ન ગભરાતાં રજપૂતોએ લડવાનું ચાલુ રાખ્યું.

*

'મહારાજ, પાય લાગીએ.' એમ કહીને રાવશ્રી અને દીવાને નાગાઓના મહંતને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા.

'આશીર્વાદ, કુશળ છો ને! અમારા આઠ હજાર નાગાઓનું જૂથ માઈ હિંગળાજ પરસવાને આવ્યું છે. હંમેશની મુજબ વહાણો અને સીધાઓનો બંદોબસ્ત કરી આપો.'

'ઘણી ખુશી' સાથે. અમારા પુણ્યનો ઉદય થાય છે ત્યારે જ આપની જમાતનાં પવિત્ર દર્શન અમને થાય છે. મુસલમાન લશ્કર અમારી ઉપર ચડી આવ્યું છે એટલે માર્ગ રોકાયલો છે તેથી લાચાર છું. હું ભારે સંકટમાં છું.' મહારાવશ્રીએ વિનંતિ કરી.

'કોનું અને કેટલું સૈન્ય ચડી આવ્યું છે?' મહંત પ્રાગભારથીએ પૂછ્યું.

'અમદાવાદનો સુબો શેર બુલંદખાન પચાસ હજારનું સૈન્ય લઈ ચડી આવ્યો છે.'

'તમે અમને કાંઈ મદદ ન આપી શકો? ધર્મ, દેવદેવતા અને અમારી સ્વતંત્રતાની રક્ષા માટે આપને શરણે છીએ.' દીવાને વચ્ચે આવીને પ્રાર્થના કરી.

મહંતે થોડો વિચાર કરી કહ્યું કે અમે તૈયાર છીએ. કચ્છના ભાટચારણો એ પ્રસંગનું પોતાની સરદાનગી ભાષામાં વર્ણન આપે છે:

સામી ચેંતા પિંઢમેં, પાંજો સેણુ ન કાસા,
માતા પીરસણ પોય, પાંજા તીરથ હિતે થેઆ.

બાવાઓએ પોતપોતામાં વાતો કરી કે આપણાં ભાઈબહેન કે કુટુંબકબીલા નથી. માતા પરસવા પછી જશું. આપણાં તીરથ હમણાં અહીં જ છે.

પેલો ઝપડો પાંજો, મર રિસે દેશર રા,
મેર કરીંધી માતા, અજ આશાપુરા.

આ યુદ્ધ હવે આપણું જ છે. દેશળરાવ ભલે આપણા બળને જુએ. આજે માતા આશાપુરાએ આપણા ઉપર કૃપા કરી છે.

સ્વામીએંજે સપાટે, મુગલ પઠ થેઆ,
સુબેજે સરદારજે, મથો વઢે વેઆં.

સ્વામી (બાવાઓ)ના સપાટાથી મોગલો પાછા હટયા. બાવાઓએ સુબાના સરદારનું માથું કાપી લીધું.

ઝુમરે કે મારે કરે, બાવે બર ચૈયા.
કૂટે કટક ખાનકો, સામી વઢ ખરિયા.

મોગલોને મારી બાવાઓએ એમને હરાવી દીધા. ખાનના સૈન્યને ભારે માર મારી સ્વામીઓએ જીત મેળવી.

હજારો બાવાઓ તલવારો લઈ લડ્યા હતા. ખમેખમા ગોરવી ઉઘાડાં શરીરવાળા બાવાઓએ ખાનના સૈન્યને પોતાના પરાક્રમથી પાછું કાઢ્યું. તે ઘેરો ઉઠાવી હટી ગયું. પરંતુ બાવાઓનો મોટો સમૂહ યુદ્ધભૂમિમાં પડ્યો હતો. છતાં એમના ઝનૂન પાસે કોઈ ટકી શક્યું નહિ.

મોરબીના કાયાજીના તંબૂમાં અર્ધરાત્રિએ બે બુકાની બાંધેલ માણસોએ કાયાજીની સંમતિથી પ્રવેશ કર્યો. યુવાન પુરુષ કાયાજીનો પુત્ર અલિઆજી હતો. વૃદ્ધ જાડેજાઓનો ભીષ્મ મોડજી હતો. અલિઆજી સ્વદેશપ્રેમથી પ્રેરાઈને રાવને મદદ કરતો હતો.

'ભા કાયાજી! આવું દેશદ્રોહીનું કામ તારા હાથે! જાડેજાકામ લાજી મરે છે. આ તને શું કમત સૂઝી! તું રાખેંગારજીનો વંશજ આવા કામ માટે જીવશ!'

'કાકા, હું શું કરું? રાદેશળના બાપે દગો દઈને અમારી ગાદી પચાવી પાડી. કચ્છની ગાદી એમની કે અમારી? સાચું કહો? મોરબીમાં પણ ગંદેશળ અમને ક્યાં સુખે આરામ લેવા દે છે!'

'કાયા, કોઈ વિચાર કર્યો છે? બે બિલાડીના ઝગડામાં વાંદરાને લાવવાથી શું થાય? ઈ તો ભાયું છો. અંદર અંદર લડો પણ ખરા, પરંતુ ત્રીજો બહારનો આવે તો ભાઈઓએ એકસંપ થવું જોઈએ. તને ખબર છે કે રાદેશળ અને તારા શરીરમાં એક જ લોહી વહે છે? આ સૂબાનો તને ભરોસો છે! કચ્છ જીતી જરૂર પચાવી પાડશે—આ વેદવાક્ય છે. શા માટે તારા પોતાના ઘરને હાથે આગ લગાડશ ભાઈ! તારે જોવા નથી રહેવું! રહેજી રઈ વટલી

જવું છે? કાયા બદલવી છે? ભાઈયું છો, લડો પણ. 'બધુ હોય ખોલકણ્યા તો ય પોતાની બાંય' એ ભૂલી મ જા બાપ! શા માટે હાથે કરીને નાગને ઘરમાં ઘાલે છે?'

કાયોજી વૃદ્ધના રોષથી પીગળી ગયો. સવારના પો ફાટતાં પહેલાં તો એ પોતાનું સૈન્ય લઈ સૂબાને અદ્ધર લટકાવી કૂચ કરી ગયો. સવાર થતાં જ સૂબાએ કાયોજીના સૈન્યના તબૂઓને ઠેકાણે કાગડા ઊડતા જોયા. એણે પણ કચ્છનો વિજય પડતો મૂકી કૂચ કરી. ભાટ કવિ કહે છે કેઃ—

આયો કચ્છ ખટેલાય, પણ ઓંખી લગી ધરા,
ભજી ગ્યો બુલધ, જેંકે આડો દેશર રા.

કચ્છ જીતવા આવ્યો, પણ કચ્છની પૃથ્વી કઠણ લાગી. બુલંદખાન ભાગી ગયો. દેશળરાવ એની સામે થયો હતો.

દેવકરણ શેઠ કચ્છનો મન્ત્રીશ્વર ગણાય છે. એણે ખેડૂતોને સુખી કર્યા. ભૂજ, અંજાર, માડવીના મજબૂત કિલ્લાઓ બાંધ્યા. નારાયણ સરોવરનું મોટુ મંદિર બાંધ્યુ રાજાનો ખજાનો તર થયો. એ મહાન પુરુષે કચ્છને ધનધાન્યથી ભરી દીધુ. કચ્છનો પાટવી કુંવર લખપતજી ભારે ખર્ચાળ અને વિલાસી હતો. તેને ખર્ચવાને જોઈતી રકમો મન્ત્રીએ આપવા ના પાડી. યુવરાજ એના ઉપર બહુ ગુસ્સે થયો. એના શાગિર્દોએ મન્ત્રી જ્યારે રાવની પાસેથી પાછો ફરતાં સીડી ઊતરતો હતો ત્યારે એની પીઠમાં જમૈયો ખોસી દીધો. બીજાએ તલવારનો ઘા કર્યો. ગજમહેલની સીડી ઉપર ગમ ગમ કહેતો મન્ત્રી લોહીલોહાણુ થઈ પડ્યો. એનુ પ્રાણપંખેરું ઊડી ગયું. રાવ અને મહારાણીએ ઉપવાસ કર્યા. થોડા દિવસ યુવરાજને ચોકી નીચે રાખ્યો. પછી સૌ એની સ્મૃતિ ભૂલી ગયાં. ભૂલ્યા નથી માત્ર કચ્છના ભાટચારણો અને કચ્છનો ઇતિહાસ.

# વાઘા પારેખનો આખરી અંજામ

"વાઘા પારેખ! તમે કચ્છનું કારભારું હાથમાં લ્યો."

"રાણીસાહેબા! એ ન બને. વાઘના મોઢામાં માથું નાખવા કોણ હિંમત કરે?"

"ના ના. વાઘા પારેખ! તમે હિંમત હારો મા. કચ્છને આવા વખતે તમારા જેવા હોશિયાર અને દેશભક્તની સેવાની જરૂર છે. માટે તૈયાર થાઓ."

"રાણીસાહેબા! તમારો આગ્રહ છે, તો વિચારી જોઉં. પણ મને કેવો અને કેટલો ટેકો મળશે?"

"જુઓ, અમે ત્રણે રાણીઓ તમારી કુમકે છીએ. ભાયાતોમાં પણ અમે ખૂબ પ્રચાર કર્યો છે. બધા ભાયાતો અમને ટેકો આપશે. અમે તમને ધનની મદદ કરશું. આજે જ પાંચ લાખ કોરી રોકડી તમને સોંપશું. તમારા વાળને વાંકો થવા દેશું નહિ. તમે લશ્કર રાખશો તે માટે જોઈતાં નાણાં, અમારી પાસેથી ખુશીથી લઈ જશો. હવે બીજું તમને શું જોઈએ?"

"પરંતુ મહારાવશ્રી મને કચ્છ-કારભારીની જગ્યા આપશે?"

"એ કામ અમારું છે. અમે ગમે તેમ સમજાવીને તમારી નિમણૂક કરાવશું. તે માટે બેફિકર રહો."

"મહારાવશ્રી મારા અંકુશમાં રહેશે નહિ. એઓશ્રી મહમદ પનાહની શીખવણીથી મુસ્લિમ ધર્મ પાળે છે. ઉઘાડી તલવારે અંગરક્ષકો સહિત બજારમાં હિંદુ મળે તેને મારે છે. તેનું મારે શું કરવાનું છે? એ સ્થિતિ કાંઈ ચાલવા દેવાય નહિ."

"એ સારુ તો અમે તમારી નિમણુક કરવાને ઇંતેજાર છીએ. આપણે સૌએ રસ્તો કાઢવાનો છે. સર્પ પણ ન મરે અને લાઠી પણ ન ભાગે એવો આપણે રસ્તો કાઢવો જોઈએ. આપણે સૌને એ કામ પ્યારું છે. એટલે કાંઈક રસ્તો જરૂર કાઢીશું."

"બીજી ઘણી વાતો છે. પરંતુ મુખ્ય અડચણ મહારાવશ્રીની છે. એઓ બીજી રીતે ખૂબ પાકા છે. એમણે ૪૦૦ સીદીઓ હથિયારબંધ રાખ્યા છે. મહારાવશ્રીની આંગળી ઊંચી થાય ત્યાં એઓ પ્રાણ આપવા અથવા લોહી રેડવા તૈયાર થશે. એમના અત્યાચારો વસતિ ઉપર ભયંકર છે. એમને કેવી રીતે દબાવવા? સવાલ મુશ્કેલ છે."

"સીદીઓનો તો પહેલાં જ ધડો લાડવો કરવો છે. તે માટે લશ્કર રાખો. પાંચ લાખ કોરીઓ તો તે માટે અમે આપીએ છીએ. બીજી પણ વખત પ્રમાણે દેશું. નચિંત રહો."

"ભૂજમાં લશ્કર કેમ રાખી શકું? રાવશ્રીની નજરે તરત ચડું એટલે મારી આખેર તો તરત આવી જ રહે."

"અરે, તમે શા માટે ગભરાઓ છો? ભૂજ મૂકીને બીજાં શહેરો નથી? અંજારમાં તમે લશ્કર ભેગું કરી શકો છો. સાં વાગડના બહારવટિયાઓને પકડવા લશ્કરની જરૂર છે. એવું બહાનું કાઢજો. કોઈ બોલશે નહિ."

"એ વાત તો ઠીક છે. પણ મહારાવશ્રીના રોજના અત્યાચારો કેમ અટકાવવા? મને કાંઈ સમજણ તો પાડો. કચ્છનો કારભારી થઈ આવા અત્યાચારો હું કેમ ચલાવી લઉં?"

"જુઓ વાઘા કામદાર, પથ્થર તળે આવેલો હાથ કળાથી નીકળે, બળથી નીકળે નહિ. હમણાં તો જ્યાં સુધી મજબૂત લશ્કર તૈયાર ન કરી શકો ત્યાં સુધી ચાબડ ભાણા કરી માથું નીચું કરી બેસી રહેજો. આંખ ખોલવાની બંધી જ રાખજો. અમે કેમ આંખ

રાવશ્રી રાયધણજીનાં મહારાણી કેશરકુંવરબા બહુ વિચક્ષણ હતાં. એમનો વૃદ્ધ કામદાર મરણ પામ્યો હતો. બીજો કામદાર જોઈતો હતો. મહારાણીએ વાઘા પારેખની સમયસૂચકતાની વાત સાંભળી. એમણે કેટલીક ચીજો વાઘા પારેખની દુકાનેથી મંગાવી તેની કિંમત બજારમાં અંકાવી જોઈ. વાઘો 'પારેખ પ્રમાણિક જણાયો. એમણે પોતાના કામદાર તરીકે વાઘાને રાખી લીધો. વાઘા પારેખને કચ્છ–કારભારી નીમવા એણે મસલત કરી હતી.

રાજ્યમાં ચાલતા અંધેર અને રાજાના અત્યાચારોથી મહારાણી ત્રાસી ગઈ. વાઘા પારેખ દ્વારા રાજ્યના સુવહીવટનો બંદોબસ્ત રાખવા એણે વિચાર રાખ્યો. મહારાવશ્રીને સમજાવી દીવાન તરીકે વાઘા પારેખની નિમણૂક કરાવી. દીવાન તરીકે કોઈ બીજા આવવા રાજી પણ નહોતા. આગલા દીવાનો તલવારથી કપાઈ મૂઆ હતા. ખટપટ, મરણ અને કુટુંબનું સત્યાનાશ એ રાજાના ગુસ્સાનાં ફળો હતાં. ગુસ્સો પણ ઓચિંતો ઝબકી નીકળતો હતો.

વાઘા પારેખે રાણીઓની ઓથે કચ્છનું કારભારું સ્વીકાર્યું. એણે પોતાના ભાઈ કોરજી (કોરા) પારેખને અંજારનું કારભારું દઈને મૂક્યો. ત્યાં લડાયક માણસોની ભરતી કરી એમને તાલીમ આપવાનું કામ પણ સોંપ્યું. ભુજથી કેટલાક ગાડાં ભરી તલવારો, ઢાલો અને ભાલાઓ ખાનગી રીતે મૂકી દીધા. વાનો પણ વિશ્વાસ ન કરવા ભલામણ આપી, એને અંજાર શહેર મોકલી દીધો.

આફ્રિકામાં આરબો લાખો સીદીઓને જંગલનાં એમનાં ગામડાંઓમાંથી જોરજુલમથી પકડી લાવતા. એ સીદીઓ ઉપર અમાનુષી જુલમો રસ્તામાં આરબો ગુજારતા હતા. ચામડાના ફટકા મારવા, ધગધગતા તડકાની ગરમ રેતીમાં સુવાડવા, આગથી ડામ દેવા, ભૂખે મારવા વગેરે એમનો મદ ઉતારવા ઘણી સજાઓ કરતા હતા. છેવટે એમને જંગબારના ગુલામોની બજારમાં વેચતા. આ સીદીઓ

જગતના ઘણા ભાગોમાં વેચવાની વસ્તુઓ તરીકે વેચાતા હતા. હિંદના રાજરજવાડાઓ એમને ખરીદતા હતા. એમના જેવા આજ્ઞાંકિત, પ્રમાણિક, ધણી માટે લોહી રેડનારા નોકરો મળવા મુશ્કેલ હતા.

કચ્છમાં પણ આવા સીદીઓ આવ્યા હતા. મહારાવશ્રી રાયધણજીના પિતા શ્રી ગોડજીને આવા સીદી અંગરક્ષકો રાખવા હતા. પછી રાવશ્રી રાયધણજીએ આવા અંગરક્ષકો મોટી સંખ્યામાં ખરીદ કરી રાખ્યા. એઓ માલિકના હુકમ સિવાય બીજી કોઈ વાત જાણતા નહોતા. એમને રાયધણજીએ મુસ્લિમ ધર્મમાં વટલાવ્યા હતા. મૂળ એમનો ધર્મ જંગલી હતો. હવે એ સર્વે કચ્છીભાષા બોલતા હતા. સૌ નિરક્ષર હતા, ઝનૂની હતા, બાળક જેવા કે સમજણ વગરના હતા. એમનો જમાદાર મસુદ હતો. બીજો મરીચ હતો. સીદીઓ સૌ અલમસ્ત અને હથિયારના ઉપયોગમાં પાવરધા હતા.

સીદીઓ બિચારા અજ્ઞાન અને મૂર્ખ હતા. મહારાવશ્રીએ અંજારના મહાજન પાસે સીદી મસુદને એક વખત મોકલ્યો હતો. મહાજનને લાલ આંખ બતાવવા સીદી મસુદને ભલામણ કરી હતી. અંજારના મહાજનને ભેગું કરી એમને પોતાની આંખ બે હાથની આંગળીઓથી મોટી કરી બતાવતાં સીદીએ કહ્યું કે જુઓ મહારાવશ્રીએ મને તમને આંખ મોટી કરી બતાવવા કહ્યું છે તે પ્રમાણે બતાવું છું.

સીદીઓ પ્રજામાં ખૂબ અપ્રિય હતા. એમનું કાસળ કાઢવા વાઘા પારેખે પહેલું કામ હાથમાં લીધું. પત્રીના ઠાકોર ( જમીનદાર ) ભારોજી અને જિયાજીએ મહારાવશ્રીનો હુકમ માન્યો નહિ. એઓ કોઈ પણ રીતે મહારાવશ્રીની સત્તાને ગાંઠતા નહોતા. મહારાવશ્રીએ વાઘા પારેખને આ ઠાકોરોને નસીહત આપવા આજ્ઞા કરી. વાઘા પારેખ મહારાવશ્રીને સમજાવીને સીદી અંગરક્ષકોનું સૈન્ય સાથે લઈને પત્રી ઉપર ચડી ગયો. ત્યાં પરસ્પર લડાઈ થઈ. ભારોજી ઠાકોર

લડાઈમાં કામ આવ્યા. કચ્છના ભાયાતો આથી વાઘા પારેખ ઉપર બહુ ગુસ્સે થયા. કડવાશ વધી ગઈ.

વાઘા પારેખે તરત જ ભાયાતોને ભેગા કરી આ કામનો બધો અપયશ સીદીઓ ઉપર નાંખ્યો. પોતે આ કામ માથે લેવા નાખુશ હતો પણ રાવશ્રીના હુકમ મુજબ એને ચડી જવું પડયું હતું. સીદીઓને એણે ભારાજીને મારતા વાર્યા હતા વગેરે વાતો ખૂબ વાક્ચાતુર્યથી એણે ભાયાતો સામે નમનતાઈથી મૂકી. ભાયાતોને એણે ઊલટા ઉશ્કેરી દીધા. "ચાલો મહારાવશ્રી પાસે અને સીદીઓ સામે ન્યાય મેળવો. એ સીદીઓ જ જુલમ કરનારા છે. એમને દૂર કરવા જ જોઈએ. હું તમારી સાથે છું. તમે તમારી માગણીઓ આગ્રહ સાથે રાવશ્રી પાસે મૂકો. આ લોકોના ઉપર જુલમ કરનારાઓને કચ્છપાર કરવા જોઈએ."

ભાયાતો એકઠા થઈ ગયા એમણે સાથે મળી સીદીઓને હાંકી કાઢવા માટે રાવશ્રી પાસે માગણી મૂકી. રાવશ્રીએ વાત ઉડાડી મૂકી પણ ભાયાતોએ જીદ મૂકી નહિ. ભાયાતો રિસાઈ જવા માટે તૈયાર થયા. પ્રજા તો વિરુદ્ધ હતી. મહારાવશ્રી દેશની મૂંઝવણ ભરેલી સ્થિતિ સમજતા હતા. એમની સ્થિતિ સૂડી વચ્ચે સોપારીની જેવી થઇ પડી હતી. પ્રજા અને ભાયાતો બન્નેનો ખોફ ઉપાડી લેવા એ તૈયાર નહોતા. સીદીઓની મૂર્ખતાએ એમને પણ કાયર કર્યા હતા.

મહમદ પનાહ મહારાવશ્રી સાથે જ રહેતો હતો. એ એમનો ગુરુ, સલાહકાર અને માર્ગદર્શક હતો. એણે આખી પરિસ્થિતિ ઉપર ખૂબ વિચાર કર્યો હતો. એણે મહારાવશ્રીને માર્ગ દેખાડયોઃ "ખુશીથી સીદીઓને રજા આપો. આપણે આથી પણ સરસ જાતના માણસો ભરતી કરશું. મારા મિત્રો હિંદની સરહદ ઉપરના દેશમાં છે. હું તમને ખબર કરું છું. આપણે ત્યાંથી પઠાણોની ભરતી કરશું. પઠાણો સીદીઓ કરતાં વધારે સારા લડવૈયા, વધારે ધર્મઝનૂની,

સાચા મુસલમાનો અને વધારે સમજણવાળા થશે. પ્રજાને આપણે એમના જોસ અને સંગાથથી તરત મુસલમાન બનાવી દઈશું. તમે નચિંત રહો.”

મહારાવશ્રીને એ સલાહ રુચિ. એમણે ભાયાતોને ભેગા કર્યા. એમની વાત સાંભળી. પણી જ કડવી ગોળી ગળે ઉતારતા હોય તેવો દેખાવ કરી ભાયાતો ઉપર મોટો હાથ મૂકીને એમણે સીદીઓને રજા આપવાનું સ્વીકાર્યું. એમના અંગરક્ષક બે સીદીઓ સિવાય બીજા સૌને દેશમાંથી બહાર કાઢવાની માગણી સ્વીકારી લીધી. ભાયાતો મોટી જીત મેળવવા માટે બહુ ખુશી થયા. વાઘા પારેખની છાતી તો ગજ ગજ ઊંચે ઊછળવા લાગી. એણે પોતાની નીતિનો વિજય માન્યો.

સીદીઓ ગયા. પઠાણો એક-બેની નાની સંખ્યામાં આવવા લાગ્યા. મહમદ પનાહ પાકો માણસ હતો. એણે પ્રજાનો કે ભાયાતોનો શક ન ઉશ્કેરાય તેવી રીતે પઠાણોની ભરતી છૂપી પ્રણાલિથી કરવા માંડી. થોડા સમયમાં ૧૫૦-૧૭૫ પઠાણોની ભરતી થઈ ગઈ. રાજમહેલના વિશાળ પેટમાં એ સૌ સમાઈ ગયા. એમની ભરતી ચાલુ હતી તે દરમિયાન મહારાવશ્રીના અત્યાચારો પણ મોળા પડયા હતા. કોઈનો શક ઉશ્કેરાયો નહિ.

બંને તરફથી છાનામાના લશ્કરની ભરતીનું કામ ચાલતું હતું. મહારાવશ્રી પોતાના ૧૩૦-૧૩૫ અંગરક્ષકોને લઈ માંડવી તરફ એકાએક ઊપડી ગયા. ત્યાંની રાજવત્સલ પ્રજાએ મહારાવશ્રીનું ભાવભીનું સન્માન કર્યું. મહારાવશ્રી રાજમહેલમાં ઊતર્યા. એક સવારના વહેલા ઊઠીને હિંદુઓના મંદિરમાં પ્રવેશ કરી, ત્યાંની મૂર્તિઓને ખંડિત કરી મંદિરને અપવિત્ર કરવાનો એમનો ઇરાદો હતો તે માટે આગળથી તૈયારી કરી રાખ આવ્યા હતા.

પ્રજાના આગેવાનોને રાવની મનોદશાની ઝાંખી હતી. માંડવી-

માં કાંઈ ને કાંઈ ઉત્પાત કરશે એવો થોડો થોડો શક એમને હતો. માંડવીના કારભારી વિશ્રામ ખવાસને ખાનગીમાં એમણે પૂછ્યું. વિશ્રામ પણ મહારાવની પ્રવૃત્તિઓથી અજાણ નહોતો. એણે કાને હાથ મૂકયા. પરંતુ મહાજનને પોતાના બંદોબસ્તમાં રહેવાનું મોઘમ સૂચવ્યું. પોતા પાસે થોડા સિપાઈઓ છે. પરંતુ રાજા સામે તેઓ ચડશે કે લડશે નહિ. માટે તમે તમારો બંદોબસ્ત ખાનગીમાં કરી રાખો. ઓચિંતા કાંઈ થાય તો અગાઉ તૈયારીઓ હોય તો કામ લાગે એવી મોઘમ સલાહ આપી. જાગતો નર સદા સુખી. માટે જે કરવાનું હોય તે ખચીત પૂરતું કરી રાખજો. રાવ પાસે ૧૨૫–૧૫૦ માણસો છે તે પણ વાતવાતમાં જણાવી દીધું.

માંડવી મોટું શહેર અને બંદર છે. એના બારામાં ૫૦–૧૦૦ વહાણો જંગબાર, મસ્કત, મલબારથી માલ લઈ આવતાં નાગર્યાં પડ્યાં હતાં. આ વહાણોના ખલાસીઓ લડાયક હતા. સાગરમાં ચાંચિયાઓ સાથે લડીને એમણે લડાઈની તાલીમ લીધી હતી. આ ખલાસીઓ મહાજનના નોકરો અને એમના માટે પ્રાણ આપે તેવા હતા. મહાજને ખાનગીમાં એમને ભેગા કર્યા. જુદાં જુદાં ઘરોની અંદર બંદૂકો, તલવારો અને બીજાં હથિયારો વહાણોમાંથી મંગાવીને ભરી રાખ્યાં. બારીઓ અને અગાસીઓમાં ખલાસીઓને છાનામાના ગોઠવી દીધા.

વહેલી સવારે મહારાવશ્રી ઘોડે ચડ્યા. એમની સાથે એમની પૂંઠે અંગરક્ષકો હતા. સૌ માથાથી તે પગ સુધી હથિયારબંધ હતા. મહારાવશ્રી હાથમાં મોટો ભાલો લઈ દીન દીન પોકારતા રાજમહેલની બહાર નીકળી ચહેરમાં ઘૂસ્યા. એમણે રાણેશ્વરના મંદિર તરફ ઘોડાને દોડાવ્યો. ઉઘાડી તલવારો સાથે પઠાણ ઘોડેસ્વારો એમની પૂંઠે દોડ્યા. ચારે તરફ ઉલ્કાપાત થઈ રહ્યો. પ્રજામાં ગભરાટ ફેલાઈ ગયો. સૌ પોતપોતાનાં ઘરો બંધ કરી અંદર ભરાઈ

ગયા. બજાર સૂમસામ થઈ ગઈ. મહારાવશ્રી અને એમના અંગરક્ષકો ચારે તરફ નજર નાંખતા આગળ વધ્યા.

રામેશ્વરના મંદિરમાં કોઈ બચાવ નહોતો. થોડી વારમાં પ્રવેશ કરવા માટે મંદિરનાં બંધ બારણાં ભાંગી નાખ્યાં. પૂજારીને ઘાયલ કર્યો. મંદિરની અંદરની મૂર્તિને સ્થાનભ્રષ્ટ કરી ખંડન કર્યું. એ કર્મ પછી માંડવીના ઇષ્ટદેવના સુંદરવરના મંદિર તરફ રાવશ્રીનું અરધસ ચાલ્યું. વિજયથી ઉલ્લાસમાં આવેલા રાવશ્રીએ ભારે ઉત્સાહથી બજારની વચ્ચોવચ્ચ આવેલા સુંદરવરના મંદિર તરફ ઘોડો દોડાવ્યો.

સૂર્યોદય તરતમાં શરૂ થયો હતો. આસપાસ સોનેરી તડકાનાં દિવ્ય તેજ પ્રસરાયાં હતાં. છતાં રસ્તાઓ સૂમસામ હતા. રસ્તામાં શાક વેચવા બેસનારા પણ બેઠા નહોતા. સવારના પહોરમાં શહેર બહાર સ્નાન કરવા જનારા પણ ઘરમાં ભરાઈ બેઠા હતા. રાત્રિ–દિવસ રસ્તામાં સ્વતંત્રતાથી ફરતા અને જ્યાંત્યાં ખાવાને માટે મોઢું નાખતા બ્રાહ્મણી સાંઢોને પણ મહાજનના માણસોએ પકડીને પાંજરાપોળમાં પૂર્યા હતા. વહેલા સવારે પાણીનાં બેડાં કૂવાઓ ઉપરથી ભરીને પાછી ફરતી સ્ત્રીઓની ગેરહાજરી પણ અર્થસૂચક હતી. માત્ર કૂતરાંઓ અહીંતહીં ભસતાં રાવશ્રીના અરધસને આવકાર આપતાં હતાં.

શ્રી સુંદરવરનું મંદિર બજાર વચ્ચે આવ્યું છે. માંડવીના સાંકડા રસ્તાઓની વચ્ચે નાના ચોકમાં મંદિર આવ્યું હતું. આસપાસનાં ઘરોની બારીઓ અને અગાસીઓ આ નાના ચોકમાં પડતી હતી. રાવશ્રીનું અરધસ ચોકમાં પહોંચ્યું. એક પણ ચકલું ત્યાં ફરકતું નહોતું. મંદિરના દરવાજા બંધ હતા. તે તોડતાં કાંઈ વાર લાગે તેમ નહોતું. મહારાવશ્રીએ અલ્લાહો અકબરનો જોસથી પોકાર કર્યો. પાછળના પગાયુ અંગરક્ષકોએ આ પોકાર ઝીલીને

મોરથી દીન દીનનો પોકાર કર્યો. મહારાવશ્રીએ કૂદતા ઘોડાને વેગ આપી મંદિરના દરવાજા ઉપર ભાલો ઉગામ્યો. પઠાણોએ ઘોડાના જીનમાં લટકતા કુહાડા હાથમાં ઉપાડ્યા.

ઓચિંતા આસપાસનાં ઘરોની બંધ બારીઓ ખૂલી ગઈ. બારીઓ અને અગાસીઓ ઉપરથી ખલાસીઓએ બંદૂકોમાંથી ગોળીઓ છોડવા માંડી. ઘરોમાં ભરાયલા વસ્તીના યુવાનોએ ઘરોની અંદર ભેગા કરેલ પથ્થરોના વરસાદ વરસાવવા માંડ્યા. ચારે તરફથી ગોળીઓના સડસડાટ અને પથ્થરોની આંધી ઊડી. શાંત ચોક કોલાહલ અને મારો મારોના પોકારોથી ગાજી ઊઠ્યો. દિશાઓ ભયંકર અવાજોથી ગાજી ઊઠી. લોકોનાં ટોળાંઓ લાકડીઓ, હથિયારો જે કાંઈ હાથમાં આવ્યું તે લઈ ધર્મરક્ષણ માટે ધસી આવવા લાગ્યા. કોઈ જાતની વ્યવસ્થા નહોતી. કોઈ સરદાર પણ નહોતું.

મહારાવશ્રીના પઠાણોની ઉપર અને આસપાસ પથ્થરો અને ગોળીઓનો વરસાદ વરસવો શરૂ થયો. વ્યવસ્થા, શિસ્ત અને નિયમન વગર રૈયતનો આક્રોશ જબરદસ્ત હોવા છતાં સરસ રીતે સંગઠિત નહોતો. પઠાણો લાચાર બન્યા. એમણે પોતાની બંદૂકો બારીઓ સામે તાકી ફોડવાની શરૂઆત કરી. પરંતુ પથ્થરોના મારાથી એઓ બંદૂકો સરખી તાકીને ફોડી શક્યા નહિ. ઘોડાઓ ઉપર પથ્થરોનો મારો થતાં એ ચોફેર ભાગવા લાગ્યા. ખલાસીઓ પણ પથ્થરોનો મારો ચાલુ હોવાથી સારી નેમ લઈ શક્યા નહિ. એમની ગોળીઓએ બહુ જૂજ નુકસાન કર્યું. પરંતુ પથ્થરો અને ટેકુઓનો મારો સબળ હતો. ચારે તરફથી ધૂળ-પથ્થરોની આંધી ઊડી હતી. એનાથી રસ્તાઓ સર્વે ઢંકાઈ ગયા.

પઠાણો ઉપર પથ્થરો આવી પડતા હતા. મારો વ્યવસ્થાબદ્ધ નહોતો. છતાં ચાલુ એક જ દિશા તરફ તાકેલા પથ્થરો પઠાણોના માથા, શરીર, પગ અને છાતી ઉપર ફડાફડ અથડાઈને નીચે પડતા

લાગ્યા. લોહીની શેડો ઊડવા લાગી. સામે કોઈ શત્રુ નહોતો. કોની સામે ધસારો કરવો? કોઈ ઘરનો આશ્રય લેવા જવું પણ સહેલું નહોતું. ઘરો સૌ કિલ્લા જેવી બાંધણીનાં અગાઉના વખતમાં બંધાતાં. એકાદ ઘર જીતી લે તોપણ થોડા સમય માટે આશ્રય મળે. ઘેરામાં ઊલટું સપડાવવું પડે. ખોરાક ખૂટેથી ભૂખે મરવું પડે. એક પથરો ધડડ લઈને રાવશ્રીને પૂંઠે વાગ્યો. બીજો એમના ખભા ઉપર આવ્યો. ત્રીજો સાથળમાં અથડાયો. ચોથો પીઠ ઉપર ઊછળી નીચે પડ્યો.

વખત વિચારી મહારાવશ્રીએ પીછેહઠ કરી. એમણે મોટી મોટી ઢાલોને આડે ધરી ધસારો કર્યો. લોકોનું ટોળું સામે થયું. પણ એને હથિયારબંધ ઘોડેસવારોને હઠાવી દેતાં શું વાર લાગે? લોકો વીખરાયા અને પાછા ભેગા થઈ ગયા. પથરો ફેંકવા માંડ્યા. માણસો કરતાં પણ ઘોડાઓને વધારે વાગ્યું હતું. મુશ્કેલીથી જંગ કરતાં મહારાવ શહેરની બહાર આવી પહોંચ્યા. દરવાજા બંધ કરવાનું પ્રજાજનોને સૂઝ્યું નહોતું એટલે મહારાવશ્રીને નાસી જવાની સગવડ મળી. બહાર આવી જરા પણ ન થોભતાં આખું મંડળ ભૂજને રસ્તે આગળ વધ્યું.

મહારાવશ્રીના મંડળના પંદર સવારો ઓછા થયા હતા. એમાંના કેટલાક પ્રજાના હાથમાં સપડાયા હતા. એમનો ઘડો લાડવો, ત્યાં જ કરી નાખવામાં આવ્યો હતો. પચીસ ઘોડાઓ પણ ખલાસ થયા હતા. એકે સ્વાર નાનામોટા ઘાવો વગરનો નહોતો રહ્યો ને એકે ઘોડો ઘવાયા વગરનો નહોતો બહાર નીકળી શક્યો. તેમાં કેટલાકને તો જીવલેણ ઈજા થઈ હતી. મંડળ જેમતેમ કરી ભૂજ પહોંચ્યું. વાઘા પારેખે આ સમયે જો એમના ઉપર આક્રમણ કર્યું હોત તો વિજય સફળ અને સરસ થાત. પણ અમમચેતી બહુ થોડાં જ કરી જાણે છે. મહારાવે મહેલમાં આવી મલમપટી કરાવી. પોતાને પણ લાગ્યું હતું. વૈરના આવેશમાં એમણે દાંત કચકચાવ્યા.

થોડા દિવસો વહી ગયા. મહારાવશ્રીએ મલમ-પટીના પાટા હવે છોડી નાખ્યા હતા. વળી પાછું ભૂજની બજારોમાં દીન દીનના પોકારો સાથે સરઘસો કાઢવાનું મહારાવશ્રીએ શરૂ કર્યું. માંડવી જેવી ભૂજમાં જનતાની વ્યવસ્થા નહોતી. વીલે મોઢે વસ્તી અત્યાચારો સહન કરી લેતી હતી. પ્રજા જો સંગઠન કરે તો કેટલું બધું કરી શકે છે? પણ સૌ ઈશ્વર પાસે મદદ માગતા હતા. પોતાના બાવડા અને કાંડાના બળ ઉપર કોઈને વિશ્વાસ નહોતો. સંગઠન કરી એકહથ્થુ સામનો કરતા પ્રજાના આગેવાનોને આવડતું નહોતું. સ્વયંપ્રેરણાથી એકઠા થઈ જુલમને કેવી રીતે દૂર કરવો તે કોઈ જાણતું જ નહોતું.

વાઘા પારેખને ત્યાં અંજારથી એપીઓ આવ્યો. કોરા પારેખે લખ્યું હતું કે સૈન્ય તાલીમ લઈ તૈયાર થયું છે. એમના માટે હથિયારોનો પણ બંદોબસ્ત થઈ ગયો છે. સૈન્ય ઉપર વિશ્વાસ મુકાય તેવી જાતના માણસો છે. મારા હુકમથી મરવાને અને લોહી છાંટવાને પણ તૈયાર છે. માટે આજ્ઞા લખો તો સૈન્યને લઈ હું ભુજ આવી પહોંચું. કુલ ૪૦૦ સૈનિકોની ભરતી કરી છે. એમાં મિયાણા, રાજપૂતો, કાઠીઓ અને થોડા આરબો પણ છે. એમને લૂંટની પણ લાલચ આપવી પડી છે. હવે બધું તૈયાર છે. માત્ર કૂચ કરવાના હુકમની હું રાહ જોઉં છું.

વાઘા પારેખે મહારાણી સાથે મસલત કરી, રાજજોષીને બોલાવી સારું મૂહુર્ત કાઢવામાં આવ્યું. તે મૂહુર્તને દિવસે અંજારથી જુદી જુદી દિશામાં ચાર ટુકડીઓ પસાર થઈ ગઈ. વાગડના લૂંટારુઓ ઉપર લશ્કર જાય છે એવી અફવાઓ અગાઉથી ઉડાડી હતી. લોકોએ એ વાત સાચી માની. ચારે ટુકડીઓ જુદા જુદા મારગે ભૂજને રસ્તે પડી. લાંબો ફેરો ખાઈને ત્રણ ટુકડીઓ ભૂજમાં પહોંચવાની હતી. ભૂજથી બે માઈલ દૂરના એક ગામમાં સૌ ટુકડીઓ એક સાથે ભેગી થવાની હતી. ત્યાંથી ભૂજ ઉપર ૪૦૦ સૈનિકોએ એક

સાથે ચડી જવાનું હતું. એકબીજાની વાટ જોવાતી હતી. વાઘો પારેખ એમને ભૂજથી ૬ માઈલ દૂર મળી આવ્યો.

અંધારી રાત્રે આ ૪૦૦ સૈનિકોને સાથે લઈ કોરો પારેખ ભૂજના કિલ્લાના બારણા પાસે આવી પહોંચ્યો. અંદરથી સંકેત અનુસાર નિશાની કરાઈ એટલે દરવાજા ધીમેથી ઊઘડી ગયા. કારભારી વાઘા પારેખની ગોઠવણ અને આજ્ઞા મુજબ દરવાજા ઉઘાડી દેવામાં આવ્યા. પારેખના પોતાના જ માણસો બારણા ઉપર નિમાયા હતા એટલે આખું લશ્કર વિના વિલંબે અંદર દાખલ થયું. એણે પરબારા રાજમહેલ તરફ કૂચ કરી. વાઘો પારેખ રસ્તામાં થોડા રસાલા સાથે ઊભો હતો. સાથે મળી ગયો.

*

"બાવા* ઊઠો, ઊઠો, જરૂરનું કામ છે."

"શું છે?" ઝબકીને મહારાવે પૂછ્યું.

"બાવા! મોટું સંકટ આવી પડ્યું છે."

"ખીમા! શું સંકટ આવી પડ્યું છે?" આંખો ચોળતા મહારાવશ્રી ઊભા થઈ ગયા.

"અંજારથી કટક ચડી આવે છે. હમણાં જ આવી પહોંચે છે. સાબદા થાઓ. મોટો ભય છે."

"તને કોણે કહ્યું?"

"મારી બહેન હીરા મહારાણી સાહેબાની તહેનાતમાં છે. એને ક્યાંકથી વાવડ મળ્યા છે કે'તી'તી કે પાકા વાવડ છે."

"તારી બહેનને ક્યાંથી ખબર મળ્યા હશે?"

"હીરા તે તો બોલી નહિ. કોઈનાં નામો પણ લીધાં નથી. પણ પાકી ખબર હોવાનું જણાવ્યું છે."

"ખબરો ખોટા હોય તો ફોકટના રાત જાગી મૂર્ખ બનવાનું થાય."

---

* કચ્છમાં રાવશ્રીને બાવા એટલે બાપ કહી સૌ સંબોધે છે.

"પણ બ્હેન હીરા કહેતી હતી કે સમાચાર સાચા જ છે. એણે પોતાની સગી આંખે ભૂજના દરવાજામાં ખૂફાની બાધેલ માણસો દાખલ થતાં જોયા. અત્રપળે મહેલમાં આવી પહોંચશે. જલદી કરો. ચેતતો નર સદાએ સુખી. સાવધ રહેવામાં શું નુકસાન છે!"

રાવશ્રી તરત આળસ મરડીને ઊભા થયા, એમણે ઝડપથી કપડાં પહેરી હથિયાર સજી લીધાં. મહમદ પઠાણને ઉઠાડી વાત કરી. એણે તરત જઈ પઠાણોને ઉઠાડ્યા. સૌ હથિયારબદ્ધ થઈ રાજમહેલના અંદરના ભાગમાં તૈયાર થઈ ઊભા રહ્યા.

પારેખ ભાઈઓને રસ્તામાં થોડો સમય લાગી ગયો હતો. સાંકડા રસ્તાઓ ઉપર અનાજ લાદેલા અનેક ઊંટો રસ્તો રોકી માલ ઉતારતા હતા. સવારના વહેલાં તો એ ઊંટો પાછાં નીકળી જવાનાં હતાં. ઓળખાણ આપ્યા સિવાય અને જાહેર થયા વગર માર્ગ સાફ કરવાની જરૂર હતી. તેમાં થોડો વખત વહી ગયો.

રાજમહેલની બહાર વાઘો પારેખ આવી પહોંચ્યો. એણે ત્રણ વખત સિસોટી ધીમેથી વગાડી. અંદરના એના માણસે દરવાજા ખોલી નાખ્યા, સૌ રાજમહેલમાં દાખલ થયા. ત્યાં સૂમસામ શાંતિ હતી. વાઘા પારેખે ચોકમાંથી પસાર થઈ રાજમહેલના અંદરના ભાગમાં સંકેત પ્રમાણે પ્રવેશ કર્યો. ચારે તરફ ગોઠવણ પ્રમાણે સીડીઓ મૂકી પહેલા માળની વચ્ચેની અગાસીમાં સૌ આવી પહોંચ્યા. ચંદ્રમાં પણ હવે જાગીને બહાર આવ્યો હતો. ચંદ્રની ચાંદનીએ અંધારાને બદલે ચારે તરફ રૂપેરી પ્રકાશ ફેલાવી મૂક્યો. આખો રાજમહેલ ધોળી ચાંદનીથી ધવલ રંગ ધારણ કરી રહ્યો. વાઘા પારેખને હજી ચલીકે પણ જાગી ગયાનો શક નહોતો, એ હવે કોઈ સામનો થાય તે માટે બિલકુલ નચિંત થયો હતો.

ઓચિંતા વીજળીની ઝડપે અગાસીની આસપાસનાં બારણાંઓ કોઈએ બંધ કર્યાં. મૂકેલી સીડીઓ પણ ચુપોચુપ ઉપડી ગઈ. વાઘો અને એના માણસો અગાસીમાંથી એકબીજાનાં મોઢાં

જોતાં ઊભા રહ્યા. બારીઓ અને અગાશીઓમાં લાંબી પઠાણી બંદૂકો ફૂટવાના થી થી થી થી થી કરતા અવાજો થયા. પઠાણની નેમ આબાદ સાચી હોય છે. જામગરી ચાંપીને બંદૂકો તાકી ફોડવામાં આવી. એક એક ગોળી એક એક માણસના શરીરમાં પ્રવેશીને પ્રાણ લેતી હતી. વાઘા પારેખ અને કોગા પારેખે બહાર નીકળવા ધસારો કર્યો. પરંતુ બહાર નીકળવાની ક્યાંયે જગ્યા નહોતી. મજબૂત બારણાં ભાંગી શકાયાં નહિ. બારણાં ભાંગવા આવનારના શરીર જરાવારમાં વીંધાઈ મૂડદાં થઈ નીચે પડવા લાગ્યાં.

હાહાકાર, રોકકળ, નિરાશા અને માથું કૂટવાના અવાજો આવતા હતા. મહારાવશ્રીનો એ વચ્ચેથી જોરબંધ અવાજ સંભળાયો: "એક પણ બદમાસ જીવતો જાય નહિ. સૌને પૂરા કરજો."

પઠાણો તાકી તાકીને ગોળાઓ છોડવા લાગ્યા. માણસો પરોપટ ઢગલો થઈ નીચે પડવા લાગ્યા. મહારાવશ્રી પોતાના હાથમાં બંદૂક લઈ ચીંધી ચીંધીને ફોડતા હતા. મડદાંઓનો ઢગલો વધતો જતો હતો. અહીં તહીં કોઈ માણસો ભીંતની ઓથે લપાઈને ઊભા હતા. પણ જીવલેણ બંદૂકો એમને શોધી શોધીને શિકાર કરતી હતી. બે કલાકમાં એકેય માણસ ત્યાં જીવતો ઊભેલો દેખાયો નહિ. મહારાવના હુકમથી પઠાણોએ મૂડદાંના ઢગલાં વીંધી ઘાયલોને પૂરા કરી નાખ્યા. વાઘો અને એનો ભાઈ કોરો કેમ ૪૦૦ જણામાંથી સૂર્યનું દર્શન કરવા એકેય જીવતો નીકળ્યો નહિ.

શહેરની બહાર એક મોટો ઊંડો ખાડો ખોદી ૪૦૦ મૂડદાંઓને દાટી તે ઉપર એક મોટો ઓટલો ચણવામાં આવ્યો. આજે પણ એ સ્થળ અને ઓટલો વાઘાસર-કોરાસરને નામે ઓળખાતાં આ બનાવના ચિહ્ન તરીકે ભૂજમાં ઊભાં છે.